(K. R. CAMA'S PRIZE ESSAY.)

# VENDIDAD

## TRANSLATED INTO GUJERATI

FROM THE ORIGINAL ZEND TEXTS

**With critical and explanatory notes,**

BY

KAVASJI EDALJI KANGA

TRANSLATOR OF THE VENDIDAD AND THE KHORDEH AVESTA INTO GUJERATI, &c.

HEAD MASTER, MOOLLA FEEROZ MADRESA.

SECOND EDITION.

PUBLISHED WITH THE PERMISSION OF THE SOCIETY FOR MAKING RESEARCHES INTO THE ZOROASTRIAN RELIGION.

BOMBAY:

PRINTED AT THE "NIRNAYA SÂGAR" PRESS.

THE ERA OF YEZDEZARD 1253.—THE YEAR OF CHRIST 1884.

( ખ. રૂ. કાંમાનો ઈનામનો રીસાલો. )

# વંદીદાદ

નો

# ગુજરાતી તરજુમો

## અસલ અવસ્તા ઉપરથી

શરેહ તથા નોટ સાથે,

બનાવનાર


## કાવશજી એદલજી કાંગા,

વંદીદાદનો તથા ખોરદેહ અવસ્તાનો ફરહંગ તથા શરેહ સાથનો તરજુમો કરનાર,

મુલ્લાં ફીરોજ મદરેસાના વડા શિક્ષક.


બિજી આવૃત્તિ


જરતોશ્તી દીનની ખોલ કરનારી મંડલીની પરવાનગીથી

મુંબઈ મધે,

"નિર્ણયસાગર" છાપાખાનામાં છાપીછે.

સને ૧૨૫૩ યજદજરદી.—સને ૧૮૮૪ ઈસવી.

# બિજી આવૃત્તિનો બનાવનારની તરફનો ખોલાસો.

ઇસિવી ૧૮૭૪ ના સાલમાં શેઠ ખરશેદજી રૂશતંમજી કાંમાજીવાળે મારો લખેલો ફરહંગ સાથનો વંદીદાદનો તરજુમો જરતોશ્તી દીનની ખોલ કરનારી મંડલીએ ઘણાંજ શોભઇતાં ફુલ ગીલીટના જાડાં મજબુત પુઠાં સાથે છપાવી બાહાર પાડયો હતો, અને તેની કીમત રૂ૦૧૨ રાખી હતી. ત્યારપછી દશ વરસના અરસામાં એ પુસ્તકની ઘણી ખરી નકલ ખપી ગયાથી, ઓછી કીમતે ફકત તરજુમોજ છપાવી બાહાર પાડવાની કેટલીએક તરફથી ખાહેશ જણાવ્યામાં આવી હતી, સબબ કે દીનપર દીન આપણા જરતોશ્તીઓમાં પોતાની દીનની વાકેફી મેળવવાનો શોક વધતો જાએછે, તથા આપણા પવિત્ર ધરમની કેતાબોમાં આવેલી બાબદોનો શુદ્ધ તરજુમો વાંચવાની ખાહેશ જીઆદા થતી જાએછે. એ ઉપરથી એ મજકુર મંડલીની પરવાનગી લઇને એ કામ માથે લેવાને મને દરૂસ્ત લાગ્યું; પણ એમનો એમ તરજુમો પાછો છપાવાના કરતાં, એક વખત ફરીથી અસલ અવસ્તા સાથે સરખાવીને તેમાં અગત જોગ સઘલો સુધારો કરવાનો, તથા જોઇતે ઠેકાણે ખોલાસા તથા નોટમાં વધ ઘટ કરવાનો, તથા દશ વરસના અરસામાં જે જે યુરોપિયન વિદ્વાનોએ વંદીદાદનો તરજુમો કીધો હોએ, તે તપાસીને દરૂસ્ત લાગેતો મારા તરજુમામાં ઘટતો ફેરફાર કરવાનો મેં ઠેરાવ કીધો. ઉપર જણાવ્યા પ્રમાણે મકસદ રાખી એ કામની પુઠે લાગી તેને બરાબર સરનજામ પોંહોંચાડવાને મને એક વરસ મેહેનત કરવી પડીછે, તેથી ફળ સારૂંજ નીપજ્યું છે. પેહેલ્લી આવૃત્તિમાં જે અવસ્તાના ફકરાઓ મને મુશ્કેલ લાગ્યા હતા, તેમાંના કેટલાએકોનો તરજુમો તથા ખોલાસો આ બિજી આવૃત્તિમાં આપવાને હું શક્તિવાન થયોછું. વળી કેટલેક ઠેકાણે મારો આગલો તરજુમો ફેરવીને નવી ઢપનો કરવાને મને મુનાસેબ જણાયુંછે. તોપણ જણાવાની અગત છે કે, કેટલાએક ફકરાઓ એવા છે કે જેઓનો ખાતરી ભરેલો તરજુમો હજુર સુધી જંદ સ્કાલરો કરી શક્યા નથી તે, વખત જતે ફાઇલોલોજીની વિદ્યાની શોધોની નવી રોશણીથી, તથા આપણી કદીમ ભાષાઓનો અભ્યાસ વધારે વિદ્વાનોના હસ્તકે ગયાથી થઈ શકશે. આએ તરજુમો ફરીથી તપાસતાં મરહુમ ડાકટર હાઉગના જરતોશ્તી ધરમ બાબેના રીસાલાની ચોપડીની બિજી

આવૃત્તિમાં આવેલા વંદીદાદના જુદા જુદા ફ્રકરાઓનો તરજુમો, તથા પ્રોફેસર હારલેનો ફ્રેન્ચ ભાષામાં કીધેલો તથા પ્રોફેસર દારમેસ્તેતેરનો અંગ્રેજીમાં કીધેલો વંદીદાદનો તરજુમો મેં વાંચ્યો હતો. એ વિદ્વાનોનો તરજુમો મારા તરજુમા સાથે જોકે કેટલેક ઠેકાણે ફેર પડેછે, તોપણ જાણવા જોગ બાબદોમાં જ્યાંહાં મને ઠીક લાગ્યું છે ત્યાંહાં, મારો તરજુમો આપ્યા પછી નોટમાં તેઓનો તરજુમો બી મેં આપ્યોછે.

સેવટે, જરતોશ્તી દીનની ખોલ કરનારી મંડલીએ એ તરજુમો છપાવાની મને પરવાનગી આપી તેનેમાટે એ મંડલીનો હું મ્હોટો ઉપકાર માનુંછું.

કાવશજી એદલજી કાંગા.

મુંબઈ. તા૦ ૨૪ મી જા-<br>નેવારી સને ૧૮૮૪ ઇસવી.

# PREFACE TO THE SECOND EDITION.

It is ten years since my Gujerati translation of the Vendidad, with a complete philological and grammatical glossary, to which was awarded Mr. K. R. Cama's Prize, was published by THE SOCIETY FOR MAKING RESEARCHES INTO THE ZOROASTRIAN RELIGION. In consequence of the favourable reception it has met with at the hands of the Zoroastrian community, the bulk of this edition has been exhausted. I have therefore deemed it necessary to issue, unaccompanied with the glossary, a second edition at a price within easy reach of all, to meet the growing demand among my coreligionists for a correct interpretation of their sacred writings, and of the tenets of their religion. At the same time I took the opportunity to revise the Translation, making necessary emendations and annotations, and collating it with the translations made by European Zend scholars in the course of the last ten years. This task necessarily occupied me for a twelvemonth, but I am happy to state that this expenditure of time has not been without its good fruit. I have been able, I may venture to hope, to correctly interpret the significance of many a word, phrase and sentence, which at the date of the first publication appeared either obscure or unintelligible. I am, however, fully conscious that despite the time and careful attention which I have bestowed, and the knowledge within my reach which I have brought to bear on the task of revision, there are yet several sentences and words in the text which defy correct interpretation, and which must, therefore, be left for elucidation to the advancement of the science of philology.

In this place I beg to acknowledge the valuable assistance I have derived from Dr. Haug's Essays on the Parsis, as revised and edited by Dr. E. W. West, from Professor Harlez' French Translation of the Zend Avesta, and from Professor Darmesteter's English Translation of the Vendidad. The most striking differences in the translation of the Vendidad, as executed by each of the *savants* named above, are pointed out in foot-notes. Lastly, I beg to offer my grateful thanks to THE SOCIETY FOR MAKING RESEARCHES INTO THE ZOROASTRIAN RELIGION for their kind permission to publish this revised translation.

KAVASJI EDALJI KANGA.

*Bombay,*
*January,* 1884.

# પેહેલ્લી આવૃત્તિનો દીબાચો.

અવસ્તાના વંદીદાદ પુસ્તકનો ગુજરાતી જબાનમાં કોઇબી તરજુમો છપાએલો નહી હોવાને લીધે, એ પુસ્તકમાં આવેલી બીનાથી વાકેફ થવાને ખાહેશ રાખનારા જરતોશતીઓને જ્યારેબી કાંઇ જાણવું પડતું હતું, ત્યારે એક છપાએલા તરજુમાની ખુટ વખતે વખતે તેઓની નજરે વધારે અને વધારે દીસી આવ્યા કરતી હતી. પણ ગુજરાતી તરજુમો છપાવ્યા આગમચ તે કોઇ વીદીઆરથી પાસે નવેસરથી કરાવાની પેહેલ્લી જરૂર હતી, કાંએજ કોઈ કોઇજિના ઘેરમાં જે હાતનો લખેલો ગુ-જરાતી તરજુમો જોવામાં આવતો હતો તે, ઘણાં વરસો ઉપર કીધામાં આવેલો હતો, અને તેના બનવાના વખત પછી આપણા અવસ્તાના વીદીઆરથીઓ વચ્ચે અવસ્તાની ભાષા સમજવાની શક્તિમાં ઘણો વધારો થએલો સરવે કોઇની જા-ણમાં આવેલોછે.

તરજુમો કરવાનું કાંમ પસંદ પડતા કોઇ વીદીઆરથીને એકદમ સોંપીઆના કરતાં, તે બનાવા ઇચ્છનારા સરવે વીદીઆરથીઓને છુટ આપી જે સરસ કરે તેનો બાહાલ રાખવાનો મારગ બે રીતે ઉપયોગી સમજવામાં આવ્યો હતોઃ— એકતો સઘલા ઉમેદવારોની શક્તિ તપાસીઆ વગર આપણે મનભાવતા એકનેજ સોંપીઆથી કેટલીએક વખતે તેની શક્તિ વીશે ભુલમાં પડેલા હોઇએ એવું પછ-વાડેથી જણાએછે; તેઠલું જાહેર ખબરથી માંગેલા લખાનના બાબમાં જાહજું બ-નીઆ જેવું નથી. બીજું તો સરવેને છુટ આપતાં એકથી વધારે વીદીઆરથીને ઉત્તેજન મળેછે, અને લખાન તઇઆર કરવાની ઉલટમાં તેઓ પોતાના અભ્યા-સને આરજુથી આગલ વધારેછે, અને તેનો લાભ આપણા વીદીઆરથીઓમાં જ-લવાએલો રેહેછે.

ઉપલી સરવે મકસદ પાર પાડવાને કાજે શેઠ ખરશેદજી રૂશતમજી કાંમાજીએ જાનેવારી સને ૧૮૬૬ માં "જરતોશતી દીનની ખોલ કરનારી" મંડલીને નામે નીચે મુજબની જાહેર ખબર છપાવાને અરજ કરી ઇનામ મેલવનારને રૂ. ૬૦૦) આપવાને લખીને કબુલાત આપી હતી. એ સબબથી નીચે પ્રમાણેની જાહેર ખ-બર તા૦ ૧૪ મી જાનેવારી સને ૧૮૬૬ ઇસવીને દીનના "રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશ" માં આપીઆમાં આવી હતી.

## વંદીદાદનો નવો તરજુમો.

### રૂ. ૬૦૦) નું ઇનામ.

તા૦ ૧ લી જાનેવારી સને ૧૮૬૭ ને દીને કે તેની આગમચ નીચે લખેલી શરત પ્રમાણે જે કોઇ વંદીદાદનો સઉથી સરસ તરજુમો કરી હમારી ઉપર મોકલશે તેને "જરતોશતી દીનની ખોલ કરનારી" મંડલીની તરફથી ઉપલું ઇનામ આપીઆમાં આવશે.

શરત.

૧. વંદીદાદનું આખું પુસ્તક શુદ્ધ અને ખુશ દસતખતે અવસ્તાના હરફમાં લખવું, તથા જે જગાએ પ્રોફેસર વેસટરગારડ તથા ડાકટર સ્પીગલના લખાનથી ફેરફાર લખીઉ હોએ ત્યાહાં નોટ આપીને તેમ કરવાનો સબબ જણાવવો.

૨. વંદીદાદના અવસ્તાની લીટીઓની નીચે તેનો પેહેલવી અરથ આપવો અને જયાંહાં ડાકટર સ્પીગલે આપેલા અર્થથી ફેરફાર હોએ ત્યાંહાં નોટ આપીને તેનો સબબ જણાવવો.

૩. વંદીદાદના અવસ્તા તથા પેહેલવીમાં પછવાડેથી કાંઈ વધાર ઘટાર કીધેલું નજર આવેતો તે ખાતરી થાએ એવી રીતે પુરવાર કરી આપવું

૪. વંદીદાદના અવસ્તા તથા પેહેલવી તરજુમાની શુદ્ધ નકલ આપતાં કેટલી, કેહી અને કોણની અસલ કાપીઓ તપાસીઆમાં આવી હોય તે દીબાચામાં જણાવવું.

૫. વંદીદાદની અવસ્તા એબારતનો તરજુમો શુદ્ધ ગુજરાતી જબાનમાં કરવો અને જયાંહાં પેહેલવીના તથા એરવદ ફરામજી અસપનદીઆરજી રબાડીના તથા ડાકટર સ્પીગલના તરજુમાથી જુદો તરજુમો કીધો હોએ ત્યાંહાં નોટમાં તેનો સબબ જણાવી પોતાનો તરજુમો સાબેત તથા સહી કરી આપવો.

૬. વંદીદાદના અવસ્તામાં જેટલા બોલો આવેલા હોએ તેની એક ફરહંગ "કમપારેટીવ ફાઇલાલોજી" ને કાયદે આપવી.

૭. 'વંદીદાદ પુસ્તક ઉપર આજ દીન સુધી જે ખોટા ટીકા થઇ હોએ તે ઇનામના ઉમેદવારે પોતે કીધેલા તરજુમાને આધારે તપાસીને રદ કરી આપવા.

૮. લખનારે પોતાનું નામ બંધ પરબીડામાં મોકલવું અને તેની ઉપર કાંઈ નીશાન કરવી, જે નીશાન માગેલા તરજુમા ઉપર પણ મુકવી.

૯. જેને ઇનામ મળશે તેનીજ ઉપર છાપતી વખતે પ્રુફો તપાસવાની ફરજ નાખીઆમાં આવશે.

૧૦ જો તપાસનારી કમીટી એકુબી તરજુમો ઇનામને લાયકનો નહી ઠેરવશે તો તે આપીઆમાં આવશે નહી.

મુંબઈ, તા૦ ૧૧ મી જાનેવારી સને ૧૮૬૬.

કાવસજી એદલજી કાંગા,

"જરતોશતી દીનની ખોલ કરનારી" મંડલીનો મુનશી.

ઉપલી જાહેર ખબર છપાએઆ પછી અભ્યાસીઓનો આવાજ એવો નીકલીઓ કે મેહેનત તરફ જોતાં રૂ. ૬૦૦) થોડા છે, તેથી ઇનામ આપનાર શેઠ ખરશેદજી રૂશતમજી કાંમાજીને અરજ કીધાથી તેવણે વધારીને રૂ. ૮૦૦) નું ઇનામ છપાવાને રજા આપી, તે મુજબ તા૦ ૨૮ મી જાનેવારી સને ૧૮૬૬ ઇસવીને દીનના "રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશ" માં જાહેર કીધામાં આવ્યું હતું. એ જાહેર ખબરની માગણી પરમાણે ઠેરવેલી મુદતમાં કોઇબી તરજુમો મલીઓ નહી હતો. પણ વખતની મુદત વધારતાં વધારતાં તથા જાહેર ખબર માહેલી માંગણીઓમાંથી થોડી થોડી ઘટાડી તેની છુટ મેલતાં મેલતાં અંતે તા૦ ૧૯ મી જાનેવારી સને ૧૮૬૯ ઇસવીને દીને જાહેર ખબર પ્રમાણેની માગણીઓમાંની કેટલીએક બકાત રાખીને માતર તરજુમો (શરેહ તથા ખોલાસા સાથનો), વંદીદાદ ઉપરના ખોટા ટીકાઓનો રદીઓ તથા વંદીદાદમાં આવેલા તમામ બોલોની સંપૂર્ણ ફરહંગ મલીને "બન્દેહ ખોદા" વાળા પરબીડાં સાથે કોઇએ મોકલીઉં હતું. એ તરજુમો ફરહંગ વગેરે સાથે હરીફાઈ કરવાને કોઈ બીજો નહી હોવાને લીધે તેને તપાસવાને કમીટી ઠેરવીઆને જગે મંડલીએજ ઉપર ટપકે જોઈ લીધો, જેથી મંડલીના અધીકારીઓને અનુમાન કરવાને બની આવ્યું કે, તેનો બનાવનાર જરમન ઉસતાદોની શોધથી વાકેફ થએલો કોઈ હાલનો વીદીઆરથી હોવો જોઇએ, અને લખાણની અંદરથી જણાઈ આવ્યું કે તેણે પોતાના કામ પછવાડે સારી મેહેનત લીધેલી હતી. એ સબબથી એ તરજુમો બાહાલ રાખવાનો ઠેરાવ થયા બાદ, પરબીડું ઉખેડી જોતાં તેમાંથી એરવદ કાવશજી એદલજી કાંગાનું નામ નીકલીઉં. જેવણ આએ મંડલીના તેને સ્થાપવાને દીનથી મુકરર થએલા મુનશી થાએ, અને જેવણ મુલ્લાંફીરોજ મદરેસાના વડા શિક્ષક બી થાએ, તથા જેવણે આગમચ વંદીદાદની પેહેલ્લી, બીજી તથા ઓગણીસમી પરગરદો તથા ઇજીશ્નેના ૯ મા હાનો ફાઇલાલોજીને કાયદે શરેહ સાથનો તરજુમો બનાવી અવસ્તાના અભ્યાસી તરીકે પોતાનું નામ જાહેર પાડીઉં હતું. જાહેર ખબર માહેલી માંગેલી બાકીની બાબદો ઈનામ લેનાર પુરી પાડી આપે તો બીજા રૂ. ૨૦૦) આપવાને ઇનામ આપનાર શેઠ ખરશેદજી રૂશતમજી કાંમાજીએ ખાહેશ જણાવી હતી, પણ ઈનામ લેનારે તે કાંમ માંથે લીધું નહી હતું.

હવે એ તરજુમો છપાવાના કારણસર ખરચમાં જવાની મંડલીની નાણા સંબંધી શક્તિ તથા હિમ્મત પુરતી નહી હોવાને લીધે, સુધરતો વખત તપાસવાને કેટલુંએક સુધી થોભી રહીને, નીચે પ્રમાણેની એક મહેહનજર તા૦ ૬ ઠી મારચ

સને ૧૮૭૧ ઇસવીને દીને બાહાર પાડી હતી. જે મધે બધી મલીને આસરે ૪૦૦ નકલોના ઘરાકો નોધાએઆં હતાં.

---

## મદેહ નજર.

### આખા વંદીદાદનો ગુજરાતી તરજુમો અસલ અવસ્તા ઊપરથી.

આજ ૫૦ વરસ થયાં દીનપર દીન જરતોસ્તીઓમાં ધરમની વાકેફી મેલલવાનો શોક વધતો જાએછે. પણ જે અસલી ભાષાઓમાં આપણા પુસ્તકો લખાએલાંછે જેવી કે જંદ, પેહેલવી, પાઝંદ, ફારસી ઈતીઆદી તે ભાષાઓથી હાલ જમાનાના જરતોસ્તીઓનો મોટો ભાગ અનજાણ્યો થઈ પડયોછે. હીંદુસ્થાનના જરતોસ્તીઓએ ગુજરાતીને પોતાની ભાષા કરી મેલીછે, એટલાં ઉપરથી ગુજરાતી ભાષામાં અસલી પુસ્તકોના તરજુમાઓ થાએ એવી ખાહેશ ઘણી તરફથી જણાઇછે, જોકે જરતોસ્તીઓના પુરાણા પુસ્તકોમાંના એક અગતયના પુસ્તક વંદીદાદનો તરજુમો આજ આસરે ૩૫ વરશની વાત ઉપર ગુજરાતીમાં થએલોછે, પણ તે તરજુમો છપાએલો નહી હોવાને લીધે તેનો ઉપયોગ આપણા લોકો કરી શકીઆ નથી. વાસ્તે "જરતોશતી દીનની ખોલ કરનારી" મંડલીની મારફતે એક જાહેર ખબર છપાવીને તમામ વંદીદાદનો સારો તથા ચોકસ તરજુમો, તેની શરેહ, ખોલાસા તથા ફરહંગ સાથે માગીઆમાં આવ્યો હતો, તે મુજબ એક તરજુમો એરવદ કાવશજી એદલજી કાંગા, તે મુલ્લાંફીરોજ મદરેસાના વડા શિક્ષક તથા વંદીદાદની પેહેલી, બીજી, તથા ઓગણીસમી પરગરદો તથા ઈજસ્નેના ૯ મા હાનો યુરોપીઅન ફાઇલાલોજીને કાયદે શરેહ સાથનો તરજુમો કરનાર તરફથી મલીઓ હતો અને તે પસંદ કીધામાં આવીઓ હતો. "જરતોશતી દીનની ખોલ કરનારી" મંડલી જણાવાની રજા લીએછે કે, એ તરજુમો કરનારે બનતી કોશેશ તથા ઘટતી શોધ કરીને બની આવ્યુંછે તેટલો શુદ્ધ તરજુમો કરવાને મેહેનત લીધીછે, તથા ગુચવણ ભરેલા ફકરાઓની જોઈતે ઠેકાણે નોટમાં શરેહ આપીછે; તથા શા આધારે એ તરજુમો રચીઓછે તે બતલાવવા તરજુમા સાથે આખા વંદીદાદ મધે આવેલા તમામ બોલોની એક અગતયની ફરહંગ આપીઆમાં આવીછે, જે ફરહંગમાં જંદ બોલોને બની શકાઉછે તેમ એરીઅનને લગતી બીજી ભાષાઓ સાથે સરખાવીઆમાં આવ્યાછે. તથા તે બોલોના વ્યાકરણની હાલત પણ જણાવીછે. તે સાથે વળી સને ૧૮૬૫ ઇસવી સુધી વંદીદાદ પુસ્તક ઉપર જે ગેરવાજબી તથા મન ઉતારો કરી નાખનારા ટીકાઓ થએલાછે તેનો મુખતેસર રદ જવાબ પણ વધારીઓછે.

હાલમાં એ પુસ્તકને છાપી જાહેર પાડવાનો ઇરાદો રાખીઓછે, અને તેને વધારે વાંચવી લાયક કરવા તેમાં કેટલોએક ઉપયોગી વધારો કરવા ધારીઓછે. વંદીદાદ પુસ્તક મધે બદનની તનદરોસતી વધારવાની તથા ફુવડાઇને આગલ વધતી અટકાવવાને માટે કેટલીએક જાલવણીઓ તથા તેને દૂર કરવાની પરહેજી ફરમાવેલીછે. તેને બારીક નજરે તથા સારી સમજે તપાસી તેનું

અગત્યપણું હાલના તથા આગલા જમાનાના વિચાર પ્રમાણે સાબેત કરી આપવાની મકસદથી તેવી બાબદો ઉપર "ગરાંટ મેડીકલ કાલેજ" ના એક કસાએલા અને કાબેલ "ગ્રાજયુએટ" પાસે તબીબી વિદ્યા પ્રમાણેના પોતાના વિચારો આમેજ કરવાની ગોઠવણ રાખીછે. બધી વાતે એ પુસ્તક જેવું અગત્યનું તેવુંજ મોટા કદનું તથા કીમતી થઈ પડશે. એ આખું પુસ્તક "ડેમી ઓકટેવો સાઈજ" ના ૧૦૦૦ સફાનું થશે, વાસ્તે તેને બે વાલમમાં કાહાડીઆમાં આવશે, એટલે દર વાલમ ૫૦૦ સફાનું થશે અને તે બંધે વાલમોની સારી બાંધણીનાં પુઠાં સાથે કીમત રૂ. ૧૨) ઠરાવીછે.

પણ ઉપલું પુસ્તક છપાવાના બોહોળા ખરચનો જોખમ માથે તાણી લીધા આગમચ જરતોસ્તી પ્રજા તરફથી તેને સારો આશ્રો મળે એવી ખાતરી થવી જોઈએછે. વાસતે નમનતાઈથી અરજ કરવામાં આવેછે કે જરતોશતીઓએ આએ કામને પોતાથી બનતી મદદ આપવી. જો છપામણીનો ખરચ નીકલી શકે એટલી નકલો આગમચથી ખરીદ થશે તો કામ શરૂ કરવામાં આવશે. વાસ્તે આએ લીસ્ટમાં નજરમાં આવે એટલી નકલો ભરી આપવાની એલતેમાસ કરવામાં આવેછે, એજઅરજ.

રોજ ૧૬ મો માહ ૬ ઠો શેહેનશાહી, માહ ૭ મો કદમી સને ૧૨૪૦ ઈઅજદજરદી, તા૦ ૬ ઠી મારચ સને ૧૮૭૧ ઈસવી.

કાવશાજી એદલજી કાંગા,
"જરતોશતી દીનની ખોલ કરનારી" મંડલીનો મુનશી.

નોધાએલાં ઘરાકોની સંખ્યા સારી હોવાને લીજે મંડલીએ છપાવાના ખરચના જોખમની ધાસ્તીમાંથી મોકલી થએલી પોતાને જાણી છાપવાનું કાંમ ચાલુ કીધામાં આવ્યું હતું. મહેહનજરમાં જણાવીઆ પ્રમાણે આએ પુસ્તક "ડેમી ઓકટેવો સાઇજ" નું કાહાડવાનું હતું, પણ પછવાડેથી "રાએલ ઓકટેવો સાઇજ" નું બનાવ્યાથી પાનાના કદમાં વધારો થયો, તથા ફરહંગમાં પેહેલાં લેવા ધારેલા મોટા ટાઇપને બદલે બે કાલમમાં આવે તેમ નાધલા ટાઈપ લેવામાં આવ્યા તેથી પાનાની સંખ્યામાં ઘટાડો થયોછે. મહેહનજરમાં કબુલાત આપીઆ ઉપરાંત આએ પુસ્તક વધારે રસીલું કરવા વંદીદાદની અસલી તથા હાલની ક્રીયા વચ્ચે પડેલા તફાવત વીશે લખી મોકલવાને એક અભ્યાસી દસતુરજીને અરજ કીધામાં આવી હતી, અને તેવણે મેહેરબાની કરીને તેમ કરવાનું કબુલેલું હતું, પણ અંતે એ બાબદ તેવણ મોકલી શકીઆ નહી, તેથી તે વગર આએ પુસ્તક બાહાર કાહાડવું પડીઉંછે.

ડાકટર ખરશેદજી ફરાંમજી ખોરીએ અસલમાં આવેલા તનદરોસતી જાલવવા

બાબેના ફ્કરાઓની હેઠલ ફુટ નોટમાં એક વઇદની નજરે બાબદો કેવી દીસેછે, તે વીશેના વિચારો જણાવેલાછે. તે ઉપરાંત આએ પુસ્તકના આખેરીના ભાગમાં તનદરોસતી જાલવવાને કીજે ક્રીયા ઉપાયો લેવા વંદીદાદમાં ફરમાવેલુંછે, તે વીશેની સલગ બે ચાર બાબદો ૪ રીસાલાના આકારમાં લખવાનો એ કાબેલ ડાકટરનો ઇરાદો હતો, પણ તેવણના ઇઉરોપ તરફ મુસાફરીએ જવાને લીધે તેવણની ધારણા પાર પડી શકી નથી તેથી દલગીર છૈયે. તોપણ જોઇતે ઠેકાણે ફુટ નોટમાં ટુકમાં જે ખોલાસાઓ આપેલાછે તેને માટે મંડલી શેઠ ખરશેદજી ફરાંમજી ખોરીનો મ્હોટો ઉપકાર માનેછે. એ વઇદિને લગતી નોટો વાંચનારને ઉપયોગી થઈ પડશે એમાં થોડોજ સંદેહ છે.

આએ તરજુમો કરનાર તથા ફરહંગ બનાવનાર એરવદ કાવશજી એદલજી કાંગાએ પોતાના કામ ઉપર ઘણી મેહેનત લીધેલીછે. આજ પાંચ વરસ થએઆં એવણે તમામ પોતાનો ખાંનગી વખત આએ કામ ઉપરજ રોકાએલો રાખીઓ હતો. તેવણના દરરોજના અભ્યાસથી તેવણને જે જ્ઞાનનો વધારો થતો હતો તે વતે અસલ તરજુમાને તથા ફરહંગને દરરોજ સુધારતા ગયા હતા, અને છપાઇ ચુકા બાદ બી તેમાં કેટલોએક સુધારો કરવાને તેવણે કાહેલી કીધી નથી. એવણે તમામ દીલસોજી રાખી અને અતિશય જેહેમત ખરચી આએ તરજુમા તથા ફરહંગને જેમ બને તેમ સંપૂર્ણ કરવાને વાસતે બને એટલી મેહેનત કરવામાં કશી ખામી રાખી નથી. તોપણ ચેતવણી આપવાની ફરજછે કે કાયદાસરનો અવસ્તાનો અભ્યાસ હજુર નવો ખેડાએછે, એટલે કબુલ કરવામાં આવેછે કે તે સંપૂર્ણ હાલતમાં હજુર આવીઓ નથી, તેટલા વખતમાં કોઇને એવી ઉમેદ બાંધવી નહી ઘટે કે, એકબારગી આટલી બધી આરજુ અને જેહેનકશીથી આએ તરજુમો બનાવેલોછે એવું હમો કહીએ છીએ તો, તે જરૂર સંપૂર્ણ હાલતમાં હોવો જોઈએ. પણ છુપું રાખવામાં કશો ફાએદો નથી કે આએ તરજુમા તથા ફરહંગ મધે સુધારો કરવાની હજુર જગોછે. હજુર કેટલાએક વાકયોના તરજુમા સરવે તપાસથી સારાં કરવાની બધી મેહેનત લીધા છતાં બનાવનારની તથા બીજા વીદીઆરથીઓની પોતાની ખાતરમાં ખરા લાગતા નથી. હજુર કેટલીએક બીનાઓના ઉંડા અને બારીક સમજથી ખાતરજમા થાએ તથા બાહાલ રહી શકે એવા ખોલાસા કરવાના રહેઆછે; તેતો વખ્ત જતે અભ્યાસ આગલ ચાલીઆથી બનશે, પણ તે અનજામે પોંહોંચવા આએ તરજુમો તથા ફરહંગ ઘણો ઉપયોગી જણાશે તેટલી તો ખાતરી રાખીઆમાં આવેછે.

તરજુમો કરતાં તથા ફરહંગ બનાવતાં કેટલીએક કેતાબો બનાવનારે જોઈ લીધીછે, પણ કોઇએકનો આધાર પકડીઓ નથી; પણ આએ કામમાં પોતાના ૧૨ ) વરસના અભ્યાસથી મલેલા જ્ઞાનનો ઘટતો ઉપયોગ કીધોછે, તેથી આએ તરજુમો બીજા આગલ થઈ ચુકેલાથી ઠેકાણે ઠેકાણે જુદો પડેલો જોવામાં આવશે. તરજુમો સમજ પડવાને તેવણે લંબાણથી ખોલાસા તથા શરેહો આપીછે. કોઈ કોઈ ઠેકાણે ઘણી ઉલટથી જરૂર થાને વધારે શરેહ બી અપાઈ ગઇછે. વંદીદાદ ઉપરના ખોટા ટીકાઓનો ટીકા કરનારાઓ તરફ માન રાખી સ્વભાવીક રીતે અને પ્રમાણીકપણે તેવણે રદીઓ આપીઓછે, તે વાંચતાં સરવે કોઈ સમજશે કે સહી. તરજુમાની ગેરહાજરીને લીધેજ વંદીદાદ વીશે ખોટા વિચારો બંધાએલા હતા, જે પકડી રાખવાને આએ તરજુમાથી હવે કોઇને કશું વાજબી કારણ રેહેશે નહી, એટલો ફાયદો તો જરૂર આએ પુસ્તકથી થશે એવી ઉમેદ રેહેછે.

જરતોશ્તી સાહેબોની તરફથી આસરે ૩૦૦ નકલો તથા "ડીરેકટર આફ પબલીક ઇનિસ્ટ્રકશન" ની તરફથી ૧૦૦ નકલો ખરીદ થએઆને સબબે, સઘલો ખરચ બાદ જતાં મંડલીના હાથમાં કેટલોએક વધારો રેહેવાની આશા છે. તે નક્કી હાતમાં આવ્યા પછી રકમના કદ પ્રમાણે તેનો ઉપયોગ કોઇ નવા ઈનામના રીસાલા માગવામાં, અથવા કોઈ તેવું પુસ્તક છાપવાના ખરચમાં વાપરવામાં આવશે.

રોજ ૨૩ મો માહ ૧ લો શેહેનશાહી, માહ-૨ જો કદમી સને ૧૨૪૩ ઈઅજદજરદી, તા૦ ૧૩ મી અકટોબર સને ૧૮૭૩ ઇસવી.

એરચજી દસતુર શોહરાબજી મેહરજીરાણા,
"જરતોશતી દીનની ખોલ કરનારી" મંડલીનો સરનેશીન.

# પેહેલ્લી આવૃત્તિનો બનાવનારની તરફનો ખોલાસો.

ઇસિવી સને ૧૮૯૯ ના જાનેવારી મહિનામાં રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશમાં "જરતોશ્તી દીનની ખોલ કરનારી" મંડલી તરફથી તમામ વંદીદાદનો ગુજરાતીમાં શુદ્ધ તરજુમો, ફરહંગ ઇત્યાદિ બાબે રૂ. ૮૦૦ નું એક ઇનામ જાહેર કરવામાં આવ્યું હતું. એ જાહેર ખબર મુજબ પાક દાદાર હોરમજદની મદદ માગી મેં એ કામ શરૂ કીધું હતું, તે એવી મતલબથી કે. એ રીસાલા પછવાડે કોશેશ કીધાથી જંદ અભ્યાસમાં આગળ વધારો કરવાને મને બની આવે. મુલ્લાં ફીરોજ મદરેસામાં શિક્ષકના કામથી ફારેગ થયા પછી, સવાર સાંહાંજ મને જે વખત મલતો હતો તે વખતનો લાભ લઇને, આએ કામની પુઠે લાગતાં ખોદાની મેહેરબાનીથી આખેરે પાર પડયું. એ રીસાલો પસાર થયા બાદ ફરીથી એકવાર મને સોંપવામાં આવ્યો હતો, કે જો એમાં કાંઈ ફેરફાર કરવા જોગ લાગે તો તેમ કરવું. એ ઉપરથી તરજુમો તથા ફરહંગ—બલકે તમામ રીસાલો નવેસરથી તપાસીને તેમાં જોઇતો વધઘટ કીધો હતો. એ પ્રમાણે ફરીથી કરતાં જેટલો વખત તથા મેહેનત એ રીસાલો તૈયાર કરવામાં થઈ હતી, નજદીક તેટલોજ વખત તથા મેહેનત પાછલથી પડી હતી.

ફરહંગમાં શરતમાં જણાવ્યા મુજબ સઘલા બોલોને અનુક્રમે ગોઠવીને તેઓના ધાતુ, અર્થ તથા વ્યાકરણની હાલત જણાવી હતી, પણ દરેક બોલ આખા વંદીદાદમાં કીએ કીએ ઠેકાણે આવેલો છે તેના માત્ર થોડાજ દાખલા આપ્યા હતા; બધા નહી. પાછલથી ફરહંગને નવેસરથી તપાસતાં થોડાક જુજ ઘણાજ સાધારણ વપરાતા બોલો (જેવા કે અજેમ, અહુરમજદ, જરથુશ્ત્ર) સિવાય દરેક બોલના બધાં ઠેકાંણાઓ આપવાને દુરસ્ત જણાયું, કે તેથી કરીને જોનારને કોઇબી બોલ તેના જુદા જુદા રૂપમાં જે જે ઠેકાણે આવેલો હોએ તે એકી નજરે જોવાને સેહેલથી બની આવે. એવી મકસદ ધેઆનમાં રાખતાં જંદ વંદીદાદમાં દરેક બોલ જોઈ, તેનો ઇશારો ઇઆને તે બોલ કઈ કઈ પરગરદમાં તથા તે પરગરદના કીઆ ફકરામાં આવેલોછે તે જણાવ્યું હતું. તોપણ ગફલતને લીધે કેટલાએક ઇશારાઓ આપવાને રહી ગયા હશે. એ ફકરાઓના આંકડા પ્રોફેસર વેસટરગારડના જંદ પુસ્તક પ્રમાણેના સમજવા. ફરહંગનેજ લગતાં કામમાં જંદ બોલોને, પેહે-

લવી તથા સંસ્કૃત બોલો સાથે સરખાવ્યા ઉપરાંત, જેટલા બની શક્યાછે તેટલા ફારસી, લાટીન, અંગરેજી તથા એરયનને લગતી બિજી ભાષાઓ સાથે બી સરખાવ્યાછે. કેટલાએક બોલો (જેવા કે ઉસધંશ્નહ, બએવરે-મિશ્ત, અશ્રન્ન, કાંસ્ત્વ, સ્તિમિ ઇત્યાદિ ) એવા છે કે તેઓનો ખાતરી ભરેલો અર્થ મુકરર થયો નથી, પણ જુદા જુદા વિદ્વાનોએ તેઓનો જુદી જુદી રીતે અર્થ કીધોછે. એવા બોલોના જુદા જુદા અર્થો તે ધણીઓના નામ સાથે આપેલાછે. કોઈ કોઈ બોલો (જેવા કે બેરેખ્ધ, વરેતફ્રુ ઇત્યાદિ ) એવા બી છે કે તેઓ એકથી વધારે રીતે સમજાવી શકાએછે. એવા બોલોનો ખોલાસો એકજ રીતે આપ્યાને બદલે બે તરણ રીતે આપ્યોછે.

તરજુમા બાબે બોલતાં શરૂઆતમાં મને જણાવવું જોઇએ કે, પ્રોફેસર વેસ્ટરગારૂડના છાપેલા જંદ વંદીદાદ ઉપરથી આએ તરજુમો કીધોછે, પણ બાજે ઠેકાણે કેટલાએક બોલોને ડાકટર સ્પીગલના છાપેલા જંદ વંદીદાદ પ્રમાણે લેવાને મને ઠીક લાગ્યાથી ફરહંગમાં બી તેજ બોલો આપ્યાછે. એ ફેરફાર બોલોની ટીપ ફરહંગના આગલા ભાગમાં જણાવીછે. તરજુમામાં દરેક ફકરાની આગમચ જે આંકડો મુક્યોછે તે પ્રોફેસર વેસટરગારૂડના પુસ્તક પ્રમાણે સમજવા. જંદ અભ્યાસીઓને તેમજ બિજા સાધારણ વાંચનારાઓને ઉપયોગી થઇ પડે એવી મતલબથી, જેટલો બની શક્યોછે તેટલો અસલ અવસ્તા પ્રમાણે બોલેબોલ તરજુમો કીધોછે; પણ ગુજરાતી એબારતને માટે જ્યારે આપણી તરફથી બોલો લેવા પડયા છે ત્યારે, અસલ એબારતમાં નથી એવું જણાવા સારૂ, તે બોલોને ( ) એ પ્રમાણે વહ્નાયામાં લીધાછે. એ રીતે દરેક ફકરાનો તરજુમો આપ્યા પછી, વધારે ખોલ્લી રીતે સમજ પડવા સારૂં તેની નીચે વહ્નાયામાં તથા વહ્નાયાની આગમચ "ખોલાસો" એવું મથાલું કરીને જોઇતે ઠેકાણે શરેહો કીધીછે. વળી કેટલીએક જગોએ ફકરાઓની સામટી મતલબ શું છે તે વિશે ટુકમાં સમજ આપીછે. તરજુમાનો સધલો આધાર ફરહંગ ઉપર છે; ફલાંના બોલનો ફલાંનો અર્થ કાંએ, તેનો ખોલાસો ફરહંગમાં જોયાથી જણાશે; ફરહંગ ગોયા તરજુમાની કુંચી છે.

દરેક જંદ અભ્યાસીને રોશન હશે કે, વંદીદાદમાં એકજ વિષયને લગતી તમામ બાબદો ઘણું કરીને એકજ ઠેકાણે આવી નથી, પણ કટકે કટકે આવેલીછે, ઇઆને થોડી બીના એક પરગરદમાં તો થોડી બિજી પરગરદમાં. દાખલા તુરીકઃ—ગુજરેલાં માણસને લગતી બાબદો વિશે જો આપણ જોઇશું તો તે એકજ પરગરદમાંથી પુરેપુરી નહી મળી આવશે, પણ ૩જી, ૫ મી, ૬ઠી, ૭ મી તથા ૮ મી પરગરદોમાંથી છુટી છુટી મળશે. હવે કોઇ શખ્સને એકજ વિષયને લ-

ગતું એકઠું જ્ઞાન મેળવવું હોય તો, તેમ થવાને સવલ પડે એટલા માટે, વંદીદાદમાં આવેલી અકસર બાબદોનું સવાલના રૂપમાં એક સાંકલીઉં ઉપજાવી કાહાડયુંછે. એ સાંકલીઉં તરજુમાની આગમચ આપેલું દીઠામાં આવશે. એ સવાલોના જવાબ ક્યાંહાં જોવા તેને માટે એ સવાલોની પાસેજ ફલાંની પરગરદ તથા ફલાંનો ફકરો તથા તરજુમાનું ફલાણું પાનું એ પ્રમાણે આપેલુંછે. ખોલાસા તરીકે એક દાખલો લઇએઃ—"જે મુકામમાં આતશ, બરસમ, તશ્ત, હોમ ઈત્યાદિ હોએ, અથવા જ્યાંહાં યોજદાથ્રેગરીનું કામ ચાલતું હોએ, ત્યાંહાં જો કોઈ માણસ ગુજરી જાય તો કેમ કરવું? વં૦ ૫, ૩૯—૪૦ (સફો ૫૧ મો)." ઈઆને એ સવાલના જવાબને માટે વંદીદાદની ૫ મી પરગરદના ૩૯ મા તથા ૪૦ મા ફકરા અથવા તરજુમાનો ૫૧ મો સફો જોવો. એક બિજો દાખલો લઇએઃ—"ગુજરેલાં માણસના નસાને ખાવાના વાસણ લાગે તો કેમ પાક થાએ? વં૦ ૭,૭૩—૭૫ (સફો ૮૬—૮૭ મો)." ઇઆને એ સવાલના જવાબને માટે વંદીદાદની ૭ મી પરગરદના ૭૩ થીતે ૭૫ સુધીના ફકરાઓ, અથવાતો તરજુમાનું ૮૬ મું તથા ૮૭ મું પાનું જોવું, ઇત્યાદિ.

ઇનામની એક શરતમાં જણાવ્યા મુજબ વંદીદાદ ઉપર આગળ જે ખોટા ટીકા થયા હતા, તેનો રદિઓ આપવાને મને ફરજ પડી હતી. એ રદિઓ આપવામાં તે ટીકાકારો તરફ જોઇતું માન રાખીને જે ફકરાઓ તથા વાકયોને ખોટી રીતે સમજ્યાથી અથવાતો તેઓના અશુદ્ધ તથા અધુરા તરજુમા ઉપરથી તેઓએ જે સખ્ત તથા ગેરવાજબી ટીકા કીધા હતા, તેનો મુખ્તેસર રદ જવાબ આએ મારા તરજુમાને આધારે આપવાને મારી નાકેસ સમજ મુજબ કોશેશ કીધીછે. તે વાંચ્યાથી દાનેશમંદ વાંચનારાઓંને જણાઈ આવશે કે, વંદીદાદમાં બેહુદું તથા હસવાં સરીખું કાંઈ નથી, તોપણ કદાચ જો અહીં તહીં તેવું માલમ પડે તો, એમ સમજવું કે તે લખાણ પોતે બેહુદું નથી, પણ આપણો તરજુમો તથા આપણી સમજવાની શક્તિ ખામી ભરેલી છે. ઘણી વખતે ધરમ પુસ્તકના અસલી લખાણને બરાબર રીતે નહી સમજ્યાથી, અથવાતો તેનો જે અશુદ્ધ તરજુમો થયો હોએ તે ઉપરથી, તે ધરમની ઉપર ગેરઇનસાફી ગુજરેછે. એ ઉપરથી કોઇબી રીતે હું એમ નથી કેહેવા માગતો કે, આએ મારો તરજુમો તદન સહી છે. બનતી સંભાલ તથા મેહેનત કીધા છતાં એમાંબી અવારનવાર ભુલભાલો રહી ગઇ હશે. થોડાએક વાકયોનો તથા બોલોનો ખાતરી ભરેલો તરજુમો તથા ખોલાસો હજુર હું આપી શકયો નથી. એ કામ મેં બિજા અભ્યાસીઓ ઉપર મેલ્યુંછે.

આએ ઠેકાણે મને જણાવ્યા વીના ચાલતું નથી, કે આપણા જાણીતા ઝંદ વિદ્વાન શેઠ ખરશેદજી રૂશતમજી કાંમાજી જેવણની પાસે આજ ૧૨ થી વધારે વરસ થયાં એવણની ઉત્તમ કેલવણીનો તથા એવણના કીમતી કેતાબખાનાનો હું લાભ લેતો આવ્યોછું—બલકે ઝંદ તથા બિજી "ઓરિએનટલ" ભાષાઓનો અભ્યાસ શરૂઆતથી મેં એવણનીજ નજદીક કીધોછે—તે શેઠનો મ્હોટા માન સાથે હું આભાર માનુંછું. તરજુમો તથા ફરહંગ નવેસરથી તપાસતી વખતે, પાછલથી ઘણાએક મુશ્કેલ બોલો તથા સમજ નહી પડે એવા ફકરાઓ, કે જેઓ ગોયા મારા મારગમાં આડે આવેલા હતા, તેઓના તરજુમા તથા ખોલાસા બાબે મેં એ લાએકીવાળા ગૃહસ્થની અતિ ઉપયોગી મદદ માગી હતી, કે જે એ શેઠે પોતાનો કીમતી વખત રોકીને મને આપી હતી. વંદીદાદમાં ફ્રેલાંની બાબદ ક્યાંહાં આવેલીછે, તે બાબે સેહેલથી જોવાને બની આવે એવી મતલબથી, તરજુમાની આગમચ જે સાંકલીઉં આપવામાં આવ્યુંછે તે પણ એ મજકુર શેઠની નેક સુચનાથી થયુંછે.

માણસ જાતના દરેક કામની માફક આએ પુસ્તક બી ખાંમીથી ખાલી નહીં હશે, માટે સમજુ તથા કદરદાન વાંચનારાઓને એલતેમાસ કરૂંછું કે, ફરહંગમાં યા તરજુમામાં કાંઇ ભુલ ચુક નજર પડે તો, મેહેરબાની કરીને તે વિશે મને લખી જણાવાની તસદી લેવી કે બિજી આવૃત્તિમાં તે સુધારવાને બની આવે.

આ પુસ્તક તૈયાર કરવામાં જે જે ચોપડીઓની મેં મદદ લીધી હતી, તેઓના બનાવનારાઓનો હું મ્હોટો ઉપકારી થયોછું. એ ચોપડીઓની ટીપ આગળ આપીછે.

કાવશજી એદલજી કાંગા.

# PREFACE TO THE FIRST EDITION.

An advertisement, offering a prize of Rs. 800 for a correct Gujerati translation of the whole of the Zend Vendidad and a glossary of all the texts, treated philologically, together with a review of previous comments on the same, was published in the Rast Goftar in January 1866, by "THE SOCIETY FOR MAKING RESEARCHES INTO THE ZOROASTRIAN RELIGION." Taking advantage of the spare hours, left to me after the performance of my professional duties in the Moolla Feeroz Madresá, I undertook the work. It was approved of by the Society and awarded the prize. Subsequently, that body having resolved to publish it, I was requested to revise the MS. How far I have succeeded in the attempt, I leave those of my readers to judge, who are competent to pronounce an opinion on it. But I may say, without any exaggeration, that the task of revision was by no means an insignificant one—occupying as it did, almost as much time and labour as the preparation of the translation itself.

In the glossary many difficulties presented themselves, which could only be conceived by Zend students. According to one of the conditions of the prize, all the words of the texts, alphabetically arranged, together with their meanings and grammatical constructions, were given; but all *references*, as to where they occurred, were omitted. These, with the exception of a very few words in most common use (such as *azem*, *zarathustra*, *ahura mazda*) were supplied during the revision, to enable the student or general reader to find easily all the passages in which a word occurred in its various grammatical forms. Many references, however, may, through inadvertence, yet have been left unnoticed. The etymology of almost every word, where ascertainable, is given. Zend words, besides Pehlvi and Sanscrit ones, are compared, as far as practicable, with those of Persian, Latin, English and other Oriental languages. In several places explanations of peculiar phrases and sentences are also given. The meanings of a few words (such as

*uçadhanh, baevare-mista, athrant, kaçtra çtipti*, &c.) have hitherto remained undetermined: different scholars have put different interpretations on them. In such cases I have thought it proper to give them all.

The whole of the translation and the glossary are based on Professor Westergaard's Zend Texts; in some places, however, I have preferred to adopt Dr. Spiegel's readings. A list of such words is prefixed to the glossary. In the translation a two-fold end is observed :—(I) in order that it may be useful to Zend students, it is kept, as much as possible, close to the texts. Words put in parentheses are not expressed in the original, but are supplied in the translation to complete the sense. (2) For the sake of general readers, the substance of one or several paragraphs is, in many cases, summarised and placed below the literal translation.

The reader's attention is drawn to the important medical foot-notes, kindly furnished by Dr. Khurshedjee Framjee Khory—a known medical practitioner in our city—treating of topics relating to the preservation of health, menses, child-bearing, dead bodies, &c.

It is well known to those who have studied the Vendidad, that the collective information respecting any particular subject is generelly not embodied in one chapter: with a few exceptions, two or three distinct and incomplete subjects appear mixed up in one Fargard*; while their complements or remaining parts appear in other Fargards. For instance, the subject relating to the disposal of dead bodies occurs in the third, the fifth, the sixth and the seventh Fargards. Such being the case, it was thought expedient for easy reference to give a copious index in the form of a series of questions, under different heads, of almost all the subjects comprised in the Vendidad. For this index I beg the reader to refer to the first part of this work.

By one of the requirements of the prize, I was obliged to enter into a review of the previous adverse criticisms on the contents of the Vendidad. Though much acerbity is displayed in these comments, it must not be forgotten, that on main points of facts, all the writers were

* The Vendidad consists of 22 chapters, commonly called Fargards.

generally misled; and no wonder that dubious and incorrect translations should have induced them to make what appeared to be just and logical comments, but which, by the light of correct translations, now appear to be harsh and unjust. All I have done has been to point out the faults or errors of passages used by them, based on which high arguments were constructed to throw doubts and ridicule on the contents of the Vendidad. I do not, however, mean to imply thereby, that this translation is quite correct. Notwithstanding all the care and attention that have been bestowed on it, I am afraid there will still be discovered many inaccuracies. A few sentences and words, on account of their being unintelligible, have been allowed to remain untranslated.

In this place I cannot omit to mention how deeply sensible I am of my obligations to Mr. Khurshedjee Rustomjee Cámá, whose Zend scholarship is too well known to need any eulogy from me. This worthy gentleman, from whom it has been my privilege for the last 12 years to receive instruction in Zend and other Oriental languages, with characteristic kindness and good-nature, allowed me free access to his valuable Oriental library, and cheerfully accorded me his very useful assistance in other respects, while this work was undergoing the process of revision. But for him many difficult passages and words should have received no elucidation. The copious index, prefixed to the work, was also prepared at his excellent suggestion.

In conclusion, I crave the reader's indulgence for the deficiencies and inaccuracies which he may discover, and of which I am fully conscious. Any corrections, either in the translation or the glossary, if sent to me, will be thankfully received, and attended to in the second edition.

My warmest acknowledgements are due to several authors, whose useful works have proved of great assistance to me. A list of them is given on the next page.

KAVASJI EDALJI KANGA.

*Bombay, October* 1873.

આ પુસ્તક તૈયાર કરવામાં નીચે જણાવેલી ચોપડીઓની મેં મદદ લીધી હતી.

# LIST OF BOOKS

CONSULTED IN THE PREPARATION OF THIS WORK.


*Benfey.*—Sanscrit-English Dictionary.

*Benfey.*—Sanscrit Grammar.

*Bleeck's* English version of Spiegel's German translation of the Zend Avesta.

*Cámá.* (K. R.)—Zartosht Námah.

*Cámá.* (K. R.)—Zartoshti Abhiás ( Zoroastrian Studies. )

*Chambers's* Latin Dictionary.

*Chavée.*—Lexiologie Indo-Européenne ou Essai sur la Science des Mots.

*Darmesteter.*—English Translation of the Vendidad.

*Harlez.*—French Translation of the Zend Avesta.

*Haug.*—Essays on the Sacred Language, Writings and Religion of the Parsees.

*Justi.*—Handbuch der Zendsprache.

*Nugent.*—French Dictionary.

*Pictet.*—Les Origines Indo-Européennes ou les Aryas Primitifs—Essai de Paléontologie Linguistique, 2 vols.

*Richardson.*—Persian, Arabic and English Dictionary.

*Spiegel.*—Zend Vendidad.

*Spiegel.*—Pehlvi Vendidad.

*Spiegel.*—Grammatik der Huzvâresch-Sprache.

*Spiegel.*—Commentar Uber Das Avesta: Erster Band, Der Vendidad.

*Westergaard.*—Zend Texts.

*Westergaard.*—Radices Linguæ Sanscritæ.

*Will.*—German Dictionary.

# વંદીદાદમાં આવેલી બાબદોનું સાંકલીઉં.

## નસો.

### ગુજરી ગએલાં માણસને લગતી બાબદો.

મુવેલી લાશને ઓછામાં ઓછા કેટલા માણસે લઈ જવી જોઇએ? વં૦ ૩, ૧૪ *

અગરજો માત્ર એકજ માણસ મુવેલાંને લઈ જાએ તો તેથી શું ખરાબી થાએછે? વં૦ ૩, ૧૪

ઉનાળો પસાર થયા પછી જ્યારે શિયાળો આવે તથા બરફ પડતો હોએ તે વખતે, જો કોઈ ગુજરી જાએ તો તેને માટે શું ગોઠવણ કરવી જોઇએ? વં૦ ૫, ૧૦

મુવેલાંને મુકવાને માટે જે કત બનાવે તે કેવા હોવા જોઇએ? વં૦ ૫, ૧૧

ઉપર જણાવેલા કતમાં શિયાળાની ઋતુમાં મુવેલાંને ક્યાંહાં સુધી મુકી રાખે? વં૦ ૫, ૧૨—૧૩

જો મુવેલાંના કાલબુદને ખોરશેદનેગીરશ્ને નહી કરે તો તેની સજા શું? વં૦૫, ૧૪

જે મુકામમાં આતશ, બરસમ, તશ્ત, હોમ ઇત્યાદિ હોએ અથવા જ્યાંહાં યોજદાથ્રેગરીનું કામ ચાલતું હોએ, ત્યાંહાં જો કોઇ માણસ મરી જાએતો કેમ કરવું? વં૦ ૫, ૩૯—૪૦

ઉપર જણાવેલાં મુકામમાંથી બાહાર કાહાડી લઈ ગએલા આતશ, બરસમ, તશ્ત, હોમ ઇત્યાદિ પાછું ક્યારે લાવી શકાએ? વં૦ ૫, ૪૧—૪૨

જો ઠેરવેલી મુદતની આગમચ આતશ, બરસમ, તશ્ત, હોમ ઇત્યાદિ લાવ્યામાં આવેતો તેની સજા શું? વં૦ ૫, ૪૩—૪૪

જે જગો ઉપર કોઈ મુવેલું પડી રહેલું હોએ તે જગો ક્યારે પાક થાએ? વં૦ ૬, ૧—૨

જો એક વરસ ગુજર્યા આગમચ તે જગામાં ખેતી કરે તથા પાણી ચલાવે તો તેથી શું થાએ? વં૦ ૬, ૩

---

* વં૦ ૩, ૧૪ એટલે કે વંદીદાદની ૩ જી પરગરદનો ૧૪ મો ફકરો, ઇઆને એ સવાલના જવાબ બાબે જુઓ વંદીદાદની ૩ જી પરગરદનો ૧૪ મો ફકરો.

જો એક વરસ ગુજરયા આગમચ ઉપર જણાવેલી જગામાં ખેતી કરે તથા પાણી ચલાવે તો તેની સજા શું? વં૦ ૬, ૪—૫

મુવેલાં માણસના તનને કેહી જગા ઉપર લઈ જઇએ તથા ક્યાંહાં મેલીએ? વં૦ ૬, ૪૪—૪૬

મુવેલાંને કાલબુદ ખાનારાં પક્ષિઓ ચાશ્ની કરે એટલામાટે તેને કેવી રીતે મુકવું જોઇએ? વં૦ ૮, ૧૦

મુવેલાંને કાલબુદ ખાનારાં પક્ષિઓ પાસે ખવરાવી દેવા માટે ખોલ્લું મેલ્યા પછી તેની ઉપર કપડું નાખીએતો નાખનારનો શું હાલ? વં૦ ૫, ૬૧

જો મુવેલાંની લાશને કાયદા પ્રમાણે જોઇતી સંભાલ રાખીને ખોલ્લું નહી મેલે અને તેથી તેનાં હાડકાં પરાગંદે થાએતો તેની સજા શું? વં૦ ૬, ૪૭—૪૮

મુવેલાંના હાડકાંનું અસ્તોદાન કેવું બનાવવું? વં૦ ૬, ૪૯—૫૧

શું નસો ખાનાર શખ્સ પાક થઈ શકે? વં૦ ૭, ૨૪—૨૫

મુવેલાં માણસ ઉપર દરૂજ નસુશ ક્યારે દોડે? વં૦ ૭, ૧—૨

જો કોઈ માણસ ઉંચેથી પડી ગયાથી, વરૂના કરડવાથી ઇઆ કોઇબી કજાથી અચબુચ મરી જાએતો દરૂજ નસુશ તેની ઉપર ક્યારે દોડે? વં૦ ૭, ૪—૫

લાકડાંના બાંધેલાં ઘેરમાં અથવા ઝાવલીના છાપરાં તળે કોઇ માણસ ગુજરે તો કેમ કરવું? વં૦ ૮, ૧—૩

દિવસને વખતે અંધારૂં થઇ ગયું હોએ, વરસાદ વરસતો હોએ, અથવા બરફ પડતો હોએ, અથવા તોફાન થતું હોએ, અથવા કોઇબી તરેહની બિજી અડચણ આવી પડે, અને ઘરમાં કોઈ માણસ ગુજરે તો કેમ કરવું? વં૦ ૮, ૪—૫

આતશથી, પાણીથી, બરસમથી તથા અશો માણસથી ઉપર જણાવેલાં મુવેલાં માણસને કેટલું દૂર મેલે? વં૦ ૮, ૬—૭

ઉપર જણાવ્યા પ્રમાણેની અડચણને લીધે ગુજરેલાંને રાખવું પડે ત્યારે તેને માટે શું ગોઠવણ કરવી? તથા તેને ક્યાંહાંસુધી રાખવું? વં૦ ૮, ૮—૧૦

જે રસ્તેથી મુવેલાં માણસને લઈ જાએ તે રસ્તો કયારે વપરાએ? વં૦ ૮,૧૪—૨૨

મુવેલાં માણસને સંજોગવામાં જેટલું કપડું જોઇએ તેના કરતાં પગના મોજાં જેટલું વધારે કપડું તેની ઉપર નાખેતો તેની સજા શું? વં૦ ૮, ૨૩

જો સુરવાલ જેટલું કપડું વધારે નાખેતો તેની સજા શું? વં૦ ૮, ૨૪

જો માણસના પોશાક જેટલું કપડું વધારે નાખે તો તેની સજા શું? વં૦ ૮, ૨૫

બાપ અથવા માએ મરી જાએતો દીકરો બાપનો, તથા દીકરી માએનો શોક ક્યાંહાં લગી રાખે? વં૦ ૧૨, ૧

મુવેલાંને દીનની શરિયત પ્રમાણે અવલમંજલ પોંહોંચાડયા પછી જે ઘેરમાં તે ગુજરયું હોએ તે ઘેર કેમ પાક કરવું? વં૦ ૧૨, ૨. ૪. ૬. ૮. ૧૦. ૧૨

દીકરો અથવા દીકરી મરી જાએતો બાપ દીકરાનો, તથા માએ દીકરીનો શોક ક્યાંહાં લગી રાખે? વં૦ ૧૨, ૩

ભાઈ અથવા બેહેન મરી જાએતો બેહેન ભાઇનો, તથા ભાઈ બેહેનનો શોક ક્યાંહાંલગી રાખે? વં૦ ૧૨, ૫

ઘેરનો ધણી અથવા ઘેરની ધણિયાણી મરી જાએતો શોક ક્યાહાં લગી રાખે? વં૦ ૧૨, ૭

બપાવો મમાવો અથવા બપઈ મમઈ મરી જાએતો નબીરો બપાવા મમાવાને માટે, તથા નબીરી બપઈ મમઇને માટે શોક ક્યાંહાં લગી રાખે? વં૦ ૧૨, ૯

નબીરો અથવા નબીરી મરી જાએતો બપાવો મમાવો નબીરાને માટે, તથા બપઈ મમઈ નબીરીને માટે શોક ક્યાંહાં લગી રાખે? વં૦ ૧૨, ૧૧

ભાઈના કુટુંબનો કોઈ માણસ અથવા ભતરીજો, ભાઈના કુટુંબની કોઈ બાયડી અથવા ભતરીજી મરી જાયતો શોક ક્યાંહાં લગી રાખે? વં૦ ૧૨, ૧૩

કાકો મામો અથવા કાકી મામી મરી જાએતો શોક ક્યાંહાં લગી રાખે? વં૦૧૨, ૧૫

કાકા મામાનો છોકરો અથવા કાકા મામાની છોકરી મરી જાએતો શોક ક્યાંહાં લગી રાખે? વં૦ ૧૨, ૧૭

કાકા મામાનો છોકરાનો છોકરો અથવા કાકા મામાની છોકરીની છોકરી મરી જાએતો શોક ક્યાંહાં લગી રાખે? વં૦ ૧૨, ૧૯

જ્યારે કોઇબી તોખમોમાંનો જેવો કે જુદા એકીનવાળો તથા જુદા મજહબવાળો મરી જાએતો તે સપેનામીનોની કેટલી પેદાએશને રીમન કરેછે? વં૦૧૨, ૨૧—૨૪

---

## નસો બિજી ચીજને લાગે તેને લગતી બાબદો તથા રીમની દૂર કરવાને લગતી બાબદો.

મુવેલાંના કાલબુદને ખાધેલું પક્ષિ જે ઝાડ ઉપર ઓકે અથવા હધાર નાખે, તે ઝાડ કાપી છોલીસાફસુફ કરીને જે માણસ આતશને માટે તેનું લાકડું વાપરેતો તેની સજા શું? વં૦ ૫, ૧—૩

કુતરૂં, વરૂં, પક્ષિ, માંખ, પવન ઇત્યાદિથી લઈ જવાએલો નસો જો માણસને રીમન કરેતો તેથી શું થાએ? વં૦ ૫, ૪

કોઈ ખેતરને પેહેલ્લી, બિજી, ત્રીજી, ચોથી મરતબે પાણી પાયા પછી જો કોઈ નસો ત્યાંહાં દીસેતો શું કરવું? વં૦ ૫, ૫—૭

પુરૂષો તથા બાઇડીઓની ભર મિજલસ બેઠેલી હોએ તેમાંથી જો કોઈ ગુજરેતો, દરૂજ નસુશ તે બેઠેલાંઓમાંના કેટલાંની ઉપર વસારો કરેછે? વં૦ ૫, ૨૭—૩૨

જો કોઈ નાપાક આશમોગ દરવંદ તે મિજલસમાં ગુજરેતો સપેનામીનોની કેટલી પેદાએશને હમરીત તથા પતરીત કરે? વં૦ ૫, ૩૫—૩૮

મુવેલાં માણસના બિછાના, ચાદર તથા ઓઢણા ઉપર દરૂજ નસુશ કેટલો હોડેછે? વં૦ ૭, ૧૦—૧૧

વસ્ત્રને મુવેલાં માણસનો નસો લાગેતો તે કેમ પાક થાએ? વં૦ ૭, ૧૨—૧૫

જો કોઈ શખ્સ મુવેલાં માણસનો નસો ખાએ તે કેમ પાક થાએ? વં૦૭,૨૩–૨૪

મુવેલાં માણસના નસાને હોમ લાગેતો તે કેમ પાક થાએ? વં૦ ૬, ૪૨—૪૩

લાકડાંને મુવેલાં માણસનો નસો લાગો હોએતો તે કેમ પાક થાએ? વં૦૭,૨૮–૩૧

અનાજને તથા ઘાંસ ચારાને મુવેલાં માણસનો નસો લાગો હોએતો તે કેમ પાક થાએ? વં૦ ૭, ૩૨—૩૫

ગુજરેલાં માણસના નસાને ખાવાના વાસણ લાગેતો તે કેમ પાક થાએ? વં૦ ૭, ૭૩—૭૫

ગુજરેલાં માણસના નસાને જો ગાએ ખાએતો તે કેમ પાક થાએ? વં૦૭,૭૬–૭૭

એક વરસ થઈ ગએલા સુક્કા નસાની નજદીક જે શખ્સ ઉભો રેહે તે કેમ પાક થાએ? વં૦ ૮, ૩૩—૩૪

જે શખ્સ મુવેલાં માણસના નસાને અડકે તે કેમ પાક થાએ? વં૦ ૮,૩૫—૭૨

રીમન નાહાતી વખતે રીમન નાહાનાર શખ્સના માથાંનાં ટાલકાં ઉપર જ્યારે ચોખું પાણી લાગે ત્યારે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે? વં૦ ૮, ૪૧

જ્યારે તેની પેશાની ઉપર ભવાંને ચોખું પાણી લાગે ત્યારે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે? વં૦ ૮, ૪૨

જ્યારે તેના માથાંની પછવાડે બોચી ઉપર ચોખું પાણી લાગે ત્યારે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે? વં૦ ૮, ૪૩

જ્યારે ગાલ (અથવા ચેહેરા) ને લાગે ત્યારે? વં૦ ૮, ૪૪

જ્યારે જમણા કાનને લાગે ત્યારે? વં૦ ૮, ૪૫

જ્યારે ડાભા કાનને લાગે ત્યારે? વં૦ ૮, ૪૬
જ્યારે જમણી ખાંધને લાગે ત્યારે? વં૦ ૮, ૪૭
જ્યારે ડાભી ખાંધને લાગે ત્યારે? વં૦ ૮, ૪૮
જ્યારે જમણી બગલને લાગે ત્યારે? વં૦ ૮, ૪૯
જ્યારે ડાભી બગલને લાગે ત્યારે? વં૦ ૮, ૫૦
જ્યારે છાતીને લાગે ત્યારે? વં૦ ૮, ૫૧
જ્યારે પીઠ (અથવા બરદા) ને લાગે ત્યારે? વં૦ ૮, ૫૨
જ્યારે જમણા થાનને લાગે ત્યારે? વં૦ ૮, ૫૩
જ્યારે ડાભા થાનને લાગે ત્યારે? વં૦ ૮, ૫૪
જ્યારે જમણી પાંસળીને લાગે ત્યારે? વં૦ ૮, ૫૫
જ્યારે ડાભી પાંસળીને લાગે ત્યારે? વં૦ ૮, ૫૬
જ્યારે જમણા થાપાને લાગે ત્યારે? વં૦ ૮, ૫૭
જ્યારે ડાભા થાપાને લાગે ત્યારે? વં૦ ૮, ૫૮
જ્યારે પીડુને લાગે ત્યારે? વં૦ ૮, ૫૯
જ્યારે જમણી જાંગને લાગે ત્યારે? વં૦ ૮, ૬૦
જ્યારે ડાભી જાંગને લાગે ત્યારે? વં૦ ૮, ૬૧
જ્યારે જમણા ઘૂંટણને લાગે ત્યારે? વં૦ ૮, ૬૨
જ્યારે ડાભા ઘૂંટણને લાગે ત્યારે? વં૦ ૮, ૬૩
જ્યારે જમણા પગંના ટેટાંને લાગે ત્યારે? વં૦ ૮, ૬૪
જ્યારે ડાભા પગના ટેટાંને લાગે ત્યારે? વં૦ ૮, ૬૫
જ્યારે જમણાં પગના નળાને લાગે ત્યારે? વં૦ ૮, ૬૬
જ્યારે ડાભા પગના નળાને લાગે ત્યારે? વં૦ ૮, ૬૭
જ્યારે જમણા પગની પાટલીને લાગે ત્યારે? વં૦ ૮, ૬૮
જ્યારે ડાભા પગની પાટલીને લાગે ત્યારે? વં૦ ૮, ૬૯
જ્યારે જમણા પગના તળિયાંને લાગે ત્યારે? વં૦ ૮, ૭૦
જ્યારે ડાભા પગના તળિયાંને લાગે ત્યારે? વં૦ ૮, ૭૦
જ્યારે જમણા પગના આંગલાંને લાગે ત્યારે? વં૦ ૮, ૭૧
જ્યારે ડાભા પગના આંગલાંને લાગે ત્યારે? વં૦ ૮, ૭૧

ત્યાર પછી કીહા અવસ્તાના કલામો યોજદાથ્રેગર ભણે અને રીમન નાહાનારને ભણાવે? વં૦ ૮, ૭૨

જંગલમાં જો કોઈ નસાને અડકે તો તે કેમ પાક થાએ? વં૦ ૮, ૯૭—૧૦૩

જો રીમન થએલો શખ્સ રસ્તામાં ચાલતાં પાણીના ઝરાને અડકેતો તેની શું સજા? વં૦ ૮, ૧૦૪—૧૦૫

જો રીમન થએલો શખ્સ રસ્તામાં ચાલતાં ઝાડપાનને અડકેતો તેની શું સજા? વં૦ ૮, ૧૦૬—૧૦૭

ગુજરી ગએલાંના નસા સાથે આમેજ થએલો શખ્સ કેમ પાક થઈ શકે? વં૦ ૯, ૧—૩૬

ગુજરી ગએલાંના નસા સાથે આમેજ થએલા શખ્સને જે યોજદાથ્રેગર પાક કરે તે કેવો હોવો જોઇએ? વં૦ ૯, ૧—૨

બરશ્નૂમગાહ (ઇચ્છાને બરશ્નૂમ આપવાની જગા) કેવી હોવી જોઇએ? વં૦ ૯, ૩

આતશ, પાણી, બરસમ તથા અશો માણસથી બરશ્નૂમગાહ કેટલી દૂર હોવી જોઇએ? વં૦ ૯, ૪—૫

બરશ્નૂમગાહમાં બધા મલીને કેટલા ખાડા ખોદવા જોઇએ? અને તે કેટલા ઉંડા તથા એક બીજાથી કેટલે છેટે? વં૦ ૯, ૬—૯

એક કદમ તે કેટલું? વં૦ ૯, ૮ ત્રણ કદમ તે કેટલું? વં૦ ૯, ૯

(ત્રણ) કદમ એક બિજા સાથે જોડીને લંબાઈમાં મુકાએ તે કેટલું? વં૦ ૯, ૯

બરશ્નૂમગાહમાં ખાડાઓ ખોદીઆ પછી તે ખાડાઓની આસપાસ બધી મલીને કેટલી કશ ખેંચવી જોઇએ અને તે કેવી રીતે? વં૦ ૯, ૧૦—૧૧

તે ખાડા ઉપર આવ્યા પછી અવસ્તાના કીહા કલામો યોજદાથ્રેગર ભણે અને રીમન નાહાનારને ભણાવે? વં૦ ૯, ૧૨

તે ભણ્યાથી દરૂજ નસુશ ઉપર કેવી અસર થાએછે? વં૦ ૯, ૧૩

રીમન નાહાનારને નીરંગ શામાં લઇને નામવો જોઇએ? વં૦ ૯, ૧૪

ગુજરી ગએલાંના નસા સાથે આમેજ થએલા શખ્સે બરશ્નૂમગાહમાં રીમન નાહાયા પછી કેટલા દાહાડા સુધી એકાંત જગાએ બેસવું જોઇએ? વં૦ ૯, ૩૩—૩૬

નાહાનમાં બેઠાને કેટલા દાહાડા થયા પછી પેહેલ્લો નવસો નાહે? વં૦ ૯, ૩૩

બિજો નવસો તથા ત્રીજો નવસો ક્યારે નાહાવો? વં૦ ૯, ૩૪—૩૫

જે યોજદાથ્રેગર રીમન થએલા માણસની રીમની ઉતારીને પાક કરે તેણે પોતાની મેહેનતને માટે શું ફી લેવી? વં૦ ૯, ૩૭—૩૮

રીમની ઉતારનાર યોજદાથ્રેગરને તેની ઠેરવેલી ફી આપવાને નહી બનેતો? વં૦ ૯, ૩૯

રીમની ઉતારનાર યોજદાથ્રેગરને તેની મેહેનતનું કાંઈ નહી આપ્યાથી જો તેને નાખુશ કરેતો ? વં૦ ૯, ૪૦—૪૧

રીમની ઉતારનાર યોજદાથ્રેગર કોણ કોણને ખુશાલ કરેછે ? વં૦ ૯, ૪૨

રીમન થએલા શખ્સની રીમની ઉતારનાર યોજદાથ્રેગરને તેના ગુંજરવા પછી પેલી જેહાંનમાં શું બદલો મળેછે ? વં૦ ૯, ૪૩—૪૪

જો કોઈ નાવાકેફ યોજદાથ્રેગર રીમની નહવાડેતો તેથી તે રીમન નાહાનારને શું નુકસાની થાએછે ? વં૦ ૯, ૪૭—૪૮

નાવાકેફ રીમની ઉતારનાર યોજદાથ્રેગરને કેવી સજા ઘટેછે ? વં૦ ૯, ૪૯

નાવાકેફ રીમની ઉતારનાર યોજદાથ્રેગરથી શેહેરમાં શું ખરાબી થાએછે ? વં૦ ૯, ૫૧—૫૩

તે ખરાબી કેમ દૂર થઈ શકે ? વં૦ ૯, ૫૪—૫૭

મુવેલાં ઉપરથી જીવતાં ઉપર દરૂજ નસુશ ધસારો કરે તેને કેમ દૂર કરીએ ? વં૦ ૯, ૪૫—૪૬; વં૦ ૧૦, ૧—૨

ગાથામાં બિશામ્રૂત ઇમ્યાને બે વાર ભણવાના કીહા અવસ્તા ? વં૦૧૦,૩—૪

ગાથામાં થ્રિશામ્રૂત ઇમ્યાને ત્રણ વાર ભણવાના કીહા અવસ્તા ? વં૦૧૦,૭—૮

ગાથામાં ચથ્રુશામ્રૂત ઇમ્યાને ચાર વાર ભણવાના કીહા અવસ્તા ? વં૦૧૦,૧૧—૧૨

ગાથામાં બિશામ્રૂત, થ્રિશામ્રૂત, ચથ્રુશામ્રૂત ઇમ્યાને બે, ત્રણ, ચારવાર ભણવાના અવસ્તાના કલામોની ખુબી શું ? વં૦ ૯, ૪૬; વં૦ ૧૦, ૧૬—૧૭

ઘેર, આતશ, પાણી, જમીન, ગાએ ઢોર, ઓરવર, નર, નારી ઇત્યાદિને પાક કરવાં હોએતો કેમ કરીએ ? વં૦ ૧૧, ૧—૮

ઘેરને તથા આતશને પાક કરવામાટે અવસ્તાના કીહા કલામો ભણવા ? વં૦૧૧, ૪

પાણી તથા જમીનને પાક કરવું હોએતો અવસ્તાના કીહા કલામો ભણવા ? વં૦ ૧૧, ૫

ગાએ ઢોરને પાક કરવાં હોએતો અવસ્તાના કીહા કલામો ભણવા ? વં૦ ૧૧, ૬

ઓરવરને પાક કરવાં હોએતો અવસ્તાના કીહા કલામો ભણવા ? વં૦ ૧૧, ૬

નર તથા નારીને પાક કરવાં હોએતો અવસ્તાના કીહા કલામો ભણવા? વં૧૧—૭

તે કલામો ભણ્યાથી કોણ કોણની શિકસ્તગી થાએછે ? વં૦ ૧૧, ૯—૧૯

---

## નસેસાલારને લગતી બાબદો.

દીનનું ફરમાન તોડીને મુવેલી લાશને એખલો લઈજનાર નસેસાલારની રેહેવાની જગો કયાંહાં હોવી જોઈએ? વં૦ ૩, ૧૫

ઉપર જણાવેલા નસેસાલારની રેહેવાની જગો આતશ, પાણી, બરસમ તથા અશો માણસથી કેટલી દૂર હોવી જોઇએ? વં૦ ૩, ૧૬—૧૭

એવા નસેસાલારની રેહેવાની જગો કેવી હોવી જોઇએ? વં૦ ૩, ૧૮

તેને ખોરાક તથા પેહેરવાના કપડાં કેવાં આપવાં? વં૦ ૩, ૧૯

તે દીનનું ફરમાન તોડનાર નસેસાલાર જ્યારે બુઢો થાએ ત્યારે તેને શિક્ષા શું કરવી? વં૦ ૩, ૨૦.

જે નીરંગથી નસેસાલાર પોતાના બદનને પાક કરે તે નીરંગ કોણનો હોવો જોઇએ? વં૦ ૮, ૧૨—૧૩

---

## નસાવાળી ચીજને તથા રસીવાળાં હાડકાંઓને રખડતાં રજડતાં નહી કરવાને લગતી બાબદો.

જો કોઈ શખ્સ સઉથી નાંવલી આંગલીના સઉથી ઉપરના સાંધ જેટલું બી રસી ઝરકતું હાડકું રખડતું નાખી દેતો તેની સજા શું? વં૦ ૬, ૧૦—૧૧

જો કોઈ શખ્સ વચલી આંગલીના સઉથી ઉપરના સાંધ જેટલુંબી રસી ઝરકતું હાડકું રખડતું નાખી દેતો તેની સજા શું? વં૦ ૬, ૧૨—૧૩

જો કોઈ શખ્સ સઉથી મ્હોટી આંગલીના સઉથી ઉપરના સાંધ જેટલુંબી રસી ઝરકતું હાડકું રખડતું નાખી દેતો તેની સજા શું? વં૦ ૬, ૧૪—૧૫

જો કોઈ શખ્સ હાથના આંગલાં જેટલું મ્હોટું અથવા પાંસળી જેટલું મ્હોટું રસી ઝરકતું હાડકું રખડતું નાખી દેતો તેની સજા શું? વં૦ ૬, ૧૬—૧૭

જો કોઈ શખ્સ બે આંગલી જેટલું અથવા બે પાંસળી જેટલું મ્હોટું રસી ઝરકતું હાડકું રખડતું નાખી દેતો તેની સજા શું? વં૦ ૬, ૧૮—૧૯

જો કોઈ શખ્સ બાજુના જેટલું અથવા થાપા જેટલું મ્હોટું રસી ઝરકતું હાડકું રખડતું નાખી દેતો તેની સજા શું? વં૦ ૬, ૨૦—૨૧

જો કોઈ શખ્સ માણસના માથાં જેટલું મ્હોટું રસી ઝરકતું હાડકું રખડતું નાખી દેતો તેની સજા શું? વં૦ ૬, ૨૨—૨૩

જો કોઈ શખ્સ મુવેલાં માણસના ઇયા કુતરાના રસી ઝરકતાં તમામ તનને નાખી દેતો તેની સજા શું? વં૦ ૬, ૨૪—૨૫

મુવેલાં માણસના હાડકાંને ક્યાંહાં લઈ જઇએ? તથા તેને ક્યાંહાં મેલીએ? વં૦ ૬, ૪૯—૫૧

---

## પાણીમાં પડેલા નસાને લગતી બાબદો.

પગે ચાલતાં કે દોડતાં કે ઘોડેસ્વાર જતાં કે ગાડીમાં જતાં જો પાણીમાં નસો જણાએ તો કેમ કરવું? વં૦ ૬, ૨૬—૨૭

જો તે નસો કોહીને ફિણફિણ થઈ ગએલો હોય તો શું કરવું? વં૦૬,૨૮—૨૯

થમ બંધિયાર પાણીમાં દરૂજ નસુશ પોતાની નજીસાઈ કેટલી ફેલાવેછે? વં૦ ૬, ૩૦—૩૨

કુવાના પાણીમાં દરૂજ નસુશ પોતાની નજીસાઈ કેટલી ફેલાવેછે? વં૦૬,૩૩–૩૫

બરફના તથા કરાંના પાણીમાં દરૂજ નસુશ પોતાની નજીસાઈ કેટલી ફેલાવેછે? વં૦ ૬, ૩૬—૩૮

વેહેતાં તથા દોડતાં પાણીમાં દરૂજ નસુશ પોતાની નજીસાઈ કેટલી ફેલાવેછે? વં૦ ૬, ૩૯—૪૧

પાણીમાં નસો નાખનારા કેમ પાક થાએ? વં૦ ૭, ૨૫—૨૭

---

## આતશમાં નસો પડેલો હોએ તેને લગતી બાબદો.

આતશમાં નસો નાખનારા કેમ પાક થાએ? વં૦ ૭, ૨૫—૨૭

નસો બાલવાના કામ કેવાં ગણાએ? વં૦ ૧, ૧૭

પગે ચાલતાં કે દોડતાં કે ઘોડા ઉપર બેસીને જતાં કે ગાડીમાં બેસીને જતાં રસ્તામાં નસો બાલતા આતશને જોએતો શું કરવું? વં૦ ૮, ૭૩—૭૮.

જે શખ્સ નસો બાલતા આતશને દાદગાહમાં લઈ જાએ તેને પેલી જેહાંનમાં શું બદલો મળે? વં૦ ૮, ૮૧

જે શખ્સ નજીસાઈ પકાવતા આતશને દાદગાહમાં લઈ જાએ તેને પેલી જેહાંનમાં શું બદલો મળે? વં૦ ૮, ૮૨

જે શખ્સ આતશમાં નજીસાઈ નાખે તે શાની બરાબર ગણાએ? વં૦ ૧૬, ૧૭

---

## હેર નસો ઇઆને સુકકો નસો, જેમ કે નખ, બાલ ઇત્યાદિને લગતી બાબદો.

કીઓ શખ્સ ગોયા દરદને ઇજછે? વં૦ ૧૭, ૧—૩

કાતરેલા બાલ તથા નખને અશો માણસથી, આતશથી, પાણીથી તથા બરસમથી કેટલા દૂર લઈ જવા જોઇએ? વં૦ ૧૭, ૪

બાલને વાસ્તે ખાડો કેટલો ઉંડો ખોદવો? તથા અવસ્તાના કીયા કલામો ભણવા? વં૦ ૧૭, ૫

ત્યાર પછી તે ખાડાની આસપાસ કેટલી કશ ખેંચવી? તથા અવસ્તાના કીયા કલામો ભણવા? વં૦ ૧૭, ૬

નખને માટે ખાડો કયાંહાં તથા કેટલો ઉંડો ખોદવો? તથા અવસ્તાના કીયા કલામો ભણવા? વં૦ ૧૭, ૭

ત્યાર પછી તે ખાડાની આસપાસ કેટલી કશ ખેંચવી? તથા અવસ્તાના કીયા કલામો ભણવા? વં૦ ૧૭, ૮

નખને પરહેજ્યાથી દેવની શિકસ્તગી કેમ થાએ? વં૦ ૧૭, ૯

નખને નહી પરહેજ્યાથી દેવની જીત કેમ થાએ? વં૦ ૧૭, ૧૦

---

## મુરદાંને જમીનમાં દાટવાની તથા દાટીને તેની ઊપર કબર બાંધવા બાબેની મનાઇને લગતી બાબદો.

જમીનની કેહી જગા બિજી મરતબે ઘણીજ નાખુશ છે? વં૦ ૩, ૮

જમીનની કેહી જગા ત્રીજી મરતબે ઘણીજ નાખુશ છે? વં૦ ૩, ૯

કીઓ શખ્સ જમીનને પેહેલ્લી મરતૃબે તથા બિજી મરતબે ઘણીજ ખુશી સાથે ખુશાલ કરેછે? વં૦ ૩, ૧૨—૧૩

દાટેલાં મુરદાંને અરધું વરસ સુધી ખોદી બાહાર નહી કાહાડે તેની સજા શું? વં૦ ૩, ૩૬

દાટેલાં મુરદાંને એક વરસ સુધી ખોદી બાહાર નહી કાહાડે તેની સજા શું? વં૦ ૩, ૩૭

દાટેલાં મુરદાંને બે વરસ સુધી ખોદી બાહાર નહી કાહાડે તેની સજા શું? તેની તોજેશ શું? તથા તેનું કેમ પાક થવું? વં૦ ૩, ૩૮—૩૯

જમીનમાં નસો દાટવાનાં કામ કેવાં ગણાએ? વં૦ ૧, ૧૩

કેટલી મુદત સુધી જમીન ઉપર મુરદું પડી રેહ્યા પછી તે જમીન પાક ગણાએ? વં૦ ૭, ૪૫—૪૬

કેટલી મુદત સુધી જમીનની અંદર મુરદું દાટેલું પડી રેહ્યા પછી તે જમીન પાક થાએ? વં૦ ૭, ૪૭—૪૮

કેટલી મુદત સુધી જમીનની ઉપર કબરમાં મુરદું દાટેલું પડી રેહ્યા પછી તે જમીન પાક થાએ? વં૦ ૭, ૪૯—૫૦

કબરોને તદન ભાંજી નાખ્યાથી કેટલું સવાબ લાગે? વં૦ ૭, ૫૧—૫૨

---

## કુતરાંને લગતી બાબદો.

કુતરાથી લઈજવાએલો નસો શું માણસને રીમન કરેછે? વં૦ ૫, ૩

કુતરાથી લઈજવાએલો નસો જો માણસને રીમન કરેતો તેથી શું થાએ? વં૦૫,૪

કોઈ ખેતરને ત્રણ ચાર વખ્ત પાણી પાયા પછી, જો કોઈ કુતરૂં તે ખેતરમાં નસો ધસડી લાવેતો શું કરવું? વં૦ ૫, ૫—૭

માણસોની જમીઅતમાં જો કોઈ કુતરૂં મરી જાએતો કેટલા જણની ઉપર દરૂજ નસુશ ધસારો કરેછે? વં૦ ૫, ૨૯—૩૪

જે મુકામમાં યોજદાથ્રેગરીનું કામ ચાલતું હોએ ત્યાંહાં જો કોઈ કુતરૂં મરી જાએતો કેમ કરવું? વં૦ ૫, ૩૯—૪૦

ઉપર જણાવેલાં મુકામમાંથી બાહાર કાહાડી લઈ ગએલા આતશ, બરસમ, તશ્ત, હોમ ઈત્યાદિ પાછું ક્યારે લાવી શકાએ? વં૦ ૫, ૪૧—૪૨

જો ઠેરવેલી મુદતની આગમચ આતશ, બરસમ, તશ્ત, હોમ ઈત્યાદિ લાવ્યામાં આવેતો તેની સજા શું? વં૦ ૫, ૪૩—૪૪

જે જગો ઉપર મુવેલું કુતરૂં પડી રેહે તે જગો ક્યારે પાક થાએ? વં૦૬,૧—૨

જે જગો ઉપર મુવેલું કુતરૂં પડી રહેલું હોએ તે જગો ઉપર એક વરસ થયા આગમચ ખેતી કરે તથા પાણી સીપેતો શું થાએ? વં૦ ૬, ૩

તેને માટે સજા શું? વં૦ ૬, ૪—૫

મુવેલાં કુતરાંના નસાને જો હોમ લાગેતો તે કેમ પાક થાએ? વં૦૬,૪૨—૪૩

મુવેલાં કુતરાંનો નસો વસ્ત્રને લાગેતો તે કેમ પાક થાએ? વં૦ ૭, ૧૨—૧૫

મુવેલાં કુતરાંનો નસો જો કોઈ ખાએતો તે કેમ પાક થાએ? વં૦૭,૨૩—૨૪

મુવેલાં કુતરાંનો નસો લાકડાંને લાગો હોએતો તે કેમ પાક થાએ? વં૦૭,૨૮—૩૧

મુવેલાં કુતરાંનો નસો જુદી જુદી જાતના અનાજને તથા ઘાંસ ચારાને લાગો હોએતો તે કેમ પાક થાએ? વં૦ ૭, ૩૨—૩૫

મુવેલાં કુતરાંનો નસો ખાવાના વાસણને લાગેતો તે કેમ પાક થાએ? વં૦ ૭, ૭૩—૭૫

મુવેલાં કુતરાંનો નસો જો ગાએ ખાએતો તે કેમ પાક થાએ? વં૦ ૭, ૭૬—૭૭

લાંકડાનાં બાંધેલાં ઘેરમાં અથવા ઝાવલીના છાપરાંતળે કુતરૂં મરી જાએતો કેમ કરવું? વં૦ ૮, ૧—૩

દિવસને વખતે અંધારૂં થઈ ગયું હોએ, અથવા તોફાન થતું હોએ, અથવા બરફ પડતો હોએ અને ઘેરમાં કુતરૂં મરી જાએતો કેમ કરવું? વં૦ ૮, ૪—૫

મુવેલું કુંતરૂં આતશથી, પાણીથી, બરસમથી તથા અશો માણસથી કેટલું દૂર રાખે? વં૦ ૮, ૬—૭

મુવેલું કુતરૂં જે રસ્તેથી લઈ જવામાં આવે તે રસ્તો ત્યારે વપડાએ? વં૦ ૮, ૧૪—૨૨

મુવેલાં કુતરાંના નસાને જે શખ્સ અડકે તે કેમ પાક થાએ? વં૦ ૮, ૩૫—૭૨

સપેનામીનોની કંઈ પેદાએશ હારેમનની સાંભે થાએછે? વં૦ ૧૩, ૧—૨

"વંઘ્રહાપર" નામના કુતરાને જો કોઈ શખ્સ મારેતો તેથી શું થાએ? વં૦૧૩,૩

"વંઘ્રહાપર" નામના કુતરાને મારેતો તેની સજા શું? વં૦ ૧૩, ૪

પશુની સંભાલ રાખનારા, મોહોલ્લાની ચોકી કરનારા, વોહુ—નજગ ઈત્યાદિ કુતરાઓને જે કોઈ મારે તેને શું ખમવું પડે? વં૦ ૧૩, ૮—૯

પશુની સંભાલ રાખનારા કુતરાને જે શખ્સ જખમી કરે, અથવા તેનો કાન કાપી નાખે, અથવા તેને લંગડો કરેતો તેને શું કાંઈ સજા છે? વં૦ ૧૩, ૧૦

મોહોલ્લાની ચોકી કરનારા કુતરાને જે શખ્સ જખમી કરે, અથવા તેનો કાન કાપી નાખે, અથવા તેને લંગડો કરેતો તેને શું કાંઈ સજા છે? વં૦ ૧૩, ૧૧

પશુની સંભાલ રાખનારા કુતરાને જે શખ્સ જાન જતો રેહે તેવો ફટકો મારેતો તેને શું સજા? વં૦ ૧૩, ૧૨

મોહોલ્લાની ચોકી કરનારા કુતરાને જે શખ્સ જાન જતો રેહે તેવો ફટકો મારેતો તેની સજા શું? વં૦ ૧૩, ૧૩

વોહુ—નજગ કુતરાને જે શખ્સ જાન જતો રેહે તેવો ફટકો મારેતો તેની શું સજા? વં૦ ૧૩, ૧૪

તઉરૂન કુતરાને જે શખ્સ જાન જતો રેહે તેવો ફટકો મારેતો તેની શું સજા? વં૦ ૧૩, ૧૫

જજુ, વીજુ, સુકુરૂન, ઉરૂપિ ઈત્યાદિ કુતરાઓને જાન જતો રેહે તેવો ફટકો મારેતો તેની શું સજા? વં૦ ૧૩, ૧૬

પશુની સંભાલ રાખનાર અથવા ભરવાડના કુતરાનું કાંમ શું? વં૦ ૧૩, ૧૭

મોહોલ્લાની ચોકી કરનાર કુતરાનું કાંમ શું? વં૦ ૧૩, ૧૮

વોહુ—નજગ કુતરાનું કાંમ શું? વં૦ ૧૩, ૧૯

પશુની સંભાલ રાખનારા તથા મોહોલ્લાની ચોકી કરનારા કુતરાને જે શખ્સ ખરાબ ખોરાક આપે તેને કેટલો ગુનાહ લાગે? વં૦ ૧૩, ૨૦—૨૧

વોહુ—નજગ કુતરાને તથા તઉરૂન કુતરાને જે શખ્સ ખરાબ ખોરાક આપે તેને કેટલો ગુનાહ લાગે? વં૦ ૧૩, ૨૨—૨૩

પશુની સંભાલ રાખનારા તથા મોહોલ્લાની ચોકી કરનારા કુતરાને જે શખ્સ ખરાબ ખોરાક આપે તેની સજા શું? વં૦ ૧૩, ૨૪–૨૫

વોહુ—નજગ કુતરાને તથા તઉરૂન કુતરાને જે શખ્સ ખરાબ ખોરાક આપે તેની સજા શું? વં૦ ૧૩, ૨૬—૨૭

કુતરાનો લાએક ખોરાક શું? વં૦ ૧૩, ૨૮

જો કોઈ કુતરો હરખાએલો થાએતો કેમ કરવું? વં૦ ૧૩, ૩૫

જો કોઈ કુતરો અવાચક કે હરખાએલો થાએ, અને તેને માટે ડાકટરનો ઉપાય શોધતાં મલી નહી શકેતો કેમ કરવું? વં૦ ૧૩, ૨૯—૩૧

તે હરખાએલો કુતરો કોઇને ડાપું નહી મારે તે બાબે જોઈતી તદબીર નહી કરેતો? વં૦ ૧૩, ૩૧

જો તે ઘેલા અથવા હરખાએલા કુતરા બાબે જોઇતી સંભાલ નહી રાખ્યાથી તે કુતરો કુવામાં અથવા ઉંડા ખાડામાં પડેતો? વં૦ ૧૩, ૩૮

જો કોઈ હરખાએલો કુતરો પેહેલ્લીવાર કોઈ માણસને ડાપું મારે, ઇઆ પશુને કરડીને મારી નાખેતો શું કરવું? વં૦ ૧૩, ૩૨

જો બિજીવારતેમ કરેતો? વં૦ ૧૩, ૩૨. જો ત્રીજીવાર તેમ કરેતો? વં૦ ૧૩,૩૩

જો ચોથીવાર તેમ કરેતો? વં૦૧૩,૩૩. જો પાંચમીવાર તેમ કરેતો? વં૦૧૩,૩૪

દાદાર હોરમજદે કુતરાને કેવો તથા શામાટે પેદા કીધો? વં૦ ૧૩, ૩૯—૪૦

નર કુતરો અને માદા વરૂ, નર વરૂ અને માદા કુતરી એઓના બચ્ચાંઓમાંનું વધારે મોતકારક કયું? વં૦ ૧૩, ૪૧

એ બચ્ચાંઓ કેવાં નીવરેછે? વં૦ ૧૩, ૪૨—૪૩

કુતરાની કેટલી ખાસિયત હોએછે અને તે કઈ કઈ? વં૦ ૧૩, ૪૪—૪૮

કુતરૂં મરી જાએ ત્યારે તેનો જાન ક્યાંહાં જાએછે? વં૦ ૧૩, ૫૦—૫૧

પશુની પાસબાની કરનારા અથવા મોહોલ્લાની ચોકી કરનારા કુતરાને નહી ચવાએ તેવું સુક્કું હાડકું, અથવા જીભ દાઝી જાએ તેવો ગરમ ખોરાક આપ્યાથી કેટલું પાપ લાગે? વં૦ ૧૫, ૩—૪

હમેલદાર કુતરીને મારયાથી અથવા તેને બીહીવડાવ્યાથી કેટલું પાપ લાગે? વં૦ ૧૫, ૫—૬

જો કોઈ કારખાનામાં કુતરી વીઆએતો તેનું પોષણ કોણ કરે? તથા ક્યાંહાં સુધી કરે? વં૦ ૧૫, ૨૦—૨૧ જો તેનું પોષણ નહી કરેતો? વં૦ ૧૫, ૨૨

જો કોઈ કુતરી ઉંઠના તબેલામાં વીઆએતો તેનું પોષણ કોણ કરે? તથા ક્યાંહાં સુધી કરે? વં૦ ૧૫, ૨૩—૨૪ જો તેનું પોષણ નહી કરેતો? વં૦ ૧૫, ૨૫

જો કોઈ કુતરી ઘોડાના તબેલામાં વીઆએતો તેનું પોષણ કોણ કરે? તથા ક્યાંહાં સુધી કરે? વં૦ ૧૫, ૨૬—૨૭ જો તેનું પોષણ નહી કરેતો? વં૦ ૧૫, ૨૮

જો કોઈ કુતરી ગાએના તબેલામાં વીઆએતો તેનું પોષણ કોણ કરે? તથા ક્યાંહાં સુધી કરે? વં૦ ૧૫, ૨૯—૩૦ જો તેનું પોષણ નહી કરેતો? વં૦ ૧૫, ૩૧

જો કોઈ કુતરી પશુને બેસવાની જગામાં વીઆએતો તેનું પોષણ કોણ કરે? તથા ક્યાંહાં સુધી કરે? વં૦ ૧૫,૩૨—૩૩ જો તેનું પોષણ નહી કરેતો? વં૦૧૫,૩૪

જો કોઈ કુતરી ઘાંસની ગંજીમાં વીઆએતો તેનું પોષણ કોણ કરે? તથા ક્યાંહાં સુધી કરે? વં૦ ૧૫, ૩૫—૩૬ જો તેનું પોષણ નહી કરેતો? વં૦ ૧૫, ૩૭

જો કોઈ કુતરી ભોંએરાંમાં વીઆએતો તેનું પોષણ કોણ કરે? તથા ક્યાંહાં સુધી કરે? વં૦ ૧૫, ૩૮—૩૯ જો તેનું પોષણ નહી કરેતો? વં૦ ૧૫, ૪૦

અગરજો કોઈ કુતરી ખેતરમાં અથવા ગાએ ઢોરને ચરવાની જગામાં વીઆએતો તેનું પોષણ કોણ કરે? તથા ક્યાંહાં સુધી કરે? વં૦ ૧૫, ૪૧—૪૩

કુતરાંનાં બચ્ચાં પોતાની હુશિયારીમાં આવેલાં ક્યારે સમજવાં? વં૦૧૫,૪૪—૪૫

જો કુતરાંને વળગાવવાં હોએતો કેમ કરવું? વં૦ ૧૫, ૪૬—૪૮

હમેલદાર કુતરીને જો કોઈ મારેતો તેની સજા શું? વં૦ ૧૫, ૫૦—૫૧

જમીન ઉપર બિજી મરતબે કેહી જગા ઘણીજ નાખુશ છે? વં૦ ૩, ૮

કીઓ શખ્સ પેહેલી મરતબે આએ જમીનને ઘણીજ ખુશાલ કરેછે? વં૦ ૩,૧૨

દાટેલાં કુતરાંને અરધું વરસ સુધી જમીનમાંથી ખોદી બાહાર નહી કાહાડેતો તેની સજા શું? વં૦ ૩, ૩૬

દાટેલાં કુતરાંને એક વરસ સુધી જમીનમાંથી ખોદી બાહાર નહી કાહાડેતો તેની સજા શું? વં૦ ૩, ૩૭

દાટેલાં કુતરાંને બે વરસ સુધી જમીનમાંથી ખોદી બાહાર નહી કાહાડેતો તેની સજા શું? તેની તોજેશ શું? તેનું કેમ પાક થવું? વં૦ ૩, ૩૮—૩૯

---

### ઉદ્ર ઈઆને સગે આબીને લગતી બાબદ.

ઉદ્ર ઈઆને સગે આબીને મારી નાખ્યાથી શું ખરાબી થાએછે? વં૦ ૧૩, ૫૧—૫૨

ઉદ્ર ઈઆને સગે આબીને મારી નાખ્યાથી જે ખરાબી ઉત્પન્ન થાએ તે કેમ દૂર થઇ શકે? વં૦ ૧૩, ૫૩—૫૬

ઉદ્ર ઈઆને સગે આબીને જે શખ્સ જાન જતો રેહે તેવો જોરથી ફ્ટકો મારેતો તેની સજા શું? વં૦ ૧૪, ૧—૧૭

---

## ઓરતને લગતી બાબદો.

### હમેલવાળી તથા સુવાવડી ઓરતને લગતી બાબદો.

હમેલદાર બાયડીના પેટમાં બચ્ચું બંધાયા પછી તેણીની સાથે સોહોબત કીધાથી, જો તેણીના હમેલને નુકસાન થાએતો કેટલું પાપ લાગે? વં૦ ૧૫, ૮

હમેલદાર બાયડી મુવેલું છોકરૂં જણે ત્યારે શું કરવું? તથા તેણીને કેવી જગાએ રાખવી? વં૦ ૫, ૪૫—૪૬

ઉપર જણાવેલી બાયડીની જગા આતશ, પાણી, બરસમ તથા અશો માણસથી કેટલી દૂર હોવી જોઇએ? વં૦ ૫, ૪૭—૪૮

મુવેલું છોકરૂં જનનારી ઓરતને સઉથી પેહેલ્લાં કીઓ ખોરાક આપવો? તથા કેટલા દાહાડા થયા પછી ગોશ્ત, અનાજ તથા દારૂનો ખોરાક આપવો? વં૦ ૫, ૫૦—૫૪

જો કોઈ સુવાવડી ઓરતને તાપની હાલતમાં તરસ લાગેતો શું તે પાણી પીએ? વં૦ ૭, ૭૦—૭૧

જો તે બાબે જોઈતી સંભાલ નહી રાખેતો તેની શું સજા? વં૦ ૭, ૭૨

ત્રણ દાહાડા થયા પછી મુવેલું છોકરૂં જનનારી સુવાવડી ઓરત બિજા કેટલા દાહાડા થોભીને ઘેરના સામાનને તથા માણસોને અડકે? વં૦ ૫, ૫૫—૫૬

તે ઓરતના કપડાં ધોઈ લીધા પછી આથ્રવન, રથેશ્તાર, બુરજીગર ઇત્યાદિના કામમાં શું આવી શકે? વં૦ ૫, ૫૭—૫૮

શું તે કપડાં દસ્તાનવાળી ઓરતના કે અજીઠું સાફ કરવાના કામમાં આવે? વં૦ ૫, ૫૯

---

## ઓરતના દસ્તાનને લગતી બાબદો.

ઓરતને દસ્તાન આવે ત્યારે શું કરવું? વં૦ ૧૬, ૧—૨

દસ્તાનવાળી ઓરતની જગો આતશ, પાણી, બરસમ તથા અશો માણસથી કેટલી દૂર હોવી જોઇએ? વં૦ ૧૬, ૩—૪

તેણીને માટે જે શખ્સ ખાવાનું લાવે તે કેટલો દૂર ઉભો રેહે? વં૦ ૧૬, ૫—૬

તેણીનું ખાનું શામાં લાવે તથા તેણીને કેટલો ખોરાક આપે? વં૦ ૧૬,૬—૭

ત્રણ રાત ગુજરયા પછી જો કોઈ ઓરત દસ્તાનની હાલતમાં રેહેતો? વં૦ ૧૬,૮

ચાર રાત ગુજરયા પછી દસ્તાનની હાલતમાં રેહેતો? વં૦ ૧૬, ૮

પાંચ રાત ગુજરયા પછી દસ્તાનની હાલતમાં રેહેતો? વં૦ ૧૬, ૯

છ રાત ગુજરયા પછી દસ્તાનની હાલતમાં રેહેતો? વં૦ ૧૬, ૯

સાત રાત ગુજરયા પછી દસ્તાનની હાલતમાં રેહેતો? વં૦ ૧૬, ૧૦

આઠ રાત ગુજરયા પછી દસ્તાનની હાલતમાં રેહેતો? વં૦ ૧૬, ૧૦

નવ રાત ગુજરયા પછીબી જો તે ઓરત દસ્તાનની હાલતમાં રેહેતો શું કરવું? શું તે ઓરત નાહીને પાક થાએ? વં૦ ૧૬, ૧૧—૧૨

કાએદાસર જતાં દસ્તાનને જો કોઈ બંધ કરેતો તેની સજા શું? વં૦ ૧૬, ૧૩

જો કોઈ શખ્સ દસ્તાનવાળી ઓરતની પાસે જાએતો તેને સજા શું? વં૦૧૬,૧૪—૧૬

જો કોઈ શખ્સ દસ્તાનવાળી ઓરત સાથે સંબંધ કરેતો તે શાની બરાબર ગણાએ? વં૦ ૧૬, ૧૭

દસ્તાનવાળી ઓરત સાથે સોહોબત કીધાથી કેટલું પાપ લાગે? વં૦ ૧૫, ૭

દસ્તાનવાળી ઓરત સાથે જે શખ્સ સોહોબત કરે તેને માટે સજા શું? તેને માટે તોજશ શું? વં૦ ૧૮, ૬૭—૭૬

જનાકારીથી રહેલા હમેલ તોડી પડાએ કે? વં૦ ૧૫, ૧૧

અગરજો કાંઈ દવાથી પેટમાંના બચ્ચાંને તોડી પાડેતો? વં૦ ૧૫, ૧૩—૧૪

એવાં બચ્ચાંનું પોષણ કોણે કરવું? વં૦ ૧૫, ૧૫

પણ જો તે જનાકારી કરનારો શખ્સ પોષણ નહી કરેતો તેનેમાટે તોજશ શું? વં૦ ૧૫, ૧૬

---

## જમીન, ખેતી તથા દુનિયાંને લગતી બાબદો.

આએ જમીનની પેહેલ્લી કેહી જગો ઘણીજ ખુશાલ છે? વં૦ ૩, ૧

આએ જમીનની બિજી કેહી જગો ઘણીજ ખુશાલ છે? વં૦ ૩,૨—૩

આએ જમીનની ત્રીજી કેહી જગો ઘણીજ ખુશાલ છે? વં૦ ૩, ૪
આએ જમીનની ચોથી કેહી જગો ઘણીજ ખુશાલ છે? વં૦ ૩, ૫
આએ જમીનની પાંચમી કેહી જગો ઘણીજ ખુશાલ છે? વં૦ ૩, ૬
આએ જમીનની પેહેલ્લી કેહી જગો ઘણીજ નાખુશ છે? વં૦ ૩, ૭
આએ જમીનની બિજી કેહી જગો ઘણીજ નાખુશ છે? વં૦ ૩, ૮.
આએ જમીનની ત્રીજી કેહી જગો ઘણીજ નાખુશ છે? વં૦ ૩, ૯
આએ જમીનની ચોથી કેહી જગો ઘણીજ નાખુશ છે? વં૦ ૩, ૧૦
આએ જમીનની પાંચમી કેહી જગો ઘણીજ નાખુશ છે? વં૦ ૩, ૧૧
આએ જમીનને પેહેલ્લી મરતબે કીઓ શખ્સ ઘણીજ ખુશાલ કરેછે? વં૦૩,૧૨
આએ જમીનને બિજી મરતબે કીઓ શખ્સ ઘણીજ ખુશાલ કરેછે? વં૦૩, ૧૩
આએ જમીનને ત્રીજી મરતબે કીઓ શખ્સ ઘણીજ ખુશાલ કરેછે? વં૦ ૩, ૨૨
આએ જમીનને ચોથી મરતબે કીઓ શખ્સ ઘણીજ ખુશાલ કરેછે? વં૦ ૩, ૨૩
આએ જમીનને પાંચમી મરતબે કીઓ શખ્સ ઘણીજ ખુશાલ કરેછે? વં૦૩,૩૪
જમીનને છોકરાં વગરની સુંદર બાયડી સાથે કેવી રીતે સરખાવીછે? વં૦૩,૨૪
જમીનની ખેતી કીધાથી શું ફાએદો હાંસેલ થાએછે? વં૦ ૩, ૨૫—૨૭
જમીનની ખેતી નહી કીધાથી ગેરફાએદો શું થાએછે? વં૦ ૩, ૨૮—૨૯
જમીનની સારીપેઠે ખેતી કરવી એ શાની બરાબર ગણાએ? વં૦૩,૩૦—૩૧
ખેતીનું કામ ચલાવ્યાથી દેવોની શી અવસ્થા થાએછે? વં૦ ૩, ૩૨

ખેતીને લાએકની જમીનનો કેટલો ભાગ ઉદ્ર ઈઆને સગે આબીને જાનથી મારનારે પોતાના ગુનાહની તાજેશમાં આપવો જોઇએ? વં૦ ૧૪, ૧૩

જે જગા ઉપર મુવેલું માણસ અથવા મુવેલું કુતરૂં પડી રેહે તે જગો ક્યારે પાક થાએ? વં૦ ૬, ૧—૨

ઉપર જણાવેલી જગામાં એક વરસ ગુજર્યા આગમચ જો ખેતીનું કામ ચલાવેતો તે શાની બરાબર ગણાએ? વં૦ ૬, ૩

તે જગામાં એક વરસ ગુજર્યા આગમચ જો કોઈ શખ્સ ખેતીનું કામ ચલાવેતો તેની સજા શું? વં૦ ૬, ૪—૫

પણ જો તે જગાને ખેડવા ચાહીએતો તેનો શું એલાજ? વં૦ ૬, ૬—૭

જો તે જગાને નસાની ચીજોથી પરહેજીએ નહીતો તેની સજા શું? વં૦૬,૮—૯

જમીનની અંદર કેટલી મુદત સુધી મુરદું દાટેલું પડી રહેઆ પછી તે જમીન પાક થએલી ગણાએ? વં૦ ૭, ૪૭—૪૮

જમીનંની ઉપર કેટલી મુદત સુધી કબરમાં મુરદું દાટેલું પડી રહેઆ પછી તે જમીન પાક થએલી ગણાએ? વં૦ ૭, ૪૯—૫૦

જમીન ઉપર બાંધેલી કબૂરોને ભાંજી ભોંએ બરાબર કરી નાખ્યાથી કેટલું સવાબ હાંસેલ થાએછે? વં૦ ૭, ૫૧—૫૨

જમીનંની અંદર મુરદાં દાટીને તેની ઉપર કબર બાંધ્યાથી શું ખરાબી થાએછે? તથા કીયાં દરદો ઉત્પન્ન થાએછે? વં૦ ૭, ૫૫—૫૮

દુનિયાંમાં સઉથી પેહેલ્રી વસ્તી કીયાં કીયાં શેહેરોમાં થઈ? વં૦ ૧, ૩—૨૧

આએ દુનિયાંને દાદાર હોરમજદે કેવી બનાવી? વં૦ ૨૨, ૧

આએ દુનિયાંમાં દરદો કોણે પેદા કીધાં? તથા કેટલાં પેદા કીધાં? વં૦ ૨૨,૨

તે તમામ દરદો દફે કરવાને કોણની મદદ માંગવામાં આવી હતી? તથા તેને શું બદલો આપવા કેહ્યો હતો? વં૦ ૨૨, ૨—૫

જમીન ઉપરના તમામ દરદો દફે કરવાને માટે માંથ્રસ્પેન્તએ તે કામ કોણને સોંપ્યું? અને તેણે પોતાની મેહેનતનો શું બદલો લીધો? વં૦ ૨૨, ૭—૨૦

દુનિયાંમાં બધાં મલીને કેટલાં કેશ્વર છે? તેઓનાં નામ શું? વં૦ ૧૯,૧૩.૩૯

---

## આતશને લગતી બાબદો.

આતશને મુવેલાંથી કેટલો દૂર રાખવો? વં૦ ૮, ૬—૭

આતશને દસ્તાનવાળી ઓરતથી કેટલો દૂર રાખવો? વં૦ ૧૬, ૩—૪

આતશને સુવાવડી ઓરતથી કેટલો દૂર રાખવો? વં૦ ૫, ૪૭—૪૮

આતશને બરશ્નૂમ આપવાની જગાથી કેટલો દૂર રાખવો? વં૦ ૯, ૪—૫

કાતરેલા બાલ-નખને આતશથી કેટલા દૂર લઈ જઇને દાટંવા? વં૦૧૭, ૪–૫

બરશ્નૂમમાં બેઠેલા શખ્સથી આતશને અડકાએ કે? વં૦ ૯, ૩૩—૩૫

રીમન થએલો માણસ આતશને અડકેતો તેની સજા શું? વં૦ ૮, ૧૦૬–૧૦૭

આતશની ઉપર નસો લઈ જનાર કેમ પાક થાએ? વં૦ ૭, ૨૫—૨૭

નસો બાલતા આતશને રસ્તામાં જોઇએતો શું કરવું? વં૦ ૮, ૭૩—૭૮

આતશની ઉપર સુખડ, લોબાંન, અગર ઈત્યાદિ ખુશબો મુકયાથી શું ફાએદો હાંસેલ થાએછે? વં૦ ૮, ૭૯—૮૦

આતશને પાક કરવા હોએતો અવસ્તાના કીયા કલામો ભણવા? વં૦ ૧૧, ૪

નસો બાલતા આતશને જે શખ્સ દાદગાહમાં ઈઆને તેની લાએક જગાએ લઈ જાએ તેને પેલી જેહાંનમાં શું બદલો મળેછે? વં૦ ૮, ૮૧

નઝીસાઈ પકાવતા આતશને જે શખ્સ દાદગાહમાં ઇઆને તેની લાએક જગાએ લઈ જાએ તેને પેલી જેહાંનમાં શું બદલો મળેછે? વં૦ ૮, ૮૨

કચરામાંથી આતશને જે શખ્સ દાદગાહમાં ઇઆને તેની લાએક જગાએ લઈ જાએ તેને પેલી જેહાંનમાં શું બદલો મળેછે? વં૦ ૮, ૮૩

મટોડી પકાવનાર કુંભારનો અથવા ચૂનાની ભઠીનો આતશ લઈ જાએતો? વં૦૮,૮૪

ઢારીના અથવા કાચના વાસણ બનાવનારને ત્યાંહાંથી આતશને દાદગાહમાં લઈ જાએતો? વં૦ ૮, ૮૫

પિત્તલ—ત્રાંબાના કારખાનાનો આતશ લઈ જાએતો? વં૦ ૮, ૮૬

સોનું ઘડવાના કારખાનાનો આતશ લઈ જાએતો? વં૦ ૮, ૮૭

રૂપું ઘડવાના કારખાનાનો આતશ લઈ જાએતો? વં૦ ૮, ૮૮

લોહોડું ઘડવાના કારખાનાનો આતશ લઈ જાએતો? વં૦ ૮, ૮૯

જસદ ઘડવાના કારખાનાનો આતશ લઈ જાએતો? વં૦ ૮, ૯૦

પદરખાનાની ભઠીનો આતશ લઈ જાએતો? વં૦ ૮, ૯૧

બલતી ચુહુલનો આતશ લઈ જાએતો? વં૦ ૮, ૯૨

કલઈ પિગળાવવાના કારખાનાનો આતશ લઈ જાએતો? વં૦ ૮, ૯૩

ઢોરને ચરવાના રસ્તાનો આતશ લઈ જાએતો? વં૦ ૮, ૯૪

લશ્કરગાહનો આતશ લઈ જાએતો? વં૦ ૮, ૯૫

સઉથી નજદીકનો આતશ લઈ જાએતો? વં૦ ૮, ૯૬

રાતના પેહેલા પોહોરે આતશ ઉપર કોણ કાઠી મેલે? વં૦ ૧૮, ૧૮—૧૯

રાતના બિજા પોહોરે આતશ ઉપર કોણ કાઠી મેલે? વં૦ ૧૮, ૨૦—૨૧

રાતના ત્રીજા પોહોરે આતશ ઉપર કોણ કાઠી મેલે? વં૦ ૧૮, ૨૨

આતશની ઉપર મુકવાની કાઠી કેવી હોવી જોઇએ? વં૦ ૧૪, ૨; વં૦ ૧૮,૨૭

જે શખ્સ આતશની ઉપર સોજી તથા સુક્કી કાઠી મુકેછે તેને આતશ શું દુઆ દેછે? વં૦ ૧૮, ૨૬—૨૭

આતશને થંડો કરી નાખનાર દેવનું નામ શું? વં૦ ૧૮, ૧૯. ૨૧. ૨૨

શું આતશ માણસને મારેછે? વં૦ ૫, ૯

---

## પાણી તથા વરસાદને લગતી બાબદો.

અરેદ્વીસૂરના પાણીની શું શું ખુબી? વં૦ ૭, ૧૬

મગેચાલીને જતાં, ઘોડાઉપર સ્વાર થઇને જતાં ઇગ્ના ગાડીમાં બેસીને જતાં પાણીમાં નસો પડેલો જણાએતો શું કરવું? વં૦ ૬, ૨૬—૨૭

પાણીમાં પડેલો નસો ઘણો કાહી ગએલો હોએતો? વં૦ ૬, ૨૮—૨૯

થમ–બંધિયાર પાણીમાં નસો પડેતો કેમ કરવું? વં૦ ૬, ૩૦—૩૨

કુવાના તથા ઝરાના પાણીમાં નસો પડેતો કેમ કરવું? વં૦ ૬, ૩૩—૩૫

બરફના તથાં કરાંના પાણીમાં નસો પડેતો કેમ કરવું? વં૦ ૬, ૩૬—૩૮

નદીના પાણીમાં નસો પડેતો કેમ કરવું? વં૦ ૬, ૩૯—૪૧

શું પાણી માણસને મારેછે? વં૦ ૫, ૮

પાણીમાં નસો નાખનાર શખ્સ કેમ પાક થાએ? વં૦ ૭, ૨૫—૨૭

પાણીને પાક કરવું હોએતો અવસ્તાના કીયા કલામો ભણવા? વં૦ ૧૧, ૫

રીમન થએલો માણસ રસ્તે ચાલતાં પાણીને અડકેતો? વં૦ ૮, ૧૦૪—૧૦૫

પાણીને મુવેલાં માણસથી કેટલું દૂર રાખવું? વં૦ ૮, ૬—૭

પાણીને દસ્તાનવાળી ઓરતથી કેટલું દૂર રાખવું? વં૦ ૧૬, ૩—૪

પાણીને સુવાવડી ઓરતથી કેટલું દૂર રાખવું? વં૦ ૫, ૪૭—૪૮

પાણીને બરશ્નૂમ આપવાની જગાથી કેટલું દૂર રાખવું? વં૦ ૯, ૪—૫

કાતરેલા બાલ–નખને પાણીથી કેટલા દૂર લઈ જઇને દાટવા? વં૦૧૭, ૪—૫

બરશ્નૂમમાં બેઠેલા શખ્સથી પાણીને અડકાએ કે? વં૦ ૯, ૩૩—૩૫

પાણીને માટે શાની જોર લઈ જવી? વં૦ ૧૪, ૪; વં૦ ૧૮, ૭૨

શું દાદાર હોરમજદ પવન તથા વાદલાં સહિત વોઉરૂકષ નામના દરિયામાંથી નસા તરફ, હેરનસા તરફ પાણીને વરસાવેછે? વં૦ ૫, ૧૫—૧૮

દાદાર હોરમજદ વરસાદ શા માટે વરસાવેછે? વં૦ ૫, ૨૦; વં૦ ૨૧, ૨—૪

---

## કોઇના તનને ઇજા નહી દેવાને લગતી બાબદો.

આગેરેમ ગુનાહ શાને કેહેવો? અવઓઈરિશ્ત ગુનાહ શાને કેહેવો? તથા અરેદુશ ગુનાહ શાને કેહેવો? વં૦ ૪, ૧૭

જો કોઈ શખ્સ હાતમાં હથિયાર પકડીને પેહેલી વખતે, બિજી વખતે, ત્રીજી વખતે, ચોથી વખતે, પાંચમી વખતે, છઠી વખતે, સાતમી વખતે બિજાને મારવા ઉઠેતો તેની સજા શું? વં૦ ૪, ૧૮—૧૯

સાત વખત ઉપલો તકસીર કીધા પછી તોજેશ કરે નહી, અને આઠમી વખત કોઇને મારવા ઉઠેતો તેની સજા શું? વં૦ ૪, ૨૦

ઉપલોજ ગુનાહ હરેક વારે જો કોઈ કરે અને તેની તોજેશ નહી કરેતો તેની સજા શું? વં० ૪, ૨૧

જો કોઈ શખ્સ હાતમાં હથિયાર પંકડીને પેહેલ્લી, બિજી, ત્રીજી, ચોથી, પાંચમી, છઠ્ઠી વખતે બિજાની ઉપર ધસારો કરેતો તેની સજા શું? વં० ૪, ૨૨—૨૩

છ વખત ઉપલો તકસીર કીધા પછી તોજેશ નહી કરે, અને સાતમી વખત કોઈની ઉપર ધસારો કરેતો તેની સજા શું? વં० ૪, ૨૪

ઉપલોજ ગુનાહ હરેક વારે જો કોઈ કરે અને તેની તોજેશ નહી કરેતો તેની સજા શું? વં० ૪, ૨૫

જો કોઈ શખ્સ પેહેલ્લી, બિજી, ત્રીજી, ચોથી, પાંચમી વખતે બિજાને ફટકો મારે તો તેની સજા શું? વં० ૪, ૨૬—૨૭

પાંચ વખત ફટકો માર્યા પછી તોજેશ નહી કરે, અને છઠ્ઠી વખત કોઇને ફ-ટકો મારે તો તેની સજા શું? વં० ૪, ૨૮

ઉપલોજ ગુનાહ હરેક વારે જો કોઈ કરે અને તેની તોજેશ નહી કરેતો તેની સજા શું? વં० ૪, ૨૯

જો કોઈ શખ્સ પેહેલ્લી, બિજી, ત્રીજી, ચોથી વખતે બિજાને સખ્ત ધા કરેતો તેની સજા શું? વં० ૪, ૩૦—૩૧

ચોથી વખત માર્યા પછી તોજેશ નહી કરે, અને પાંચમી વખત કોઇને જ-ખમી કરેતો તેની સજા શું? વં० ૪, ૩૨

ઉપલોજ ગુનાહ હરેક વારે જો કોઈ કરે અને તેની તોજેશ નહી કરેતો તેની સજા શું? વં० ૪, ૩૩

જો કોઈ શખ્સ પેહેલ્લી, બિજી, ત્રીજી વખતે બિજાને લોહી નિકળે તેવો ફટકો મારેતો તેની સજા શું? વં० ૪, ૩૪

ત્રીજી વખત માર્યા પછીબી તોજેશ નહી કરે, અને ચોથી વખત લોહી નિ-કળે તેવો ફટકો જો કોઈ બિજાને મારેતો તેની સજા શું? વં० ૪, ૩૫

ઉપલોજ ગુનાહ હરેક વારે જો કોઈ કરે અને તેની તોજેશ નહી કરેતો તેની સજા શું? વં० ૪, ૩૬

જો કોઈ શખ્સ પેહેલ્લી, બિજી વખતે હાડકું ભાગી જાએ તેવો ફટકો બિજાને મારેતો તેની સજા શું? વં० ૪, ૩૭

બિજી વખત માર્યા પછીબી તોજેશ નહી કરે, અને ત્રીજી મરતબે હાડકું ભાગી જાએ તેવો ફટકો મારેતો તેની સજા શું? વં० ૪, ૩૮

ઉપલોજ ગુનાહ હરેક વારે જો કોઈ કરે અને તેની તોજેશ નહી કરેતો તેની સજા શું? વં૦ ૪, ૩૯

જો કોઈ શખ્સ બેશુદ્ધ થઈ જાએ તેવો ફટકો બિજાને મારેતો તેની સજા શું? વં૦ ૪, ૪૦

એક વખત મારયા પછી તોજેશ નહી કરે અને બિજી મરતબે બેશુદ્ધ થઈ જાએ તેવો ફટકો જો કોઈ શખ્સ બિજાને મારેતો તેની સજા શું? વં૦ ૪, ૪૧

ઉપલોજ ગુનાહ હરેક વારે જો કોઈ કરે અને તેની તોજેશ નહી કરેતો તેની સજા શું? વં૦ ૪, ૪૨

અશોને મારવાનું કામ જરતોશ્તી ધરમમાં જાએજ છે? વં૦ ૩, ૪૧

અશો માણસને મારનારની વખાણ કીધાથી શું ગેરફાએદો થાએછે? વં૦૧૮,૧૧

અશોને મારનારને ઈજાએશ્ની મ્યજદ આપ્યાથી કેટલો ગુનાહલાગે? વં૦૧૮,૧૨

---

## પેગમબર અશો જરતોશ્તને લગતી બાબદો.

હજરત અશો જરતોશ્તને જ્યારે દેવો મારવા આવ્યા ત્યારે તે રાસ્ત પેગમબરે શું ઉપાયો કામે લગાડયા? વં૦ ૧૯, ૧—૫

અશો જરતોશ્તના બાપ પોરોશસ્પનું ઘેર કીયા મુલુકમાં આવેલું હતું? વં૦૧૯,૪

બુરા હારેમને તે રાસ્ત પેગમબરને મ્હોટી લાલચ આપવા કેહીને માજદયસ્ની દીન તરક કરવાને કેહ્યું ત્યારે તેણે શું જવાબ આપ્યો? વં૦ ૧૯, ૬—૭

કીયાં હથિયારોથી તેણે હારેમનની પેદાએશનો નાશ કીધો? વં૦ ૧૯, ૮—૯

જરતોશ્ત સાહેબને ફરેબ આપવામાં જ્યારે હારેમન તથા તેની તાલકીના તમામ દેવ દરૂજો નિષ્ફળ થયા ત્યારે તેઓએ શું કીધું? વં૦ ૧૯, ૪૩—૪૭

---

## હારેમન, દેવ, દરૂજ, દરવંદ ઇત્યાદિને લગતી બાબદો.

જરતોશ્તી મજહબને આદરમાન નહી આપનારાઓને કેવા ગણવા? વં૦ ૧૬, ૧૮; વં૦ ૧૭, ૧૧

દેવો ક્યાંહાં હોએછે? દેવોનો જમાવ ક્યાંહાં થાએછે? દેવને ઇજિનારા ક્યાંહાં હોએછે? વં૦ ૭, ૫૫—૫૮; વં૦ ૩, ૭

જે જગો ઉપર દેવ દરૂજોનું મુકામ હોએછે તથા અંગ્રેમેન્યુશને લગતા ખાડાઓ હોએછે તે જગા કેવી હોએછે? વં૦ ૩, ૭—૧૦

અંગ્રેમેન્યુશને લગતા ખાડા પુરી નાખ્યાથી શું થાએછે? વં૦ ૩, ૨૨

અંગ્રેમેન્યુશે આએ દુનિયાંમાં કેટલાં દરદો ઉત્પન્ન કીધાં? વં૦ ૨૨, ૨. ૯. ૧૫
દેવોની શિકસ્તગી શાથી થાએછે? વં૦ ૩, ૩૨
દેવ કોણને કેહેવો? દેવને ઇજનારો કોણને કેહેવો? દેવનો સોબતી કોણને કેહેવો? મુવા આગમચ તથા મરી ગયા પછી દેવ કોણને કેહેવો? વં૦૮, ૩૧—૩૨
અંગ્રેમેન્યુશને હજાર ઘણા મારનાર તરીકે કોણ સાંભે થાએછે? વં૦ ૧૩, ૧—૨
કીઓ દેવ સપેનામીનોની પેદાએશની સાંભે થાએછે? વં૦ ૧૩, ૫—૬
જઈરિમ્યંધ્નઉર નામના દેવને મારયાથી કેટલું સવાબ લાગે? વં૦ ૧૩, ૭
કીઆં ચાર કાંમોથી ગોયા દરૂજ દેવીને હમેલ રેહેછે? વં૦ ૧૮, ૩૩—૩૫; વં૦ ૧૮, ૩૯—૪૧; વં૦ ૧૮, ૪૫—૪૭; વં૦ ૧૮, ૫૩—૫૫
કીઆં ત્રણ કાંમોથી ગોયા દરૂજ દેવીના હમેલ તુટેછે? વં૦ ૧૮, ૩૬—૩૮; વં૦ ૧૮, ૪૨—૪૪; વં૦ ૧૮, ૪૮—૫૦
માજનદરાનના દેવો, એશ્મ દેવ તથા બિજા દેવોની સાંભે થવાને માટે અવસ્તાના કીયા કલામો ભણવા? વં૦ ૯, ૧૨—૧૩; વં૦ ૧૦, ૧૬
દેવોનો દેવ તે કોણ? વં૦ ૧૯, ૧; વં૦ ૧૯, ૪૩
તેના હાત હેઠલના કીયા કીયા દેવો? વં૦ ૧૯, ૧. ૪૧. ૪૩; વં૦ ૧૧, ૯. ૧૨. ૧૫. ૧૮
આતશની સાંભે થનારો દેવ કોણ? વં૦ ૧૮, ૧૯. ૨૧. ૨૨
સ્પેન્જઘ્ર નામના દેવનો હરીફ કોણ? વં૦ ૧૯, ૪૦
બૂષ્યાંસ્પ નામના દેવની શું ખસલત? વં૦ ૧૮, ૧૬—૨૪
વીજરેષ નામના દેવનું શું કાંમ? વં૦ ૧૯, ૨૯
ભર મિજલસમાં જો કોઈ મરી જાએતો દરૂજ નસુશ બેઠેલાઓમાંના કેટલાંની ઉપર ધસારો કરેછે? વં૦ ૫, ૨૭—૩૪
દરૂજ નસુશ જુદી જુદી જાતના પાણીમાં કેટલો આગળ દોડેછે? વં૦૬, ૩૦—૪૧
રીમન થએલા માણસના બદનમાંથી રીમન નાહાતી વખતે દરૂજ નસુશ કેમ નાહાસતો જાએછે? વં૦ ૮, ૪૧—૭૧; વં૦ ૯, ૧૫—૨૬
દરૂજ નસુશ મુવેલાંની ઉપરથી જીવતાં ઉપર દોડે તેને કેમ હાંકી કાહાડવું? વં૦ ૯, ૪૫—૪૬; વં૦ ૧૦, ૧—૨
અશોઇને વમાસે, પણ દરૂજને મળે તે કોણ? વં૦ ૭, ૭૮—૭૯
દરૂજના મુકામમાં જનારો કોણ? વં૦ ૮, ૧૦૭; વં૦ ૧૪, ૧૮
કીયો શખ્સ કંગાલિયતના દેવની સાંભે થએલો કેહેવાએ? વં૦ ૪, ૪૯

દેવ દરૂજોનું મુકામ ક્યાંહાં? તથા તે કેવી સિફતનું હોએછે? વં૦ ૫, ૬૨; વં૦ ૧૮, ૭૬; વં૦ ૧૯, ૪૭

---

## કોલ—વચંન—કબૂલાતને લગતી બાબદો.

હોરમજંદના મિથ્ર ઇઅ્આને કોલ કેટલા છે? વં૦ ૪, ૨

મોહોડે બોલીને આપેલો કોલ જ્યારે તુટેલો થાએ ત્યારે તેની બુરી અસર કેટલી દૂર પંથરાએછે? વં૦ ૪, ૫

હાતનો આપેલો કોલ જ્યારે તુટેલો થાએ ત્યારે તેની ખરાબી કેટલી દૂર પંથરાએછે? વં૦ ૪, ૬

પશુના મીજ઼ાનનો (અથવા પશુ આપવા લેવાનો?) કોલ જ્યારે તુટેલો થાએ ત્યારે તેની ખરાબી કેટલી દૂર પંથરાએછે? વં૦ ૪, ૭

ઢોરના મીજ઼ાનનો (અથવા ઢોર આપવા લેવાનો?) કોલ જ્યારે તુટેલો થાએ ત્યારે તેની ખરાબી કેટલી દૂર પંથરાએછે? વં૦ ૪, ૮

માણસના મીજ઼ાનનો કોલ (ઇઅ્આને નેકામાં અથવા ઓલમાં* આપવા લેવાનો કોલ?) જ્યારે તુટેલો થાએ ત્યારે તેની ખરાબી કેટલી દૂર પંથરાએછે? વં૦ ૪,૯

દેશના મીજ઼ાનનો (ઇઅ્આને દેશ આપવા લેવાનો?) કોલ જ્યારે તુટેલો થાએ ત્યારે તેની ખરાબી કેટલી દૂર પંથરાએછે? વં૦ ૪, ૧૦

જે શખ્સ મોહોડે બોલીને આપેલો કોલ તોડે તેની સજા શું? વં૦ ૪, ૧૧

જે શખ્સ હાતનો આપેલો કોલ તોડે તેની સજા શું? વં૦ ૪, ૧૨

જે શખ્સ પશુના મીજ઼ાનનો કોલ તોડે તેની સજા શું? વં૦ ૪, ૧૩

જે શખ્સ ઢોરના મીજ઼ાનનો કોલ તોડે તેની સજા શું? વં૦ ૪, ૧૪

જે શખ્સ માણસના મીજ઼ાનનો કોલ તોડે તેની સજા શું? વં૦ ૪, ૧૫

જે શખ્સ દેશના મીજ઼ાનનો કોલ તોડે તેની સજા શું? વં૦ ૪, ૧૬

---

## જમશેદ પાદશાહને લગતી બાબદો.

અશો જરતોશ્તની આગમચ દાદાર હોરમજદે હોરમજદી જરતોશ્તી દીન કોણને શિખવી હતી? વં૦ ૨, ૧—૨

જમશેદે કેટલા વરસ સુધી પાદશાહી કીધી? વં૦ ૨,૧૬

---

* "ઓલ" ઇઅ્આને કોલકરાર બરાબર બજાવાની જામીનગીરી દાખલ સ્વાધીન કરેલું કોઈ માણસ=Hostage.

હોરમજદને તથા જમશેદને કીએ ઠેકાણે તથા કેવી રીતે મુલાકાત થઈ? વં૦ ૨;૨૧
તે વખતે દાદારહોરમજદે જમશેદને શા બાબે આગાહી આપી? વં૦ ૨,૨૨—૨૪
બરફ સાથના મ્હોટાં શિયાળાનાં તોફાનમાંથી બનચવાને માટે જમશેદપાદશાહને દાદાર હોરમજદે શું શું ઉપાયો લેવા ફરમાવ્યા? વં૦ ૨, ૨૫—૩૦
તેને માટે ગોફો કેવો બનાવાને દાદારહોરમજદે ફરમાવ્યું? વં૦ ૨, ૨૫. ૩૦
તે ગોફામાં શું શું લઈ જવાને ફરમાવ્યું? વં૦ ૨. ૨૬—૨૮
જમશેદના ગોફામાં કેહી રોશનીઓ પ્રકાશતી હતી? વં૦ ૨, ૩૯—૪૦
તે ગોફામાં માજદયસ્ની દીન કોણે ફેલાવી? વં૦ ૨, ૪૨
તે ગોફાના માણસોનો ધરમગુરૂ તથા પાદશાહ કોણ હતા? વં૦ ૨, ૪૩

---

## દીનને લગતી બાબદો.

આએ જરતોશ્તી તથા દેવથી જુદી દીન બિજી દીનો કરતાં મ્હોટાઈ તથા ભલાઈની બાબદોમાં કેટલી વધારે ચઢતી તથા વધારે સારી છે? વં૦ ૫, ૨૨—૨૫

જરતોશ્તી મજહબને આદરમાન નહી આપનારા તથા તેના ફરમાનોને નહી સાંભલનારાઓને કેવા ગણવા? વં૦ ૧૬, ૧૮; વં૦ ૧૭, ૧૧

અશો માણસને બિજા મજહબવાળો કેહાથી અથવા તેને જુદદીનના ધરમનું જ્ઞાન આપ્યાથી કેટલું પાપ લાગે? વં૦ ૧૫, ૨

માજદયસ્ની દીનની વૃદ્ધિ શું હોએછે? વં૦ ૩, ૩૦—૩૧
માજદયસ્ની દીનની ખુબીઓ શું શું છે? વં૦ ૩, ૪૧—૪૨
માજદયસ્ની દીન જમશેદના ગોફામાં કોણે ફેલાવી? વં૦ ૨, ૪૨

જો કોઈ હમદીન-પૈસાની ઈઆ એલમની હાજતમાં હોએતો શું કરવું? તેને દીનનો એલમ કેમ શિખવવો? વં૦ ૪, ૪૪—૪૫

સઉથી સરસ ત્રણ ચીજ એખ્ત્યાર કરવાજોગ કેહી? વં૦ ૧૮, ૧૭. ૨૫

જન્મ પામ્યા પછી માણસે સઉથી પેહેલાં કેહી ચીજ એખ્ત્યાર કરવી? વં૦ ૫, ૨૧; વં૦ ૧૦, ૧૮—૧૯

અંતઃકરણ કેમ પાક થઈ શકે? વં૦ ૫, ૨૧; વં૦ ૧૦, ૧૮—૧૯

---

# માણસોના ધંધા.

## યોજદાથ્રેગર તથા આથ્રવનને લગતી બાબદો.

યોજદાથ્રેગર (પાકીજગી આપનાર મોબેદ) કેવો હોવો જોઇએ? વં૦ ૯, ૨

જો યોજદાથ્રેગર રીમની ઉતારવાના કામમાં વાકેફ્ગાર નહી હોએતો તેથી શું ખરાબી ઉત્પન્ન થાયછે? વં૦ ૯, ૪૭—૪૮

તેવો નાવાકેફ્ યોજદાથ્રેગર જો રીમની ઉતારેતો તેની શિક્ષા શું? વં૦ ૯, ૪૯

નાવાકેફ્ યોજદાથ્રેગરને કેવો ગણવો? વં૦ ૯, ૫૧—૫૨

તેવા નાવાકેફ્ યોજદાથ્રેગરના રીમન નહવારવાથી ગામમાં શું ખરાબી ઉત્પન્ન થાયછે? વં૦ ૯, ૫૩

તે ખરાબી ટાળવાને માટે શું ઉપાય કરવો? વં૦ ૯, ૫૪—૫૬

આથ્રવન (ઇઆને દસ્તુર—મોબેદ) કેવા શખ્સને કેહેવો? વં૦ ૧૮, ૬

આથ્રવન (ઇઆને દસ્તુર—મોબેદ) કેવા શખ્સને નહી કેહેવો? વં૦૧૮,૧–૫

બીમાર આથ્રવનને સાજો કરવા સારૂં ડાકટરની ફી શું? વં૦ ૭, ૪૧

રીમન થએલા આથ્રવનને જે યોજદાથ્રેગર પાક કરે તેને તેની મેહેનતને માટે શું આપવું? વં૦ ૯, ૩૭

જો કોઈ મિજલસમાં આથ્રવન મરી જાએતો સાથે બેસનારાઓમાંના કેટલા જન રીમન થાએ? વં૦ ૫, ૨૭—૨૮

આથ્રવનની (મોબેદ–દસ્તુરની) શું શું ખાસિયતો હોએછે? વં૦ ૧૩, ૪૫

આથ્રવનના આલાતો કીઆં કીઆં? વં૦ ૧૪, ૮

---

## રથેશ્તાર (ઇઆને પાદશાહ—પેહેલવાન) તથા ખેડુતને લગતી બાબદો.

જો કોઈ મિજલસમાં રથેશ્તાર (ઇઆને પાદશાહ—પેહેલવાન) મરી જાએતો સાથે બેસનારાઓમાંના કેટલા જન રીમન થાએ? વં૦ ૫, ૨૭—૨૮

રથેશ્તારની શું શું ખાસિયતો હોયછે? વં૦ ૧૩, ૪૫

રથેશ્તારના હથિયારો કીઆં કીઆં? વં૦ ૧૪, ૯

જો કોઈ મિજલસમાં ખેડુત મરી જાએતો સાથે બેસનારાઓમાંના કેટલા જન રીમન થાએ? વં૦ ૫, ૨૭—૨૮

દેશની આબાદી કરનાર ખેડુતની શું શું ખાસિયતો હોએછે? વં૦ ૧૩, ૪૬

ખેડુતના હથિયારો કીઆં કીઆં? વં૦ ૧૪, ૧૦—૧૧

રાતના બિજા પોહોરમાં હોરમજદનો આતશ ખેડુતને શું કેહેછે? વં૦૧૮,૨૦–૨૧

---

## ડાકટર તથા દરદને લગતી બાબદો.

માણસોમાં સઉથી નામાંકિત પેહેલ્લો વઇદ કોણ થઈ ગયો? વં૦ ૨૦, ૧—૨
જુદી જુદી જાતના દરદો દફે કરવાને માટે તેણે શું કીધું? વં૦ ૨૦, ૩
તે દરદો કીયાં કીયાં? વં૦ ૨૦, ૬—૯
જો કોઈ માજદયસ્ન ડાક્ટરનો ધંધો કરવાને બાહાર પડેતો તેણે પેહેલ્લાં કોણની ઉપર અજમાએશ કરવી? વં૦ ૭, ૩૬—૩૭
કોઈ માજદયસ્ન ડાકટરના ધંધાને માટે નાલાએક ક્યારે ગણાએ? તથા લાએક ક્યારે ગણાએ? વં૦ ૭, ૩૭—૪૦
લાએક ઠરેલા ડાકટરે બીમાર થએલા આથ્રવન ઈઆને મોબદ–દસ્તુરને, સાજું કરવાને માટે ફી લેવી કે? વં૦ ૭, ૪૧
લાએક ઠરેલા ડાકટરે ચઢતી ઉતરતી પદવીવાળા માણસોને તથા બાઈડીઓને દવા આપીને સાજાં કરવાની મેહેનતના અવેજમાં શું ફી લેવી? વં૦ ૭, ૪૧–૪૩
જુદી જુદી જાતના ઢોરોને સાજાં કરવાને ડાકટરની ફી શું? વં૦ ૭, ૪૩
મુરદાંને દાટેલી જગામાંથી કીયાં કીયાં દરદો ઉત્પન્ન થાએછે? વં૦ ૭, ૫૮
કીયો શખ્સ દરદ તથા પીડા લાવેછે? વં૦ ૯, ૫૧—૫૨
જો કોઈ ઓરતને સુવાવડીની હાલતમાં તાપ આવે અને તરસ લાગેતો તે વખતે તેણીથી પાણી પીવાએ કે? વં૦ ૭, ૭૦—૭૧

---

## પરચુટણ બાબદો.

અશો સરોશ ઈજદના ફરમાન પ્રમાણે ચાલનાર કોણ? વં૦ ૧૮, ૧૪—૧૫
મરઘો સહવારના પોહોરમાં શું વાસેછે? વં૦ ૧૮,૧૫—૧૭; વં૦૧૮,૨૩—૨૫
સહવારના પોહોરમાં બિછાના ઉપરથી જે કોઈ સઉથી પેહેલ્લો ઉઠે તેને શું ફાએદો હાંસલ થાએછે? વં૦ ૧૮, ૨૬
મરઘો ભેટ આપવાનું કેટલું સવાબ? વં૦ ૧૮, ૨૮
જો કોઈ માજદયસ્નને એક વખત ગુનાહ ભરેલાં કાંમોની માફી મળ્યા પછી ફરીને તેથી દૂર નહી રેહેતો તેની સજા શું? પણ જો ફરીથી ગુનાહ ભરેલાં કાંમોથી બાતેલ રેહેતો? વં૦ ૩, ૨૧; વં૦ ૫, ૨૬
જો કોઈ અશો માણસ કાંઈ ચીજ માંગે અને તેને નહી આપીએ તો તે કેવું ગણાએ? વં૦ ૧૮, ૩૩—૩૫; તેની તોજેશ શું? વં૦ ૧૮, ૩૬—૩૮

જો કોઈ હમદીન કે ભાઈ કે દોસ્ત, પૈસાની ઇચ્છા એલમની ઇચ્છા ઘેરબાર માંડવાની હાજતમાં હોએતો શું કરવું? વં૦ ૪, ૪૪

માંથ્રસ્પેન્ત એલમનો અભ્યાસ કેવી રીતે તથા ક્યારે કરવો? વં૦ ૪, ૪૫

દાદાર હોરમજદને વધારે પસંદ કોણ? પરણેલો કે કુમારો, ઘેરબારવાળો કે ભટકતો, ફરાખીવાળો કે કંગાલ? વં૦ ૪, ૪૭

પરણેલા, ઘેરબારવાળા તથા ફરાખીવાળાથી શું બની શકેછે? વં૦ ૪,૪૮—૪૯

આલસુ, હરામખોર આશ્મોગ દરવંદને કેવી સજા કરવી? વં૦ ૪, ૫૦—૫૪

તે શખ્સ ખોટા સોગંદ ખાએ તેની સજા શું? વં૦ ૪, ૫૫

જે શખ્સ જાણી જોઇને પોતાની મની ખરાબ કરેછે તેને માટે શિક્ષા તથા પ્રાયશ્ચિત શું છે? વં૦ ૮, ૨૭—૩૦

ગોલામબારગીના કાંમને કેવું ગણેલુંછે? વં૦ ૧, ૧૨; વં૦ ૮, ૩૧—૩૨

કીયાં કાંમો કીધાથી તનાફુર થાએ? વં૦ ૧૫, ૧—૮

નાશકારક તથા મોત ભરેલો કોણ? વં૦ ૧૮, ૮—૯

બદ માણસને સુખ આપવું તે કેવું કાંમ કેહેવાએ? વં૦ ૧૮, ૧૦

પગને પીશાબ લાગે એવી રીતે પીશાબ કીધેલી કેવી ગણાએ? વં૦૧૮,૩૯—૪૧

તેની તોજેશ શું બાજ લીધાથી થાએ? વં૦ ૧૮, ૪૨—૪૪

ખોઆબમાં ગોસલ થાએ તે કેવું કાંમ ગણાએ? વં૦ ૧૮, ૪૫—૪૭

તેની તોજેશ શું બાજ લીધાથી થાએ? વં૦ ૧૮, ૪૮—૫૨

પંદર વરસની ઉમર થયા પછીબી દીન બાબે ગાફેલ રેહેવું તથા આંગ ઉપર સુદરેહ કુશ્તી નહી રાખવો એ કેવું કાંમ ગણાએ? વં૦ ૧૮, ૫૩—૫૫

શું તેની કાંઇબી રીતે તોજેશ થઈ નહી શકે? વં૦ ૧૮, ૫૬—૫૯

આએ દુનિયાંમાં માણસો જે જે કાંમો, ધર્મદાન ઇત્યાદિ કરે તેનો બદલો તેઓને ક્યાંહાં મળેછે? વં૦૧૯, ૨૭—૩૨

ફરેદુન કીયા મુલકમાં જન્મ પામ્યો હતો? વં૦ ૧, ૧૮

સોશ્યોસ કેઈ નદીમાંથી પેદા થશે? વં૦ ૧૯, ૫

---

# પરગરદ ૧ લી.

૧. હોરમજ઼દે સઉથી પવિત્ર જરતોશ્તને કહ્યું કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત! મેં (વેરાન) જગાને ખુશાલીને ખરાબ કરનારી નહી, (પણ) રામશનીના દેખાવવાળી કીધી. કારણ કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત! (વેરાન) જગાને ખુશાલીને નહી ખરાબ કરનારી (તથા) રામશનીના દેખાવવાળી જો હું કરવા નહી ચાહાતે તો, તમામ હાડમંદ દુનિયાં (ઇઆને દુનિયાંના લોકો) ઈરાનવેજમાં જતે.*

૨. (હોરમજ઼દ કેહેછે કે) પેહેલ્લી, બિજી ઇત્યાદિ જગા, તથા શામશંનીની પેદાએશ (મેં બનાવી), (પણ) ઘણીજ રામશનીવાળી નહી, (કારણ કે) તે દરેક જગામાં કંઇને કંઈ પીડા તો હતીજ, તે એકે માણસોને દેખીતી રીતે હાની તથા સંકટ પોંહોંચતું હતું.†

૩. હું જે હોરમજ઼દ (તેણે) જગાઓમાંનું તથા શેહેરોમાંનું સઉથી સરસ (જગા તથા શેહેર) વેહેદાતી નદી આગળનું ઈરાનવેજ પેહેલ વેહેલાં પેદા કીધું; ત્યારે તેનું ઉલટું પુર મરકીવાળા અંગ્રેમેન્યુશે (ઇઆને હારેમને) મ્હોટા સાંપ તથા દેવની રસમની ટાહાડ પેદા કીધી.

૪. તે તરફ (ઇઆને ઇરાનવેજમાં) દશ મહિના ટાહાડના અને બે (મહિના) ઉનાળાના (છે); (પણ આંહિંયાંતો‡) સાત મહિના ઉનાળાના (અને) પાંચ (મહિના) ટાહાડના જાહેર છે; અને તેઓ (ઇઆને તે દશ મહિના) પાણીઓને થંડા, જમીનને થંડા (તથા) ઝાડ પાનોને થંડા (છે); આંહિયાં ટાહાડનું મધ્ય,

---

* પ્રોફેસર દારમેસ્તેતે એ ફકરાનો નીચે મુજબ અર્થ કરેછેઃ–હોરમજ઼દે સપેતમાન જરતોશ્તને કેહ્યું કે, અએ સપેતમાન જરતોસ્ત! દરેક જગાને તેમાં વસનારાઓને માટે મેં પ્યારી કીધી, જોકે તે (જમીનમાં) કાંઈ ખુબી જેવું નહી હતું.........અગરજો એમ નહી કરતેતો તમામ દુનિયાંના લોકો ઈરાનવેજમાં ધસારો કરતે (ઇઆને ઈરાનવેજમાં રેહેવા માગતે).

† એ આખો ફકરો જરા ગુચવણ ભરેલોછે; શરૂઆતનાં કરતાં આખેરીના બોલો વધારે બીગડેલા જણાએછે. એ ફકરાની મતલબ એવી દીસેછે કે એ પરગરદમાં જણાવેલી ૧૬ જગા તથા શેહેર જે દાદાર હોરમજ઼દે પેદા કીધાં તે દરેક જગા તથા શેહેરમાં સુખ તથા દુઃખ બેહુ હતું, તદન સુખ નહીં તેમ વળી તદન દુઃખબી નહી હતું.

‡ જે જગાએ વંદીદાદ લખાયો તે જગાને માટે કેહેછે.

અહિંયાં ટાંહાડનું દિલ (છે)* (ઇઆને ઈરાનવેજમાં સખ્ત ટાહાડ પડેછે); અહિંયાં બરફ ઈત્યાદિ આસપાસ પડેછે; અહિંયાં દુઃખોમાંના ઘણી જાતના (દુઃખો) (છે).

૫. હું જે.હોરમજદ (તેણે) જગાઓમાંનું તથા શેહેરોમાંનું બીજું (અથવા બિજી વખતે) સઉથી સરસ (જગા તથા શેહેર) ગવ જેની રાજધાની સુધ્ધ (છે તે) પેદા કીધું. ત્યારે તેનું ઉલટું પુર મરકીવાળા અંગ્રેમેન્યુશે એક જાતની માંખ† જે ગાએ તથા વાછરડાંને પુર પીડાકારક (છે તે) પેદા કીધી.

૬. હું જે હોરમજદ (તેણે) જગાઓમાંનું તથા શેહેરોમાંનું ત્રીજું સઉથી સરસ (જગા તથા શેહેર) બાહાદુર તથા પવિત્ર લોકોથી વસેલું મર્વ પેદા કીધું. ત્યારે તેનું ઉલટું પુર મરકીવાળા અંગ્રેમેન્યુશે ખુનરેજી તથા અસંતોષિપણું ઉત્પન્ન કીધું.

૭. હું જે હોરમજદ (તેણે) જગાઓમાંનું તથા શેહેરોમાંનું ચોથું સઉથી સરસ (જગા તથા શેહેર) સોહામણું તથા ઉંચા વાવટાવાળું બલ્ખ‡ પેદા કીધું. ત્યારે તેનું ઉલટું પુર મરકીવાળા અંગ્રેમેન્યુશે એક જાતનો ભમરો તથા જેહેરી રોપો પેદા કીધો.

૮. હું જે હોરમજદ (તેણે) જગાઓમાંનું તથા શેહેરોમાંનું પાંચમું સઉથી સરસ (જગા તથા શેહેર) નિસય જે મર્વ તથા બલ્ખની વચ્ચે (આવેલુંછે તે) પેદા કીધું. ત્યારે તેનું ઉલટું પુર મરકીવાળા અંગ્રેમેન્યુશે ગુમાન લાવી શકાએ એવું પાપ પેદા કીધું.

**ખોલાસો:**—(દરેક બાબદમાં ગુમાન લઈ જાયા કરે અને કોઈબી ચીજમાં ખાતરી નહી રાખે, એવી ખરાબી હારેમને બલ્ખ શેહેરના લોકોમાં ઉત્પન્ન કીધી.)

૯. હું જે હોરમજદ (તેણે) જગાઓમાંનું તથા શેહેરોમાંનું છઠું સઉથી સરસ (જગા તથા શેહેર) હરોયુ જે પુશ્કળ પાણીવાળું (તે) પેદા કીધું. ત્યારે તેનું ઉલટું પુર મરકીવાળા અંગ્રેમેન્યુશે કરાં તથા મુફલેસીપણું પેદા કીધું.

૧૦. હું જે હોરમજદ (તેણે) જગાઓમાંનું તથા શેહેરોમાંનું સાતમું સઉથી સરસ (જગા તથા શેહેર) વએકેરેત જેનું પાએતખ્ત "દુજક" (તે) પેદા કીધું. ત્યારે તેનું ઉલટું પુર મરકીવાળા અંગ્રેમેન્યુશે ખ્નાથઈતિ (નામની) પરી પેદા કીધી કે જે. કેરશાસ્પને વલગી (અથવા જેણે કેરશાસ્પને લલચાવ્યો).

---

* "ટાહાંડનું મધ્ય તથા ટાહાડનું દિલ":—જે પ્રમાણે અંગ્રેજીમાં Midst તથા Heart બોલો કોઈબી ચીજના વચલા ભાગ—ભીતરને માટે વપરાએછે (જેમકે in the midst of the battle, in the heart of a town &c) તેવીજ ઢપથી અવસ્તાના મઈધ્ય (=મધ્ય) તથા જરેધય (=દિલ) બોલો આએ ઠેકાણે વપરાએલાછે.

† અહિંયાં ગાએ તથા વાછરડાંને નુકસાન કરનાર માંખ તે 'બગાઇ' વિશે ઇશારો કરેછે.

‡ ઉંચા વાવટાવાળું બલ્ખ ઇઆને બલ્ખમાં પાદશાહનું પાએતખ્ત હતું.

૧૧. હું જે હોરમજદ (તેણે) જગાઓમાંનું તથા શેહેરોમાંનું આઠમું સઉથી સરસ (જગા તથા શેહેર) પુર ખેતીવાળું ઉર્વ પેદા કીધું. ત્યારે તેનું ઉલટું પુર મરકીવાળા અંગ્રેમેન્યુશે ગુનાહ ભરેલો પ્રસાર ઉત્પન્ન કીધો.

૧૨. હું જે હોરમજદ (તેણે) જગાઓમાંનું તથા શેહેરોમાંનું નવમું સઉથી સરસ (જગા તથા શેહેર) ખ્નેન્ત જેની રાજધાની વેહેરકાન (તે) પેદા કીધું. ત્યારે તેનું ઉલટું પુર મરકીવાળા અંગ્રેમેન્યુશે ગુનાહ ભરેલાં (અને) પાપ નિવારણ નહી થાએ એવાં કાંમો જે ગુલામબારગીના (તે) ઉત્પન્ન કીધાં.

૧૩. હું જે હોરમજદ (તેણે) જગાઓમાંનું તથા શેહેરોમાંનું દશમું સઉથી સરસ (જગા તથા શેહેર) સોહામણું હરખ્ઈતિ પેદા કીધું. ત્યારે તેનું ઉલટું પુર મરકીવાળા અંગ્રેમેન્યુશે ગુનાહ ભરેલાં (તથા) પાપ નિવારણ નહી થાએ તેવાં કાંમો જે નસાને દાટવાના (તે) ઉત્પન્ન કીધાં.

૧૪. હું જે હોરમજદ (તેણે) જગાઓમાંનું તથા શેહેરોમાંનું ૧૧ મું સઉથી સરસ (જગા તથા શેહેર) દોલતમંદ તથા ભપકાદાર હેતુમત પેદા કીધું. ત્યારે તેનું ઉલટું પુર મરકીવાળા અંગ્રેમેન્યુશે ગુનાહ ભરેલાં જાદુઓ ઉત્પન્ન કીધાં.

૧૫. અને તે (ઇઆને તે જાદુગર) તેની (ઇઆને હારેમનની) જાહેર ખસલત રાખનાર છે, (તથા) તે (જાદુગર) (હારેમનનો) જાહેર દેખાવ આપનાર (છે). જ્યારે આડે મારગે જનારા માણસો (કોઈ) જાદુગરની પાસે જાએછે, ત્યારે (તેઓ) ઘણાંજ જાદુમંદ થાએછે, અને ત્યાર પછી તેઓ (સારી પેદાએશને) મારવાને માટે તથા દિલ તોડવાને માટે વધેછે.*

૧૬. હું જે હોરમજદ (તેણે) જગાઓમાંનું તથા શેહેરોમાંનું બારમું સઉથી સરસ (જગા તથા શેહેર) ત્રણ તોખમવાળું† રએ પેદા કીધું. ત્યારે તેનું ઉલટું પુર મરકીવાળા અંગ્રેમેન્યુશે વધારે ગુમાન લાવી શકાએ એવું પાપ પેદા કીધું.

---

* એ ફકરાની સેવટે આવેલા ક્ષ્તાંમિ-ચત્ચ મધખહેચ તૂન્—એ બોલો સમજ નથી પડતા તથી તેઓનો તરજુમો મુકી દીધોછે. એ આખો ફકરો ગુચવણ ભરેલો છે. ડાકટર હાઉગે એ ફકરાનો નીચે મુજબ અર્થ કીધોછેઃ—"અને તે (ઇઆને અંગ્રેમેન્યુશ) તરેહવાર શક્તિઓ તથા જુદી જુદી જાતના રૂપ લઈ શકેછે. જાદુ ઉપર ફીદા થએલા શખ્સના બોલાવ્યાથી જે જગોએ તે (અંગ્રેમેન્યુશની શક્તિઓ) આવેછે ત્યાંહાં જાદુને લગતાં ઘણાંજ ભયંકર કુકર્મ ઉત્પન્ન થાએછે, અને ત્યારે ખુન થાએ તથા દિલને ભંગ કરી નાખે એવાં કાંમો થાએછે; તે (અંગ્રેમેન્યુશની બુરી શક્તિઓ) પોતાનો બિહામણો દેખાવ છુપાવાના કૌવતને લીધે તથા જાદુવાળી દવાઆને લીધે જોરાવર હોએછે."

† ત્રણ તોખમવાળું રએ શેહેર એટલે અથોરનાન, રથેસ્તાર અને વાસ્ત્ર્યોશના ત્રણ ધંધાના તબકા એ શેહેરમાંથી શરૂ થયા; અને તે દરેક ધંધાની ઉપર પેગમબર અશો જરતોશ્તના ત્રણ છોકરા સરદારી ભોગવતા હતા.

ઓલાસો:—(દરેક બાબદમાં વધારે શક લઈ જાયા કરે, અને કોઈબી ચીજમાં ખાતરી નહી રાખે એવી ખરાબી હારેમને રએ શેહેરના લોકોમાં ઉત્પન્ન કીધી.)

૧૭. હું જે હોરમજદ (તેણે) જગાઓમાંનું તથા શેહેરોમાંનું તેરમું સઉથી સરસ (જગા તથા શેહેર) બાહાદુર અને અશો લોકોથી વસેલું ચખ્ર પેદા કીધું. ત્યારે તેનું ઉલટું પુર મરકીવાળા અંગ્રેમેન્યુશે ગુનાહ ભરેલાં (અને) પાપ નિવારણ નહી થાએ તેવાં કાંમો જે નસાને બાલવાના (તે) પેદા કીધાં.

૧૮. હું જે હોરમજદ (તેણે) જગાઓમાંનું તથા શેહેરોમાંનું ચૌદમું સઉથી સરસ (જગા તથા શેહેર) વરેન જે ચાર ખુણાવાળું* (તે) પેદા કીધું. જેને વાસ્તે (અથવા જેમાં) ડંખ દેનાર સાંપનો (ઇઆને જુહાકનો) મારનાર ફરેદુન જન્મ પામ્યો હતો. ત્યારે તેનું ઉલટું પુર મરકીવાળા અંગ્રેમેન્યુશે કમોહોસમનું દસ્તાન† તથા (તે) દેશમાં ખરાબીને લગતો પ્રસાર‡ ઉત્પન્ન કીધો.

૧૯. હું જે હોરમજદ (તેણે) જગાઓમાંનું તથા શેહેરોમાંનું પંદરમું સઉથી સરસ (જગા તથા શેહેર) જે હપ્તહિંદુ (કે જે) પુર્વ હિંદુસ્થાનથી તે પશ્ચિમ હિંદુસ્થાન સુધી (છે તે) પેદા કીધું. ત્યારે તેનું ઉલટું પુર મરકીવાળા અંગ્રેમેન્યુશે કમોહોસમનું દસ્તાન† અને કમોહોસમની ગરમી ઉત્પન્ન કીધી.

૨૦. હું જે હોરમજદ (તેણે) જગાઓમાંનું તથા શેહેરોમાંનું ૧૬ મું સઉથી સરસ (જગા તથા શેહેર) રંઘ્રહ (નામની નદી) ના પાણીઓની નજદીક (જગા) પેદા કીધી; જે (જગા) સરદાર વગર બુલંદીથી રાજ ચલાવેછે.¶ ત્યારે તેનું ઉલટું પુર મરકીવાળા અંગ્રેમેન્યુશે દેવની રસમની ટાહાડ તથી તે દેશમાં ધરતીકંપનો ફેલાવો‖ પેદા કીધો.

---

* "ચાર ભાગળ અથવા દરવાજાવાળું વરેન શેહેર"—એમબી અર્થ થઈ શકે.

† કમોહોસમનું દસ્તાન ઇઆને નાન્હાની ઉમરથી દસ્તાનનું જારી થવું. વળી એનો અર્થ "નાલાએક ખસલત" બી થઈ શકે.

‡ પારકા રાજ કર્ત્તાનો જુલમ ઇઆને જુહાકની પાદશાહીનો ઇશારો (પ્રોફેસર દારમેસ્તેતે).

¶ ઉપરના ફકરાઓમાં દાદાર હોરમજદે પેદા કીધેલી જગાનું નામ જણાવ્યુંછે તેમ આએ ફકરામાં કોઈબી જગાનું નામ જણાવ્યું નથી, તેથી કેહી જગા હોવી જોઇએ તે વિશે શક રેહેછે; પણ "રંઘ્રહ નામની નદીના પાણીની નજદીક" એ પ્રમાણે તે જગાનું ઠેકાંણું કહેલુંછે. હવે એ જગા રંઘ્રહ નદીમાં આવેલાં કોઇ ટાપુ હોવાં જોઇએ, અને તે ટાપુઓમાં કોઈ નેમેલો પાદશાહ નહી, પણ પ્રજાસત્તાક રાજ હોવું જોઇએ, સબબ કે એ જગાની સિફતમાં જણાવેછે યોઈ અસારો અઈવ્યાક્ષયેઇન્તિ, ઇઆને "જેઓ (=તે ટાપુઓ) વગર સરદારે બુલંદીથી રાજ ચલાવેછે."

‖ સફેદ હિમનું પંથરાઈ જવું (દાકતર હાઉગ).

૨૧. બિજી સોહામણી તથા વખણાએલી તથા બાહાદુર (અથવા બુલંદ) તથા આબાદ તથા ભપકાદાર* જગાઓ તથા શેહેરો† છે.

**ખોલાસોઃ**—(ઉપર જે ૧૬ શેહેરોના નામ જણાવ્યાં તે સિવાય બિજાં આબાદ તથા સોહામણા શેહેરો છે).

---

# પરગરદ ૨ જી.

૧. જરતોશ્તે હોરમજ્દને પુછ્યું (કે), હાડમંદ મુલુકોના અએ ઘણોજ વૃદ્ધિ કરનાર મીનો, અશો પેદા કરનાર હોરમજ્દ ! હું જે જરતોશ્ત તે સિવાય તું કે જે હોરમજ્દ (તેણે) માણસોમાંના કીયાં (માણસ સાથે) પેહેલવેહેલાં (ધર્મબાબે) વાત ચીત કીધી (તથા) દીન કે જે હોરમજદી (તથા) જરતોશ્તી (તે) કોણને તેં શિખવી?

૨. ત્યારે હોરમજ્દે કહ્યું, અએ અશો જરતોશ્ત! સોહામણા (તથા) સારા ચાકર

---

* ડાકટર હાઉગ તથા પ્રોફેસર હારલે એઓએ ગુફ્રાઓસ્ચ બેરેખ્ધાઓસ્ચ ફ્રપાઓસ્ચ **બામ્યાઓસ્ચ**—એ બોલોનો અર્થ નીચે મુજબ કીધોછેઃ— ખીનો, ટેકરીઓ તથા મ્હોટાં મેદાંનો (હાઉગ). સાંકડી ખીનો, ટેકરીઓ, મેદાંનો તથા ચલકતાં (ઈઆને ફ્લદ્રુપ) ખેતરો (હારલે).

† આએ પેહેલી પરગરદમાં આવેલાં ૧૬ જગાઓના જંદ નામોનો નીચે મુજબ ખોલાસો થઈ શકેછેઃ— ૧—અઈર્ય્યન વએજ્ગે=એર્ય્યન લોકોનું સઉથી પેહેલ્લું મથક; ઈરાનવેજ; જેક્જારતિસ અને ઓકસસ નદીની વચ્ચે આવેલા બલુરતાગ પાહાડને તળિયે આવેલી જગા (હારલે). ૨—સુગ્ધ=સોગદીઆના (તર્કિસ્તાનની અગ્નિકોણમાં). ૩—મોઉરૂ=મર્વ (ખોરાસાનમાં). ૪—બાખ્ધિ=બલ્ખ. ૫—નિસાય=મર્વ તથા બલ્ખની વચ્ચેની જગા; મુર્ગાબની ખીનમાં આવેલી જગા (હારલે). ૬—હરોયુ=હરી નામની નદીની પાસેનો મુલુક; હેરાત (ખોરાસાનની દક્ષિણે). ૭—વએકેરેત=સજેસ્તાન; કાબુલ (હારલે). ૮—ઉર્વ=ખોરાસાનની દક્ષિણે આવેલું શેહેર (હારલે); કાબુલ? (હાઉગ). ૯—વેહર્કાન=જોરજાન, ગોરગાન; માજન્દરાન (હારલે). ૧૦—હરખ્ઈતિ= Arachosia (Gr.) (કાબુલની દક્ષિણે). ૧૧—હએતુમન્ત=હિલ્મન્દ (વએકેરેતની પૂર્વ દિશાએ). ૧૨—રઘ=રએ (તેહેરાનની દક્ષિણે). ૧૩—ચખ્ર=ખોરાસાનમાં આવેલું શેહેર (નિસાયની દક્ષિણે). ૧૪—વરેન=ગીલાન (રએની વાયવ્ય દિશાએ). ૧૫—હપ્તહિન્દુ=સપ્તસિન્ધવસ (વેદમાં); સિંધુનદીથી તે સતલજનદી સુધીનો મુલુક (હાઉગ); પંજાબ (દારમેસ્તેતે). ૧૬—રંઘ્રહ=ઓક્સસ નામની નદી (હારલે); જેક્જારતિસ નામની નદી (યૂસ્તિ).

નફરવાળા* જમશેદને ( મેં હોરમજદી તથા જરતોશ્તી દીન શિખવી ); તું કે જે જરતોશ્ત તે સિવાય માણસોમાં પેહેલવેહેલાં હું જે હોરમજ્દ (તેણે) તેની સાથે (ઈ-આને જમશેદ સાથે) વાતચીત કીધી; ( અને ) દીન જે હોરમજદી ( તથા ) જર-તોશ્તી ( તે ) તેને મેં શિખવી.

૩. ત્યારે, અએ જરતોશ્ત! હું જે હોરમજ્દ (તેણે) તેને ( ઈઆને જમશેદને) કહ્યું કે, અએ વીંઘામના (છોકરા) સોહામણા જમશેદ ! ભણેલો થઇને મારી દીનનો ફેલાવો કરનારો તું થા. ત્યારે, અએ જરતોશ્ત! આએ સોહામણા જમશેદે મને પાછો જવાબ આપ્યો કે, ભણેલો થઇને (તારી) દીનનો ફેલાવો કરનારો (થવાને) હું ઇનિસાફમાં પુરવીન† છેઉં નહી ( તથા ) વાકેફ થએલો નથી.

૪. ત્યારે, અએ જરતોશ્ત ! હું જે હોરમજ્દ ( તેણે ) તેને કહ્યું કે, અએ જ-મશેદ ! અગરજો ( તું ) ભણેલો થઇને મારી દીનનો ફેલાવો કરનારો નહી થાએતો, ત્યારે મારા મુલકોને તું આબાદ કર, ત્યારે મારા મુલકોને તું વધાર, કે તેથી ક-રીને મારા મુલકોનો બંચાવનાર તથા આબાદ કરનાર તથા ચોકસી કરનાર તું થાએ.

૫. ત્યારે, અએ જરતોશ્ત ! તે સોહામણા જમશેદે મને પાછો જવાબ આપ્યો કે, હું તારા મુલકોને આબાદ કરીશ, હું તારા મુલકોને વધારીશ, હું તારા મુલકોનો બંચાવનાર તથા આબાદ કરનાર તથા તપાસનાર થઇશ.

(હવે જમશેદ દાદાર હોરમજ્દ પાસે દુઆ માંગીને નીચે પ્રમાણે બોલેછે):—

"મારી પાદશાહીમાં થંડો પવન ના હોતો, ગરમ ( પવન ) ના ( હોતો ), દુઃખ ના ( હોતું ), મરકી ના ( હોતી )".

૬. (અંગ્રેમેન્યુશ જમશેદ પાદશાહને કેહેછે):—આએ સખુન જે આએ તથા બિજા દેવો ( બોલ્યા તે ) તું બોલ.

**ખોલાસો**:—( અંગ્રેમેન્યુશ જમશેદને ફુસલાવેછે કે હોરમજદની સાંભે જે સ-ખુન હું તથા બિજા દેવો બોલ્યા તે તું બી બોલ. )

વીંઘામના ( છોકરા ) અશો જમશેદના ફરોહરને હમો આરાદયે છિયે.‡

**ખોલાસો**:—( અંગ્રેમેન્યુશના ફુસલાવ્યાથી જમશેદ પાદશાહ હોરમજદની સાંભે અભિમાનીનો સખુન બોલ્યો, તેથી શું પરીણામ થયું તે વિશે નીચે જણાવેછે.)

---

* હવાંથ્વનો અર્થ રૈયતની સારી રીતે પાસબાની કરનાર બી શઇ શકે.

† દાતો બોલનો ધાતુ "દા=ધ્યૈ=જાણવું" લઇએતો, નોઇત્ દાતો અહિ નોઅર્થ "હું જ્ઞાન ધ-રાવતો નથી" થઈ શકે.

‡ **યિમહે વીવંઘ્હનહે અષઓનો ફ્રવષીમ્ યજમઇદે**— એ વાક્ય ફરવરદીન યષ્ટના ૧૩૦ માં ફકરામાંથી લઇને આએ ઠકાંણે પાછલથી મુકેલો દીસેછે, એનું અહિંયાં કંઈ કામ નથી.

ત્યારપછી ( જમશેદ પાદશાહ ) માણસોને માટે વગર સરદારીનો તથા વગર સત્તાનો ( થયો ); તેની પોતાની જ્બાને જલદીથી તેને મોતને લાએક કીધો, ( તથા તેની જ્બાને ) તેને આએ ( ખશબી ) માં નીચે નાખ્યો, અને તેથી તે મોતને લાએક થયો.*

૭. ત્યારે હું જે હોરમજ્દ ( તે ) તેને વાસ્તે ( ઈઆને જમશેદને વાસ્તે ) બે હથિયારો લઈ ગયો; ( તે કીયાં હથિયારો તે વિશે નીચે જણાવેછે ):—એક સોનેરી ઢોળ ચઢાવેલું હોલ તથા એક સોનેરી દાંતાદાર હથિયાર. જમશેદ પાદશાહીનો લઈ જનારો છે ( ઈઆને જમશેદ પાદશાહી ચલાવવાને વાસ્તે છે ).

૮. ત્યારે જમશેદ પાદશાહને વાસ્તે ૩૦૦શિયાળા પોંહોંતા ( ઈઆને જમશેદની પાદશાહીને ૩૦૦ વરસ થયાં ); ત્યારે તેની આએ જમીન પશુઓથી તથા ઢોરોથી તથા માણસોથી તથા કુતરાઓથી તથા પક્ષિઓથી તથા રાતા અને બલતા આતશોથી પુર થઈ; પશુઓએ તથા ઢોરોએ તથા માણસોએ તે ( જમીન ) ની ઉપર રેહેવાની પુરતી જગા મેળવી નહી.

૯. ( દાદર હોરમજ્દ કેહેછે ) ત્યારે જમશેદને મેં પાછી ખબર આપી કે, અએ વીંઘામના ( છોકરા ) સોહામણા જમશેદ! આએ જમીન પશુઓથી તથા ઢોરોથી તથા માણસોથી તથા કુતરાઓથી તથા પક્ષિઓથી તથા ચલકતા અને બલતા આતશોથી પુર થઈ; પશુઓ તથા ઢોરો તથા માણસો પુરતી જગા શોધી કાહાડતા નથી.

૧૦. ત્યારે જમશેદ રોશણી તરફ સુરજના રસ્તાની સાંભે દક્ષિણ આગળ વદ્યો; તેણે આએ જમીનને સોનેરી હોલે કરીને વધારી, ( અને ) તે ( જમીન ) ને હથિયારે કરીને ઉથલપાથલ કીધી, નીચે પ્રમાણે બોલીને:—"અએ પશુઓની તથા ઢોરોની તથા માણસોની માએ! અએ તું પ્યારી, પવિત્ર (અથવા આબાદ કરનાર) જમીન! ( મારી ) નમાજથી લંબાઈમાં તથા પોહોલાઈમાં તું વધ."

**ખોલાસોઃ**—( અએ પ્યારી જમીન! નમનતાઈથી હું તુંને કેહુંછું કે તું આગળ વધ.)

૧૧. ત્યારે જમશેદે આએ જમીનને અગાઉ જેટલી હતી તેના કરતાં એક તૃતીયાંશ વધારે મ્હોટી વધારી ( એટલે કે અગાઉના કરતાં એક તૃતીયાંશ વધારે જ-

* અંગ્રેમેન્યુશના ફુસલવ્યાથી જમશેદ પાદશાહે હોરમજ્દની સાંભે અભિમાન કીધાથી હોરમજ્દે તેને તેની મરતબાવાળી જગા ઉપરથી નીચે તોડી પાડયો તે બાબદમાં આએ ફ્કરોછે; એ ફ્કરો આએ ઠેકાંણે આવ્યાને બદલે એજ પરગરદમાં આવેલી જમશેદની જાહોજલાલીની બધી ખીના પુરી થયા પછી આવવો જોઈએ, સબબ કે એ ૬ ઠા ફ્કરા પછીતો હજુર જમશેદની પાદશાહી તથા તેણે જે જગાઓ આબાદ કીધી તેની ખીના આવેલીછે.

મીન ખેડાઈ તથા વસાઈ); તે ( વધેલી જગા ) તરફ પશુઓ તથા ઢોરો તથા માણસો પોતાની મરજી તથા ખુશી પ્રમાણે જીંદગી ગુજારતા હતા.

ખોલાસો:—( અગાઉના કરતાં એક તૃતીયાંશ જગા વધારે થયાથી તથા ખેડાયાથી માણસો તથા તમામ જાનવરો ખોલાસાથી રેહેવા લાગ્યાં.)

૧૨. ત્યારે જમશેદ પાદશાહને માટે ૬૦૦ શિયાળા પોંહોંતા ( એટલે તેની પાદશાહીને ૬૦૦ વરસ થયાં ). ત્યારે તેની આએ જમીન પશુઓથી તથા ઢોરોથી તથા માણસોથી તથા કુતરાઓથી તથા પક્ષિઓથી તથા રાતા અને બલતા આતશોથી પુર થઈ. પશુઓએ તથા ઢોરોએ તથા માણસોએ તે ( જમીન ) ની ઉપર રેહેવાની પુરતી જગા મેળવી નહી.

૧૩. (દાદાર હોરમજદ કેહેછે) ત્યારે જમશેદને મેં પાછી ખબર આપી કે, અએ વીંઘામના ( છોકરા ) સોહામણા જમશેદ ! આએ જમીન પશુઓથી તથા ઢોરોથી તથા માણસોથી તથા કુતરાઓથી તથા પક્ષિઓથી તથા ચલકતા અને બલતા આતશોથી પુર થઈ; પશુઓ તથા ઢોરો તથા માણસો પુરતી જગા શોધી કાહાડતા નથી.

૧૪. ત્યારે જમશેદ રોશણી તરફ સુરજના રસ્તાની સાંભે દક્ષિણ આગળ વધ્યો; તેણે આએ જમીનને સોનેરી હોલે કરીને વધારી, ( અને ) તે ( જમીન ) ને હથિયારે કરીને ઉથલપાથલ કીધી, નીચે પ્રમાણે બોલીને:—"અએ પશુઓની તથા ઢોરોની તથા માણસોની માએ ! અએ તું પ્યારી, પવિત્ર (અથવા આબાદ કરનાર) જમીન ! ( મારી ) નમાજથી લંબાઈમાં તથા પોહોલાઈમાં તું વધ."

૧૫. ત્યારે જમશેદે આએ જમીનને અગાઉ જેટલી હતી તેના કરતાં બે તૃતીયાંશ વધારે મ્હોટી વધારી (એટલે કે અગાઉના કરતાં બે તૃતીયાંશ જગા વધારે ખેડાઈ તથા વસાઈ). તે ( વધેલી જગા ) તરફ પશુઓ તથા ઢોરો તથા માણસો પોતાની મરજી તથા ખુશી પ્રમાણે જીંદગી ગુજારતા હતા.

ખોલાસો:—( અગાઉના કરતાં બે તૃતીયાંશ જગા વધારે થયાથી તથા ખેડાયાથી માણસો તથા તમામ જાનવરો ખોલાસાથી રેહેવા લાગ્યાં. )

૧૬. ત્યારે જમશેદ પાદશાહને માટે ૯૦૦ શિયાળા પોંહોંતા ( એટલે કે તેની પાદશાહીને ૯૦૦ વરસ થયાં ). ત્યારે તેની આએ જમીન પશુઓથી તથા ઢોરોથી તથા માણસોથી તથા કુતરાઓથી તથા પક્ષિઓથી તથા રાતા અને બલતા આતશોથી પુર થઈ. પશુઓએ તથા ઢોરોએ તથા માણસોએ તે ( જમીન ) ની ઉપર રેહેવાની પુરતી જગા મેળવી નહી.

૧૭. ( દાદાર હોરમજદ કેહેછે ) ત્યારે જમશેદને મેં પાછી ખબર આપીકે, અએ

વીંઘામના ( છોકરા ) સોહામણા જમશેદ ! આએ જમીન પશુઓથી તથા ઢોરોથી તથા માણસોથી તથા કુતરાઓથી તથા પક્ષિઓથી તથા ચલકતા અને બલતા આતશોથી પુર થઈ; પશુઓ તથા ઢોરો તથા માણસો પુરતી જગા શોધી કાહાડતા નથી.

૧૮. ત્યારે જમશેદ રોશણી તરફ સુરજના રસ્તાની સાંભે દક્ષિણ આગળ વધ્યો; તેણે આએ જમીનને સોનેરી હોલે કરીને વધારી, (અને) તે (જમીન) ને હથિયારે કરીને ઉથલપાથલ કીધી, નીચે પ્રમાણે બોલીનેઃ—"અએ પશુઓની તથા ઢોરોની તથા માણસોની માએ ! અએ તું પ્યારી, પવિત્ર (અથવા આબાદ કરનાર) જમીન ! (મારી) નમાજથી લંબાઈમાં તથા પોહોલાઈમાં તું વધ." *

૧૯. ત્યારે જમશેદે આએ જમીનને અગાઉ જેટલી હતી તેના કરતાં ત્રણ તૃતીયાંશ વધારે મ્હોટી વધારી.

**ખોલાસોઃ**—(અગાઉના કરતાં ત્રણ તૃતીયાંશ જગા વધારે ખેડાઈ તથા વસાઈ; બિજા બોલોમાં કેહીએતો અગાઉનાં કરતાં બેવડી જમીન વપરાસમાં આવી.)

તે (વધેલી જગા) તરફ પશુ તથા ઢોર તથા માણસો પોતાની મરજી તથા ખુશી પ્રમાણે જીંદગી ગુજારતા હતા.

**ખોલાસોઃ**—(અગાઉના જેટલીજ બિજી જગા વધ્યાથી તથા ખેડાયાથી માણસો તથા તમામ જાનવરો ખોલાસાથી રેહેવા લાગ્યાં.)

૨૦. હજાર શિયાળા (ઈઆને વરસ) ના પેહેલા ભાગ પછી જમશેદે અશોઈ કીધી, તેમજ (પોતાની પાદશાહીના) બોહોલા ભાગમાં (તેણે અશોઈ કીધી); (અને) તેટલો વખત સુધી આએ દુનિયાં મીનોઈ, અશો તથા ઈનસાફ્વાળી હતી.†

**ખોલાસોઃ**—(આએ ફકરાનો બોલેબોલ તરજુમો કીધાથી એબારત ઠીક નથી આવી; પણ એની મતલબ એકે જમશેદે પોતાની પાદશાહીના પેહેલા તથા છેલા ભાગમાં જેટલો વખત અશોઈ એખ્ત્યાર કીધી તથા દાદાર હોરમજદની સાંભે કઈબી રીતની હુલરઈ ભરેલી ચાલ નહી ચલાવી, તેટલો વખત તેની પાદશાહી હેઠળના તમામ મુલકો મીનોઈ જેહાંન જેવાં અશો તથા ઈનિસાફ્વાળાં હતાં તથા સઘલાં માણસો દરેક જાતનું સુખ ભોગવતાં હતાં.)

૨૧. વેહેદાતી નદી (આગળ) ના ઈરાનવેજમાં વખણાએલો હોરમજદ જે પેદા કરનાર (છે તે) પોતાની સાથે મીનો ઈજદો સાથે અનજુમનને આગળ લઈ

---

* ઉસેહિશ્તત્ ગાઉશ બરત્-દંધ્રુહુશ સ્રીર ઉખ્ધ-વચાઓ સાંસંધ્રહાંમ એ વાક્યનો અર્થ સમજાતો નથી, તેથી મુકી દીધોછે; ડાકટર સ્પીગળની ચોપડીમાંતો એ વાક્ય છેજ નહી, પણ પેહેલવી શરેહમાં આપેલોછે.

† એ ફકરો પેહેલવી શરેહનોછે. ડાકટર સ્પીગલની ચોપડીમાં આપ્યો નથી.

ગયો. વેહેદાતી નદી ( આગળ ) ના ઈરાનવેજમાં વખણાએલો ( તથા ) સારા ચાકર નફરવાળો જે જમશેદ પાદશાહ ( તે ) પોતાની સાથે સઉથી સરસ માણસો સાથે અનજુમનને આગળ લઈ ગયો.

તે તરફ વેહેદાતી નદી ( આગળ ) ના ઈરાનવેજમાં વખણાએલો હોરમજ્દ જે પેદા કરનાર ( છે તે ) પોતાની સાથે મીનો ઈજ્દો સાથે અનજુમનને ( લઇને જમશેદને ) સાંભે મળ્યો. તે તરફ વેહેદાતી નદી ( આગળ ) ના ઈરાનવેજમાં વખણાએલો ( તથા ) સારા ચાકર નફરવાળો જે જમશેદ પાદશાહ તે પોતાની સાથે સઉથી સરસ માણસો સાથે અનજુમનને ( લઇને હોરમજ્દને ) સાંભે મળ્યો.

૨૨. ત્યારે હોરમજ્દે જમશેદને કેહ્યું કે, અએ વીંધામના ( છોકરા ) સોહામણા જમશેદ ! પાપી હાડમંદ આલમ તરફ શિયાળા આવશે, જેને લીધે સખ્ત તથા મારી નાખે તેવી ( ઇઆને ઘણીજ કકરતી ) થંડી ( નિકળશે ); હાડમંદ દુનિયાં તરફ શિયાળાની ખરાબી આવશે, જેને લીધે સઉથી ઉંચા પાહાડો ઉપરથી (તે છેક) અરદ્વીસુર નદીના ઉંડાણ સુધી પડતો ( અથવા ટિપાતો ) બરફ પુશ્કળ પડશે.*

૨૩. અએ જમશેદ ! અહિંયાં ત્રણ જગાએથી ગોસ્પંદો દૂર નાહાશી જશે. ( તે ત્રણ જગા કેહી તે વિશે નીચે જણાવેછે ) :—( તે ત્રણ ) જગાઓમાંની તે ( પેહેલી જગા ) ઘણીજ ધાસ્તી ભરેલી ( જગાઓ ) માં છે; તથા જે ( ઇઆને બિજી જગા ) પાહાડોની ઉંચાઈ ઉપર છે; તથા જે (ઇઆને ત્રીજી જગા) ખીનોની ઉંડાઇમાં (છે), (ત્યાંહાંથી તે ગોસ્પંદો પોતાના બંચાવનેમાટે ) મજબુત બાંધેલાં ઘેરોમાં ( જશે. )†

૨૪. શિયાળાની આગમચ આએ દેશનો ઘાંસ ચારો ઉગતો હતો; બરફના પિગળવા પછી પેહેલ વેહેલાં (તે) પાણી તે ( ખેતર ) ને સીપવાને માટે (છે). અએ જમશેદ ! અહિંયાં ( ઇઆને આએ ) હાડમંદ દુનિયાંમાં વાદલાં ખરાબી કરશે. અહિંયાં નાધલાં પશુના પગલાં ( લોકો ) જોશે.

---

* એ પરગરદના ૨૨ થી તે છેક ૩૮ મા ફકરા સુધી જે બીના આવેલીછે તે મ્હોટી રેલ બાબે છે. એક મ્હોટી રેલથી તમામ દુનિયાં ઉપર ખરાબી આવી પોંહોંચશે તે વીશે દાદાર હોરમજ્દ જમશેદ પાદશાહને આગમચથી ખબર આપેછે અને કેહેછે કે " ગોફા બનાવ અને માણસો, જાનવરો, જાનવરો ઇત્યાદિના સઉથી સરસ તોખમ લઇજા તથા તે દેશમાંથી તે તોખમો ગોફામાં લઇ જવાને માટે તાલુકા અથવા જવાના રસ્તા બનાવ." દાદાર હોરમજદના ઉપલા ફરમાન મુજબ જમશેદ પાદશાહે તેમ કીધું. એ બીના હીંદુઓના શાસ્ત્ર મત્સ્યોપાખ્યાનમાં આવેલી બીનાને તથા ખ્રિસ્તિઓના ધર્મ પુસ્તકમાં આવેલાં "નોઆ" (Noah) ની બીનાને મળતી આવેછે.

† અને ત્રણ જાતના પશુઓ નાશ પામશે; ૧—જેઓ ખીઆબાનમાં, ૨—પાહાડોની ટોંચ ઉપર, ૩—તથા ખીનોનાં ઉંડાણમાં તબેલાના આશ્રાતળે રેહેછે ( પ્રોફેસર દારમેસ્તેતે. )

ખોલાસોઃ—(મ્હોટી રેલનું પાણી ઓસરી ગયા પછી પશુઓના પંગલાં જમીન ઉપર પડેલાં દેખાશે.)

૨૫. (દાદાર હોરમજ્દ જમશેદને કેહેછે) ત્યારે તે ગોફો* દરેક બાજુએથી ચરેતુ† જેટલો લાંબો બનાવ.

ખોલાસો.—(તે ગોફો ચોરસના આકારમાં બનાવ, તે એવી રીતે કે તે ચોરસની દરેક બાજુ ચરેતુના જેટલી લાંબી હોએ.)

(અને ત્યારપછી) તે (ગોફા) માં પશુઓના તથા ઢોરોના તથા માણસોના તથા કુતરાઓના તથા પક્ષિઓના તથા રાતા અને બલતા આતશોના તોખમ તું લઈજા. ત્યારે માણસોના રેહેઠાણને માટે તે ગોફો દરેક બાજુએથી ચરેતુના જેટલો લાંબો બનાવ (તથા) ગાએ–ઢોરના થાનને માટે (તે ગોફો) દરેક બાજુએથી ચરેતુના જેટલો લાંબો બનાવ.

ખોલાસો.—(માણસો તથા ગાએ–ઢોરને રેહેવાને માટે તે ગોફો ચોરસ બનાવ, તે એવી રીતે કે તે ચોરસની દરેક બાજુ ચરેતુના જેટલી લાંબી હોએ.)

૨૬. (દાદાર હોરમજ્દ જમશેદને કેહેછે) તે (ગોફા) માં એક ફરસંગ (જેટલા) મ્હોટા રસ્તા (સુધીનું) પાણી સારી રીતે એકઠું કર; તે તરફ લિલારંગના (ઇઆને તરાવતવાળાં) (ફળના) તથા તાજા‡ ખોરાક સાથના બજારો વસાવ; તે (ગોફા) માં ઓરડા તથા થામલા તથા લાંબી દેવાલ તથા ફરતી દેવાલ (સાથના) ઘેરો બાંધ.

૨૭. (દાદાર હોરમજ્દ જમશેદને કેહેછે):—તે (ગોફા) માં તમામ માણસોના તથા બાઇડીઓના તોખમ તું લઈજા, જેઓ આએ જમીનના સઉથી મ્હોટાં તથા સઉથી સરસ તથા સઉથી સોહામણા છે; તે (ગોફા) માં ગાએ–ઢોરની તમામ જાતોના તોખમં તું લઈજા, જેઓ આએ જમીનના સઉથી મ્હોટાં તથા સઉથી સરસ તથા સઉથી સોહામણા છે.

૨૮. (દાદાર હોરમજ્દ જમશેદને કેહેછે):— તે (ગોફા) માં તમામ ઓરવરોના તોખમ તું લઈજા, જેઓ આએ જમીનના સઉથી ઉચાં તથા ઘણાજ ખુશબોદાર છે; તે (ગોફા) માં તમામ ખોરાકોના તોખમ તું લઈજા, જે આએ જમી-

* એ ગોફો આપણા ધર્મની પાછલી કેતાબમાં "વર્જમ્ કર્દ" (ઇઆને જમશેદનો બનાવેલો ગોફો) ને નામે જણાએલોછે.

† ચરેતુ–દ્રાજેનો સાધારણ અર્થ "ઘોડો દોડી શકે તેટલો લાંબો" કરવામાં આવ્યોછે.

‡ નાશ નહી પામે–ખરાબ નહી થાએ તેવો (હાઉગ); અખુટ, ખાલી નહી થઈ જાએ તેવો (સ્પીગલ, દારમેસ્તેતે તથા હારલે).

નના ઘણાંજ ખાવાલાએક તથા ઘણાજ ખુશબોદાર છે; જ્યાંહાંસુધી તે માણસો ગોફાઓમાં હોએ ત્યાંહાંસુધી તે જોડાંને નહી નાશ પાંમે એવાં કર.

૨૯. તે ( ગોફા ) માં મગરૂરી ના ( હોતી ), આલસાઈ ( અથવા પીઠ પાછલ ગિબત્ કરવી ) ના (હોતી), અપવિત્રાઈ ના (હોતી), જુલમ ના (હોતો), કંગાલિયતં ના ( હોતું ), ઠગાઈ ના ( હોતી ), નીચપણુ ના ( હોતું ), અપ્રમાણિકપણુ ના ( હોતું ), આડા દાંત ( એટલે ખરાબ સખુન ) ના ( હોતા ), ( હદથી ) પાર થઈ ગએલા તનવાળું જે કદ ( ઇઆને માફકસરનું નહી કદ તે ) ના ( હોતું );* ( ઉપર કહેલી) અંગ્રેમેન્યુશની જે ખસલતો છે તેમાંની કોઈ બિજી ( ઇઆને બાકી રહેલી ) ખસલત જે મોતસાથે† નિસબત રાખનારી હોએ તે આએ જગાએ ના ( હોતી ).

૩૦ ( દાદાર હોરમજદ જમશેદને કેહેછે ):— તે દેશના સઉથી આગલા ( ભાગમાં ) નવ જવાના રસ્તા ( અથવા તાલુકા ) બનાવ, મધ્ય ( ભાગમાં ) છ, અને સઉથી નીચલા ( ભાગમાં ) ત્રણ; સઉથી આગળા (ભાગના) તાલુકામાં માણસોના તથા બાઇડીઓના હજાર તોખમ લઇજા; મધ્ય ( ભાગના તાલુકામાં ) છસો; અને સઉથી નીચલા ( ભાગના તાલુકામાં ) ત્રણસો;‡ તારા ગોફાઓમાં દરેક ગોફાની આસપાસ અંદરના ભાગમાં ખુદરતી રોશણી દાખલ થાએ તેવાં બારણાં તથા બારી સોનેરી ઢોળ ચહડાવેલાં હથિયારે કરીને બનાવ.§

---

* આ પએસો યો વીતરેતો-તનુશ્ નો બિજી રીતનો અર્થ થઇ શકેછેઃ—તમામ તન ઉપર પંથરાએલો જે કોહોર ( તે ) ના ( હોતો. )

† મપાઇશ્ય ને બદલે મબ્યાઇસ્ચ લઇએતો નીચે મુજબ અર્થ થઈ શકેઃ—અંગ્રેમેન્યુશે માણસોની અંદર મુકેલી બુરી ખસલતોમાંની એ સિવાય બીજી કોઈ બી ખસલત તે ગોફામાં નાહોતી.

‡ દેશમાંથી જમશેદના બનાવેલા ગોફામાં માણસો, જાનવરો, ઝારંવરો ઇત્યાદિના તોખમ લઇ જવાને માટે તે દેશના આગળા, વચલા તથા સઉથી નીચલા ભાગમાં એકસરખા જવાના રસ્તા અથવા તાલુકા બનાવાને બદલે તે દેશના આગલા ભાગમાં નવ, વચલા ભાગમાં છ, અને સઉથી નીચલા ભાગમાં ત્રણ બનાવાને કહેલાછે તેનું કારણ એવું દીસેછે કે, તે દેશનો આગલો ભાગ સઉથી ઘણો વસ્તી વાળો હતો, ઇઆને તે ભાગમાં માણસોની વસ્તી જમશેદની પાદશાહીના પેહેલ્લા ૩૦૦ વરસમાં થઇ હતી, વચલા ભાગમાં ત્યારપછી, અને સઉથી નીચલા ભાગમાં માણસો ઇત્યાદિની જે વસ્તી થઇ તે જમશેદની પાદશાહીની લગભગ આખેરીએ. એ પ્રમાણે હોવાથી જુદે જુદે ઠેકાણે વસ્તીના વધતા ઇઆ ઓછા જમાવ પ્રમાણે, વધતા ઇઆ ઓછા રસ્તા બાંધવા કહેલાછે, કે તેથી માણસો ઇત્યાદિને ગોફામાં જવાને સગવડ પડે.

§ રોશણી આવવાને માટે બારી બારણાં મુકવાની મજબુત ભલામણ થઇછે. રોશણીથી તંદરોસ્તી વધેછે અને હાલમાં આપણા લોકો રોશણી બંધ કરી નાખેછે તે ચાલ નુકસાનકારક છે.

ડાકટર ખ. ફ. ખોરી.

૩૧. ત્યારે જમશેદે (પોતાના મનમાં) વિચાર્યું કે તારા ગોફાને હું કેમ બનાવીશ, જેને વિશે મને હોરમજ્દે કહ્યું હતું. ત્યારે (દાદાર) હોરમજ્દે જમશેદને કેહ્યું કે, અએ વીંઘામના (છોકરા) સોહામણા જમશેદ! જે પ્રમાણે હાલ માણસો ખેડવા લાએક જમીનને વધારેછે (તે પ્રમાણે), આએ જમીનને (તારી) બે એડીથી ઉથલ પાથલ કર (અને તારા) બે હાથે કરીને ખોદ.

૩૨. ત્યારે જેમ હોરમજ્દે તેને ફરમાવ્યું તેમ જમશેદે કીધું, (એટલે કે) જેમ હાલ માણસો ખેડવા લાએક જમીનને વધારેછે (તેમ), આએ જમીનને (તેણે પોતાની) બે એડીથી ઉથલ પાથલ કીધી (અને) બે હાતે કરીને ખોદી.

૩૩. ત્યારે જમશેદે (તે) ગોફો દરેક બાજુએથી ચરેતુ જેટલો લાંબો બનાવ્યો. (અને ત્યારપછી) તે (ગોફા) માં પશુઓના તથા ઢોરોના તથા માણસોના તથા કુતરાઓના તથા પક્ષિઓના તથા રાતા (અને) બલતા આતશોના તોખમ લઈ ગયો; ત્યારે જમશેદે માણસોના રેહેઠાણને માટે (તે) ગોફો દરેક બાજુએથી ચરેતુ જેટલો લાંબો બનાવ્યો; (તથા) ગાએ ઢોરના થાનને માટે (તે ગોફો) દરેક બાજુએથી ચરેતુ જેટલો લાંબો (બનાવ્યો).

**ખોલાસોઃ**—(તે ગોફો ચોરસના આકારમાં બનાવ્યો તે એવી રીતે કે તે ચોરસની દરેક બાજુ ચરેતુના જેટલી લાંબી હતી.)

૩૪. (જમશેદે) તે (ગોફા) માં એક ફરસંગ (જેટલા) મ્હોટા રસ્તા (સુધીનું) પાણી સારીપેઠે એકઠું કીધું; તે તરફ લિલારંગના (ઈઆને તરાવતવાળાં) (ફળના) તથા તાજા ખોરાક સાથના બજારો વસાવ્યાં; તે તરફ ઓરડા તથા થામલા તથા લાંબી દેવાલ તથા ફરતી દેવાલ (સાથના) ઘેરો બાંધ્યાં.

૩૫. (જમશેદ) તે (ગોફા) માં તમામ માણસોના તથા બાઈડીઓના તોખમ લઈ ગયો, જેઓ આએ જમીનના સઉથી મ્હોટાં તથા સઉથી સરસ તથા સઉથી સોહામણા છે. (જમશેદ) તે તરફ ગાએ—ઢોરની તમામ જાતના તોખમ લઈ ગયો, જેઓ આએ જમીનના સઉથી મ્હોટાં તથા સઉથી સરસ તથા સઉથી સોહામણા છે.

૩૬. (જમશેદ) તે (ગોફા) માં તમામ ઓરવરોના તોખમ લઈ ગયો, જે આએ જમીનના સઉથી ઊંચાં તથા ઘણાજ ખુશબોદાર છે; તે તરફ તમામ ખોરાકોના તોખમ લઈ ગયો, જે આએ જમીનના ઘણાજ ખાવા લાએક તથા ઘણાજ ખુંશબોદાર છે. જ્યાંહાંસુધી તે માણસો ગોફાઓમાં હતાં (ત્યાંહાંસુધી) તે જોડાંને (તેણે) નહી મરે તેવાં કીધાં.

૩૭. તે (ગોફા) માં મગરૂરી નહી (હતી), આલસાઈ (અથવા પીઠ પા-

છબ્બ ગિબતં ) નહી ( હતી ), અપવિત્રાઈ નહી ( હતી ), જુલમ નહી ( હતો ), કંગાલિયત નહી ( હતી ), ઠગાઈ નહી ( હતી ), નીચપણું નહી ( હતું ), અ-પ્રમાણિકપણું નહી ( હતું ), આડા દાંત ( એટલે કે ખરાબ સખુન ) નહી ( હતા ), ( હદથી ) પાર થઈ ગએલાં તનવાળું જે કદ ( એટલે કે માફકસરનું નહી કદ તે ) નહી ( હતું );* ( ઉપર કહેલી ) અંગ્રેમેન્યુશની જે ખસલતો છે તેમાંની કોઈ બિજી ( ઇઆને બાંકી રહેલી ) ખસલત જે મોત સાથે† નિસબત રાખનારી હોએછે તે ત્યાંહાં નહી ( હતી ).

૩૮. ( જમશેદે ) તે દેશના સઉથી આગલા ( ભાગમાં ) નવ જવાના રસ્તા ( અથવા તાલુકા ) બનાવ્યા; મધ્ય ( ભાગમાં ) છ, અને સઉથી નીચલા ( ભાગમાં ) ત્રણ; સઉથી આગલા ( ભાગના ) તાલુકામાં માણસોના તથા બાઈડીઓના હજાર તોખ્મ લઈ ગયો; મધ્ય ( ભાગના તાલુકામાં ) છસો; અને સઉથી નીચલા ( ભાગના તાલુકામાં ) ત્રણસો; તેના ગોફાઓમાં દરેક ગોફાની આસપાસ અંદરના ભાગમાં ખુદરતી રોશણી દાખલ થાએ તેવાં બારણાં તથા બારી સોનેરી ઢાળ ચહડાવેલાં હથિયારે કરીને બનાવ્યાં.

૩૯. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર અશો હોરમજદ! ત્યારે આએ ગોફા જે જમશેદે બનાવ્યા ( તેઓમાં ) એ પ્રમાણે જે ( રોશણી ) પ્રકાશેછે તે કેહી રોશણી હતી?

૪૦. ત્યારે હોરમજદે કેહ્યું કે ખુદરતી રોશણી તથા હાથની બનાવેલી ( રોશણી હતી ); તમામ બેહદ રોશણી અંદરના ભાગમાં ( ઇઆને તે ગોફામાં ) ઊંચેથી પ્રકાશેછે, ( તથા ) તમામ હાતની બનાવેલી રોશણી નીચેથી ( તે ગોફાના ) અંદરના ભાગમાં પ્રકાશેછે. કારણ કે તારા તથા ચંદ્ર તથા સૂર્ય ( દરરોજ ) એક વખત ઉગતા અને અસ્ત પામતા દેખાએછે.

**ખોલાસોઃ**—( જમશેદે જે ગોફા બનાવ્યા હતા તેમાં ૩૮ મા ફકરામાં જણાવ્યા પ્રમાણે બારી બારણાં હોવાને લીધે, દિવસને વખતે તેમાં ખુદરતી રોશણી આવતી હતી, અને રાતે હાતની બનાવેલી રોશણી પ્રકાશતી હતી.)

૪૧. તેઓ એક વરસને એક દાહાડો વિચારેછે ( એટલે ગણેછે )‡ શિયાળા-

* અથવા તમામ તન ઉપર પથરાએલો કોહોર ( તે ગોફાઓમાં ) નહી ( હતો ).

† વધારે ખોલાસા બાબે જુઓ એજ પરગરદના ૨૯ મા ફકરામાં આપેલી નોટ.

‡ એક વરસને એક દાહાડો ગણેછે એટલે શું? એ જરા ગુચવણ ભરેલું લાગેછે; પણ એની મતલબ એવી દીસેછે કે જમશેદના બનાવેલા ગોફાઓમાં રેહેલા માણસોનો એક દાહાડો આપણા હાલના ૩૬૫ દાહાડાની બરોબર હતો.

ઓમાંના ચાલીસ (શિયાળામાં) (ઇઆને ૬ર ૪૦ વરસે) બે મનુષ્યથી (ઈઆને) એક સ્ત્રી અને નરના સાથે સંયોગ થવાએ કરીને બે મનુષ્ય બુલંદીથી જન્મ પામેછે; એ પ્રમાણે આએ જાતો જે ગોસ્પંદની (છે તેમાં પણ એમજ છે).

**ખોલાસો:**—(જમશેદના બનાવેલા ગોફામાં ૪૦ વરસે જેમ એક નર અને માદાના સંયોગથી બે મનુષ્ય પેદા થતાં હતાં તેમજ ગોસ્પંદોની જાતમાં પણ હતું.)

આએ ગોફા જે જમશેદે બનાવ્યા (તેઓમાં) તે માણસો સઉથી સરસ જીંદગી સાથે જીવેછે.

૪ર હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! આએ ગોફાઓ જે જમશેદે બનાવ્યા (તેઓમાં) તે તરફ માજ્દયસ્ની દીન કોણે ફેલાવી? ત્યારે હોરમજ્દે કહ્યું કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત! વીશ્કરિમ (નામના શખ્સે ફેલાવી).*

૪૩. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! તેઓનો (ઇઆને તે ગોફામાં રેહેનારા માણસોનો) ધરમ ગુરૂ તથા પાદશાહ કોણ છે? ત્યારે હોરમજ્દે કેહ્યું કે, અએ જરતોશ્ત! ઉર્વતત્-નર† અને તું કે જે જરતોશ્ત.

---

## પરગરદ ૩ જી.

૧. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! આએ જમીનની પેહેલ્લી કેહી (જગા) ઘણીજ ખુશાલ (છે)? ત્યારે હોરમજ્દે જવાબ આપ્યો કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત! જે (જગા) ની ઉપર ખચીત (અથવા હમેશાં) અશો માણસ હાતમાં એસમ લઇને, હાતમાં બરસમ લઇને, હાતમાં જીવામ લઇને (તથા) હાતમાં હાંવન લઇને દોસ્તથી (તથા) દીનના વચને કરીને "મિથ્રેમૂચ વોઉરૂ-ગઓયઓઇતીમ્" બોલતો (તથા) "રામચ ખાસ્ત્રેમ્" ભણતો‡ ચાલે (તે જમીન ઘણીજ ખુશાલછે).§

---

* એ ફકરા ઉપરથી માલુમ પડેછે કે જમશેદના ગોફાઓમાં વીશ્કરિશ્ત નામનો કોઇ પેગમબર થઇ ગયો, જેણે હોરમજ્દી માજદયસ્ની દીનનો ફેલાવો તે ગોફામાં રેહેનારાં માણસોમાં કીધો હતો.

† ઉર્વતત્-નર—એ પેગમબર જરતોસ્ત સાહેબના ૩ જા છોકરાનું નામ.

‡ આએ ઠેકાણે દરેમેહેર બાબે ઇશારો કીધેલો લાગેછે. દરેમેહેરનો અસલ અર્થ મેહેર ઇજદની પરસ્તેશ—આરાધણા કરવાની ઠેરવેલી જગા; પાછલથી એ બોલ અગીઆરી ઇઆને યોજદાથ્રેગરીના કામને માટેની જગાને લાગુ પાડવામાં આવ્યો. બિજુ એજે મેહેર ઇજદ હાવન ગેહનો સાથી છે; વળી યોજદાથ્રેગરીની ઘણીખરી બધી ક્રિયા હાવન ગેહમાં થાએછે.

§ જમીન ઉપર કેહી પાંચ ચીજ હોવાથી તે જમીન ગોશા પોતે ખુશી થાએછે, તથા બિજી

૨. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! આએ જમીનની બિજી કેહી ( જગા ) ઘણીજ ખુશાલ ( છે )? ત્યારે હોરમજ્દે જવાબ આપ્યો કે જે ( જગા ) ની ઉપર ખચીત અશો માણસ ઘેર બાંધે; ( તે ઘેર કેવું હોવું જોઇએ તે વિશે નીચે જણાવેછે ):—આતશવાળું, ગાએને લગતી ચીજોવાળું ( જેમકે દુધ, માખન ઈત્યાદિ ), બાઈડીવાળું, બચ્ચાં છોકરાંવાળું ( તથા ) સારા ચાકર નફરવાળું.

**ખોલાસો:**—( જે જગા ઉપર અશો માણસ ઘેર બાંધીને રેહે તથા તે ઘેરમાં બાઈડી, છોકરાં, ગાએ ઢોર તથા રાંધવાના ચુલા હોએ તે જમીન ઘણીજ ખુશાલ છે.)

૩. ત્યારપછી તે ઘેરમાં પુશ્કળ ગાએ—ઢોર, પુશ્કળ આટો ( ઈમાને ખોરાક ), પુશ્કળ ઘાંસચારો, પુશ્કળ કુતરા, પુશ્કળ બાઈડી, ઘણાં છોકરાં, પુશ્કળ આતશ, (તથા) પુશ્કળ જીંદગીની અગત્યની ચીજો ( અથવા સઘલી જાતનું સુખ ) ( હોએ ).

૪. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! આએ જમીનની ત્રીજી કેહી ( જગા ) ઘણીજ ખુશાલ ( છે )? ત્યારે હોરમજ્દે જવાબ આપ્યો કે, અગે સઉથી પવિત્ર જરતોશ્ત! જે ( જમીન ) ઉપર ખચીત ( જે માણસ ) અનાજની તથા ઘાંસચારાની તથા ખોરાક આપનારાં (એટલેકે મેવો ઉત્પન્ન કરનારાં) ઝાડપાનોની સારીપેઠે ખેતી કરે ( તે જમીન ઘણીજ ખુશાલ છે ); (તથા) (જે માણસ) પાણી વગરની જગાને પાણીવાળી કરે; અથવા તો (ધણી) પાણીવાળી જગાને પાણી વગરની કરે.

**ખોલાસો:**—(જે જગોએ મુદલ પાણી નહી હોએ તે જગોએ પાણી લાવે; તથા જે જગોએ પાણી ઘણુંજ હોએ તેમાંથી થોડું કાહાડી નાખે, સબબ કે મુદલ પાણી નહી હોવાથી અનાજ તથા વનસ્પતિ ઉગે નહી; અને તેથી ઉલટું, જોઇએ તેના કરતાં વધારે પાણી હોવાથી અનાજ કોહી જાએ. )

૫. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! આએ જમીનની ચોથી કેહી ( જગા ) ઘણીજ ખુશાલ ( છે )? ત્યારે હોરમજ્દે જવાબ આપ્યો કે જે ( જગા ) ઉપર ખચીત પશુઓ તથા ઢોરો પુશ્કળ બચ્ચાં જનેછે (તે જગા ઘણીજ ખુશાલ છે).

---

કેહી પાંચ ચીજ હોવાથી તે નાખુશ થાએછે, એ બાબેનું લખાણ એ પરગરદના ૧ લાથી તે ૧૧ મા ફકરા સુધી આવેલું છે. તેમાં એવું જણાવેછે કે જે જગાએ યોજદાશ્રેગરીનું કાંમ ચાલતું હોએ, અથવા જે જગોએ અશો—રાસ્ત માણસ પોતાના છોકરાં બચ્ચાં સાથે રેહે, અથવા જે જગોએ ખેતીનું કાંમ ચાલતું હોએ ઈત્યાદિ તે જગા ખુશાલછે. વળી એથી ઉલટું જે જગોએ મુવેલાં માણસને દાટેલાં હોએ, ખર્ફસતરોના રેહેવાના મુકામ હોએ, અથવા દેવ દરૂજો રેહેતા હોએ તે જગા નાખુશ છે. જમીનને સાફસુફ કરીને સોજી રાખ્યાથી તે જમીન ખુશી થઇને સાફ રાખનારને દુઆ દેછે, તથા ગંદી—મેલી રાખ્યાથી તેના ધણીને શ્રાપ દેછે તથા કચવાએછે, એવો જે વિચાર હાલ આપણા લોકોમાં જાએજછે તે, વંદીદાદના ઉપલાં લખાણ ઉપરથી નિકળેલો દીસેછે.

૬. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર ! આએ જમીનની પાંચમી કેહી (જગા) ઘણીજ ખુશાલ (છે)? ત્યારે હોરમજ્‌દે જવાબ આપ્યો કે જે (જગા) ઉપર ખચીત પશુઓ તથા ઢોરો ઘણું ખાતર કરે.

ખોલાસો:—(ખેતરની જગામાં ગાએ ઢોરનું છાણ મુતર એક જાતનું ખાતર છે, તથા અનાજના પાકને પુષ્ટિ આપેછે; બિજી જગાએ ગાએ ઢોરનું છાણ મુતર પડવાથી સાંભી તે જગામાંથી બદબો નિકલેછે અને તેથી રોગ ઉત્પન્ન થાએછે.)

૭. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! આએ જમીનની પેહેલ્લી કેહી (જગા) ઘણીજ નાખુશ (છે)? ત્યારે હોરમજ્‌દે જવાબ આપ્યો કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત! અરેઝૂર (નામના પાહાડ) ના મથાલાં ઉપર; તે (જગા.) માં દેવ દરૂજે (દોજખના) ખાડામાંથી (નિકળીને) સાથે દોડી જાયછે.*

ખોલાસો:—(અરેઝૂર નામનો પાહાડ દોજખના રસ્તા ઉપર આવેલોછે. અંસલતો અરેઝૂર નામનો દેવ હતો, જેને ગયોમર્દે તે પાહાડ ઉપર બાંધ્યો હતો. પાછલથી તે પાહાડને બી અરેઝૂર કેહેવા લાગ્યા.)

૮. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! આએ જમીનની બિજી કેહી (જગા) ઘણીજ નાખુશ (છે)? ત્યારે હોરમજ્‌દે જવાબ આપ્યો કે જે (જગા) ઉપર ખચીત (લોકો) મુવેલા કુતરાને તથા મુવેલાં માણસોને ઘણાંજ દાટે.

૯. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! આએ જમીનની ત્રીજી કેહી (જગા) ઘણીજ નાખુશં (છે)? ત્યારે હોરમજ્‌દે કહ્યું કે જે (જમીન) ની ઉપર ખચીત (માણસો) ઉપરથી બાંધેલી ઘોર ઘણીજ બનાવે જેની અંદર મુવેલાં માણસોને મુકેલાં હોએ:

૧૦ હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર ! આએ જમીનની ચોથી કેહી (જગા) ઘણીજ નાખુશ (છે)? ત્યારે હોરમજ્‌દે કહ્યું કે જે (જમીન) ની ઉપર ખચીત અંગ્રેમેન્યુશને લગતા (ઇબ્લિસને મુજી જાણવરોના) ખાડામાંના (ખાડાઓ) ઘણાજ થાએછે (તે જગા ઘણીજ નાખુશ છે).

૧૧. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! આએ જમીનની પાંચમી કેહી (જગા) ઘણીજ નાખુશ (છે)? ત્યારે હોરમજ્‌દે કહ્યું કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત! જે (જમીન) ની ઉપર ખચીત અશો માણસની બાઈડી તથા છોકરાં

* અથવા તે (જગા) માં દરૂજના ખાડામાંથી (નિકળીને) દેવો સાથે દોડી જાએછે.

બચ્ચાં આડે માર્ગે જાએ ( ઇઆને ભુલાં પડે );* ( તે માર્ગ કેવો તે વિશે નીચે જણાવેછે ):—ધુળવાળો ( તથા ) કાદવવાળો; ( તથા તે અશો માણસનું કુટુંબ રસ્તે ચાલતાં ) દલગીરી ભરેલો પોકાર કાહાડે ( તે જગા ઘણીજ નાખુશ છે ).

**ખોલાસોઃ**—(પેહેલવીવાળાઓ એવી સમજ આપેછે કે જે જગાએ કોઈ ગુજરી જાએ, તેની આગળ બેસીને તેના સગાંવાહાલાં રડે તથા માતમ કરે તો તે જગા નાખુશ છે, સબબકે તેવી જગાએ અમશાસ્પંદોનું તથા ઈજદોનું આવવું ઓછું હોએછે.)

૧૨. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર ! કીયો શખ્સ પેહેલ્લી મરતબે આએ જમીનને ઘણીજ ખુશી સાથે ખુશાલ કરેછે? ત્યારે હોરમજ્દે કહ્યું કે જે ( જમીન ) ની ઉપર મુવેલા કુતરાને તથા મુવેલાં માણસને દાટેલાં હોએ, ( તેઓને ) ખચીત્ ખોદી કાહાડે (તે શખ્સ આએ જમીનને ઘણીજ ખુશાલ કરેછે).

૧૩. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર ! કીયો શખ્સ બિજી મરતબે આએ જમીનને ઘણીજ ખુશી સાથે ખુશાલ કરેછે? ત્યારે હોરમજ્દે કહ્યું કે જે (જગા) ઉપર મુવેલાં માણસોને મુકેલાં હોએ, તેની ઉપરની બુલંદ બાંધેલી ઘોરને ભોંય બરાબર કરી નાખે (તે શખ્સ આએ જમીનને ઘણીજ ખુશી સાથે ખુશાલ કરેછે ).

૧૪. મુવેલાંને કોઈ એખલો લઈ જનારો નહી ( થાએ ). પણ જો મુવેલાંને એક જણ લઈ જાએ, અને ( અગરજો ) નસો ( તે મુવેલાંના ) નાખમાંથી, આંખમાંથી, જબાનને લગતા (ભાગ ) માંથી, કાનના સુરાખમાંથી, આગલા ભાગની છુપી જગામાંથી ( તથા ) પાછલા ભાગની છુપી જગામાંથી ઝરકે તો, તેઓના નખ ઉપર, ( ઇઆને તે લઈ જનારાઓના નખ ઉપર ) તે દરૂજ નસુશ ઘસારો કરેછે; ( અને ) ત્યારપછી તેઓ હમેશને હમેશ સુધી અપવિત્ર થાએછે.

**ખોલાસોઃ**—( મુવેલાંને એક માણસે કદી પણ નહી લઈ જવું જોઇએ. તે મુંવેલું ગમે તેટલું નાધલું બચ્ચું એક બે દાહાડાનું બી હોએ તોપણ દીનનાં ફરમાન મુજબ, બાજ લઈ બે શખ્સે પેવંદ કરીને તેને લઈ જવું. અગરજો એકજ શખ્સ લઈ જાએતો તે ઘણીજ સખ્ત શિક્ષાને લાએક થાએછે. )

૧૫. અએ દાદાર ! ( એખલો ) મુવેલાંને લઈજનાર† માણસની જગા ક્યાંહાં હોવી જોઇએ? ત્યારે હોરમજ્દે કહ્યું કે સઉથી પાણી વગરની તથા તદન ઓરવર વગરની તથા ઘણીજ પાક તથા ઘણીજ સુક્કી જમીન, કે જ્યાંહાં પશુઓ તથા ઢોરો

---

* એક અશો માણસ ( જેને દુસ્મને મારી નાખેલા હોએ તે ) ની બાઈડી અને છોકરાંને કેદખાનાંમાં ઘસરી લઈ જાએ ( દારમેસ્તેતે ).

† ઇરિસ્તો-કષ એટલે એખલો મુવેલાંને લઈ જનારો; નસુ-કષ એટલે બિજાની સાથે કાએદાસર પેવંદ થઈને મુવેલાંને લઈ જનાર ( જુઓ પરગરદ ૮ મી, ફકરા ૧૧—૧૩ )

ઘણાંજ થોડાં તે રસ્તે ચાલહાલ કરે; તથા હોરમજ્દનો આતશ તથા અશોઈથી પાંથરેલી (અથવા બાંધેલી?) બરસમ* તથા અશો માણસ (તે જગોએ ઘણોજ થોડો આવજાવ કરે તેવી જગા એખલો મુવેલાંને લઈ જનારને માટે હોવી જોઇએ).

• ૧૬. અએ દાદાર! આતશથી કેટલી દૂર, પાણીથી કેટલી દૂર, પાંથરેલી (અથવા બાંધેલી?) બરસમથી કેટલી દૂર, (તથા) અશો નરથી કેટલી દૂર (તે જગા હોવી જોઇએ)?

૧૭. ત્યારે હોરમજ્દે કહ્યું કે ૩૦ કદમ આતશથી, ૩૦ કદમ પાણીથી, ૩૦ કદમ પાંથરેલી (અથવા બાંધેલી?) બરસમથી (અને) ૩ કદમ અશો નરથી દૂર (તે એખલો લઈ જનાર નસેસાલારની રેહેવાની જગા હોવી જોઇએ).

૧૮. ત્યાંહાં તે માજ્દયસ્નો તે (ઉપર જણાવેલા નસેસાલાર) ને માટે તે જગાએ એક આસપાસથી ઘેરી લીધેલી જગા બાંધે; ત્યારપછી તે માજદયસ્નો ખોરાકને માટે મુકરર કરે; ત્યારપછી તે માજદયસ્નો કપડાંનેવાસ્તે મુકરર કરે.

ખોલાસો:—(મુવેલાંને એખલો લઈ જનાર નસેસાલારને કેવો ખોરાક આપવો તથા કેવાં કપડાં આપવાં તે બાબે માજ્દયસ્નો નીચે જણાવ્યા મુજબ મુકરર કરે.)

૧૯. ઘણોજ હલકો (ખોરાક) તથા ઘણાંજ હલકાં (કપડાં) (તેને આપવાં); જ્યાંહાં સુધી કે (તે ઉપર જણાવેલો નસેસાલાર) બુઢો, જઈફ અથવા સુકઇગિએલી મનીવાળો થાએ ત્યાંહાંસુધી આવો ખોરાક તે ખાએ તથા આવાં કપડાં તે પેહેરે.

૨૦. જ્યારે (તે મુવેલાંને એખલો લઈ જનાર નસેસાલાર) બુઢો, જઈફ, અથવા તો સુકઈ ગએલી મનીવાળો થાએ, ત્યારે માજ્દયસ્નો એક ઘણાજ જોરાવર, કૌવતમંદ તથા હુશિયાર (માણસ) ને પાહાડની જગા ઉપર તે (નસેસાલાર) ના માથાંને ચામડીની ઉંડાઈ સુધીનું કાપી નાખવાને ફરમાવે. (અને ત્યારપછી) સ્પેનામીનોને લગતી પેદાએશમાંના કાલબુદ ખાનાર કેહેરકાસ પક્ષિઓમાંના ઘણાજ પુરતી રીતે ખાનારાં (પક્ષિઓ) નેમાટે (તેમની) નજ્દીક, (તે) કાલબુદ (ખાવા) આપે. (ત્યારપછી તે માજદયસ્નો) આએ પ્રમાણે (એટલે નીચે પ્રમાણે) બોલે:—"જે કોઈ તમામ દુશ્મત (એટલે ખોટો વિચાર) તથા દુઝૂખ્ત (એટલે ખોટું વચન) તથા દુજ્વર્શ્ત (એટલે ખોટું કામ) કરે (તેની આએ શિક્ષા, અથવા તેના આવા હાલ)."

૨૧. અગરજો (કોઈ માણસ) બિજાં (વધારે) ગુનાહ ભરેલાં કાંમોથી દૂર રે-

* બરાબર ગોઠવેલી બરસમ (હાઉગ); બરસમના ઇજાએલાં બનદલ—ઝુડી (દારમેસ્તેતે); પવિત્ર ક્રિયા પ્રમાણે ઝુડી કાંધેલી બરસમ (હારલે).

હેતો પસ્તાવો એ તેની શિક્ષા ( છે ); પણ અગરજો બિજાં ( વધારે ) ગુનાહ ભરેલાં કાંમોથી દૂર નહી રેહે ( ઇઆને તે કાંમો કર્યા કરે ) તો, તે માણસ હમેશને હમેશ સુધી ગુનેહગાર ( થાએછે ).*

**ખોલાસો:**—( અગરજો કોઈ શખ્સ થોડોએક વખત અનજાણપણેથી ગુનાહને માર્ગે ચાલ્યા પછી, પોતાની ભુલ માલુમ પડયાથી પાછો સવાબને રસ્તે ચાલે, તથા તેના આગલા કીધેલા ગુનાહને માટે અંતઃકરણથી પસ્તાવો કરેતો, તે તેની શિક્ષા થએલી ગણાએ; પણ જો કોઈ શખ્સ અનીતિને માર્ગે ચાલે અને પોતાની ભુલ જોયા પછીબી તેથી પાછો ફરે નહીતો, તે શખ્સ દાદાર હોરમજ્દની નજરમાં હમેશનો ગુનેહગાર થાએછે.)

૨૨. હાડમંદ મુલુકોના એએ અશો પેદા કરનાર! કીયો શખ્સ ત્રીજી મરતબે આએ જમીનને ઘણીજ ખુશી સાથે ખુશાલ કરેછે? ત્યારે હોરમજ્દે કહ્યું કે જે ( જમીન ) ની ઉપર ખચીત અંગ્રેમેન્યુશને લગતા ( ઇઆને મુજી જાણવરોના ) ખાડામાંના ( ખાડાઓ ) ( હોય ) ( તે ખાડાઓને જે શખ્સ ) ઘણાજ જમાંનદોસ્ત કરી નાખેછે ( તે શખ્સ આએ જમીનને ઘણીજ ખુશાલ કરેછે ).

૨૩. હાડમંદ મુલુકોના એએ અશો પેદા કરનાર! કીયો શખ્સ ચોથી મરતબે આએ જમીનને ઘણીજ ખુશી સાથે ખુશાલ કરેછે?

ત્યારે હોરમજ્દે કહ્યું કે, એએ સઉથી પવિત્ર જરતોશ્ત! ખચીત જે (જમીન) ઉપર અનાજની તથા ઘાંસચારાની તથા ખોરાક આપનારા ( એટલેકે ફલ આપનારા ) ઝારવરોની ઘણીજં ( જે શખ્સ ) ખેતી કરેછે. ( તે શખ્સ તે જમીનને ઘણીજ ખુશાલ કરેછે ); ( તથા જે શખ્સ ) પાણી વગરની જગાને પાણીવાળી કરેછે, અથવાતો ( ઘણી ) પાણીવાળી જગાને પાણી વગરની કરેછે ( તે ઘણી જમીનને ઘણીજ ખુશાલ કરેછે ).†

---

* વળી એ ફકરામાં આવેલા અન્ય બોલનો અર્થ "સિવાય" તથા ક્વર્સ્ત નો અર્થ "કીધેલું" કરીએતો નીચે મુજબ બિજી રીતે પણ કાયદાસર અર્થ થઈ શકેછે, જેની મતલબ ઉપલા તરજુમાના જેવી છે:—અગર જો ( કોઈ શખ્સ ) ગુનાહ ભરેલાં કામો સિવાય ( કાંઈ બિજું ) કરે ( ઇઆને ગુનાહ ભરેલાં કામો વધારેવાર કરવાથી અટકે ) તો પસ્તાવો તેની શિક્ષા (છે); પણ જો ગુનાહ.ભરેલાં કાંમો સિવાય (કાંઈ બિજું) નહી કરે (ઇઆને ગુનાહ ભરેલાં કામોજ કર્યા કરે ) તો, તે શખ્સ હમેશને હમેશ સુધી ગુનેહગાર ( થાએછે) અગરજો આએ ૨૧ મા ફકરાને એની આગમચના ૧૪-૨૦ સુધીના ફકરાઓ સાથે સંબંધ લઈએતો, એની મતલબ એવી થઈ શકેછે કે અગરજો મુવેલાંને એખલો લઈ જનાર નસાસાલાર પોતાના ગુનાહને માટે અંતઃકરણથી પસ્તાવો કરીને કદી પણ તેવો ગુનાહ ફરીથી નહી કરવાનો ઠેરાવ કરે તો તેનો ગુનાહ માફ થઈ શકેછે.

† એની સમજ વિશે જુઓ એજ પરગરદના ૪ થા ફકરાના તરજુમાની નીચે આપેલો ખોલાસો.

૨૪. કારણ કે જે (જમીન) ખેડુતથી ખેડી શકાએ તેવી (હોએ) તે, (જો) ઘણું સુધી ખેડયા વગર પડી રેહેતો તે જમીન ખુશાલ નથી; જેમકે કોઈ જુવાન માણસની સુંદર (તથા) સારા દેખાવની બાઇડી ઘણું સુધી છોકરાં વગર (એટલે કે છોકરૂં જન્યા વગર) પડી રેહે તેમ; તેમજ એક ભલો પુરૂષ વધારે વાર બાઇડી વગર રહ્યો હોએ (અને તે નાખુશ છે તેમ જમીન બી છે).

**ખોલાસો:**—(જેમ કોઈ જુવાન શખ્સની સુંદર બાઇડી છોકરૂં જન્યા વગર પડી રેહે, અને તેથી તે દલગીર થાએ, તે પ્રમાણે જે જમીન ખેડવા લાએક હોએ પણ ખેડુતથી ખેડાએલી નહી હોએતો તે જમીન નાખુશ થાએછે.)

૨૫. (દાદાર હોરમજદ પેગમબર જરતોશતને કેહેછે):—અએ સઉથી પવિત્ર જરતોશત! જે (શખ્સ) ડાબી બાજુથી તથા જમણી બાજુથી, જમણી બાજુથી તથા ડાબી બાજુથી આએ જમીનને ખેડેછે (ઇઆને બેહુ હાતે કોશેશ કરીને ખેડેછે), તેને વાસ્તે (તે જમીન) (કાંઈ) ફાએદો લઈ જાએછે (ઈઆને તેને કાંઈ ગુણ કરેછે); જેમકે એક મિસાલઃ—(જો કોઈ) એક પ્યારો શખ્સ (પોતાની) પ્રીય બાઇડી સાથે ધોલીઆના બીછાના ઉપર સુઇને તેણીને એક છોકરો અથવા ફલદ્રુપ આપેછે (તે પ્રમાણે જે શખ્સ જમીનને ખેડેછે તે તેને ફલદ્રુપ કરેછે).

૨૬. (દાદાર હોરમજદ હજરત જરતોશતને કેહેછે):—અએ સઉથી પવિત્ર જરતોશત! (જ્યારે) કોઈ શખ્સ ડાબી બાજુથી તથા જમણી બાજુથી, જમણી બાજુથી તથા ડાબી બાજુથી આએ જમીનને ખેડેછે (ઇઆને બેહુ હાતે કોશેશ કરીને ખેડેછે), ત્યારે આએ જમીન (તે શખ્સને) કેહેછે* કે, "અએ માણસ! (તું) કે જે ડાબી બાજુથી તથા જમણી બાજુથી, જમણી બાજુથી તથા ડાબી બાજુથી મને ખેડેછે તો,"

૨૭. "ખચીત અહિયાં (તારા) દેશમાં હું વધારો કરીશ. (તથા) ખચીત અહિયાં ફલ (ના આકાર) માં હું આવીશ (એટલે ફલ ઉત્પન્ન કરીશ); (તથા) તમામ મેવા સાથનો તથા અનાજનો ખોરાક હું લઈ જઇશ."

**ખોલાસો:**—(તે જમીન ખેતી કરનારને કેહેછે કે જો તું મને ખેડશે તો તેના બદલામાં હું તુંને પુશકળ અનાજ તથા મેવો ઉત્પન્ન કરી આપીશ.)

૨૮. (દાદાર હોરમજદ જરતોશત સાહેબને કેહેછે):—અએ સઉથી પવિત્ર જરતોશત! (જ્યારે) કોઈ શખ્સ આએ જમીનને ડાબી બાજુથી તથા જમણી બાજુથી, જમણી બાજુથી તથા ડાબી બાજુથી (ઈઆને બેહુ હાતે કોશેશ કરીને)

---

* અસલ એબારતમાં **અઓખ્ત** (=કહ્યું, બોલી) છે.

નથી ખેડતો, ત્યારે આએ જમીન ( તે શખ્સને ) કેહેછે* કે, "અએ માણસ ! ( તું ) કે જે ડાબી બાજુથી તથા જમણી બાજુથી, જમણી બાજુથી તથા ડાબી બાજુથી મને નથી ખેડતો તો,

૨૯. ખચીત ખોરાક ભીખ માંગનારાઓમાં બિજાને બારણે ભટકતો તું ઉભો રેહેશે,† ( તથા ) લોકોના બારણા આગળ ( જ્યારે તું ) બેઠેલો ( હોશે ત્યારે ), ખચીત તુંને બાહાર ઉભો રાખીને વાસી ખોરાક લાવી આપશે. (લોકો) પોતાની પુરકળ નેઆમતમાંથી (ઉપર જણાવ્યા પ્રમાણેનો વાસી ખોરાક) તારેમાટે લાવી આપશે."

૩૦. અએ દાદાર ! માજ઼દયસ્નની દીનની વૃદ્ધિ શું છે ? ત્યારે હોરમજ઼્દે કહ્યું કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! સારીપેઠે અનાજની ખેતી ( એ માજ઼દયસ્નની દીનની વૃદ્ધિ છે ).

૩૧. જે ( શખ્સ ) અનાજની ખેતી કરેછે, તે અશોઈ ખેડેછે; તે ( શખ્સ ) માજ઼દયસ્નની દીનને વધારાએ કરીને વધારેછે; તે ( શખ્સ ) માજ઼દયસ્નની દીનને આબરૂઓમાંની ૧૦૦ ( ધણી આબરૂથી ), જતનોમાંની હજાર ( ધણી જતનથી )‡ (તથા) ઈજ઼શ્નેના કામોમાંના દશ હજાર ( ધણી ઈજ઼શ્ને કરવાથી ) આબાદ કરેછે.§

૩૨. જ્યારે અનાજની રોપણી ચાલેછે ત્યારે દેવો હાંકેછે; જ્યારે ઉગેલો અનાજ થાએછે ત્યારે દેવો ઠોંસેછે; જ્યારે છરેલો ( અથવા ખાંડેલો ) અનાજ થાએછે

---

* અસલ એબારતમાં અઓખ્ત ( =કહ્યું, બોલી ) છે.

† ઈઆને તુંને ખોરાકને માટે લોકોને ઘેરે ઘેર ભીખ માગવી પડશે.

‡ સતેમ્ પઈતિશતનાંમ્ હજંધ્રેમ્ પઈતિ–દરનાંમ્–નો અર્થ નીચે પ્રમાણે બી થઈ શકેઃ– "પગોમાંના સો ( પગ ) થી, તથા બચાવોમાંના હજાર ( બચાવ ) થી." એની મતલબ એકે, એક બચ્ચાંની ખેદમતમાં ૧૦૦ પગ ઈઆને પચાસ માણસ હાજર રેહે તથા ૫૦૦ આયા તેની પરવરેશ કરે, તેથી તે બચ્ચાંને જેટલી આસુદગી તથા ટેકો મળે તેટલો ટેકો ખેતી કીધાથી માજ઼દયસ્નની દીનને મળેછે.

§ જરતોસ્તી ધરમમાં ખેતીના કામને ઘણું અગત્યનું ગણેલુંછે. પુરાતમ વખતમાં જ્યારે માણસો એક ઠેકાણે ઠરીઠામ નહી થએલાં, તથા જે વખતે હાલના જમાનાના જેવા જુદા જુદા હુનરો તથા ધંધા રોજગારો નહી જણાએલા, તેવા વખતમાં ખેતીના કામને અગત્યનું ગણ્યું હોએ તેમાં નવાઈ જેવું કાંઈ નથી. ખેતી કરવાથી માજ઼દયસ્નની દીનનો વધારો થાએછે, એટલે અગરજો માણસો ખેતી કરીને પોતાનું ગુજરાન સારી રીતે કરી શકે તો, તેઓને ચોરી, લુટફાંટ કરવી નહી પડે. જો ખેતી નહી કરે અને ભુખે મરે તો અનીતિમાં તેઓ ફસેછે. માજ઼દયસ્નની જરતોસ્તી દીનની મૂળ નેમ એજ કે એ અનીતિનો તદન અટકાવ કરવો. ખેતીના કામથી માણસો એક ઠેકાણે રેહી આસુદગીથી પોતાનું ગુજરાન કરી શકેછે, તથા ખોરાકને માટે બીજાને બારણે તેઓને ભટકવું પડતું નથી. અશો જરતોસ્ત સાહેબની પુર નેમ એજ કે માણસોએ આલસુ રેહાન કરતાં, કાંઈબી ધંધે રોજગાર કરીને પોતાનું ગુજરાન ચલાવવું; તેના જમાનામાં ખેતીનું કામ એ મુખ્ય ધંધો ગણાતો હતો.

ત્યારે દેવો રડેછે; (અને) જ્યારે આટો થાએછે ત્યારે દેવો નાશ પામેછે. (જે) ઘેર આએ અનાજના લોટને વાસ્તે (છે) (ઇઆને જે ઘરમાં આટો હોએછે) ત્યાંહાં દેવો માર ખાધેલા રેહેછે.* જ્યારે અનાજ પુશ્કળ થાએ ત્યારે, જેમ એક લોહોડાંનો સલીઓ તાતવીને દેવોના મોહોડાંમાં ફેરવ્યો હોએ અને દુ:ખ લાગે તેટલું દુ:ખ તેઓને લાગેછે.†

૩૩. આએ કેહેવત (માણસોએ) યાદ રાખવી જોઇએ, (તે એકે) નહી ખાનારાઓમાંનો કોઇબી શખ્સ સારીપેઠે નેકીનો કરનાર થવાને, સારીપેઠે ઉદ્યોગનો કરનાર થવાને (તથા) સારીપેઠે બચ્ચાં (જનવાની) ખાહેશવાળો થવાને શક્તિવાન નહી થઈ શકે.

ખોલાસો:—(કોઇબી શખ્સ ખાધા વગર શક્તિ ધરાવી શકે નહી; ખાધા વગર રેહ્યાથી માણસ નેકી, ખેતીવાડી અથવા કોઇબી ધંધાનું કામ કરવાને તથા તેને બચ્ચાં જનવાની તાકાત રેહેતી નથી, માટે ખાણું ખાવું કે તેથી તેના આંગમાં કૌવત આવ્યાથી તે પોતાનો ધંધો રોજગાર ઇત્યાદિ સારીપેઠે કરી શકે.)

કારણ કે તમામ હાડમંદ દુનિયાં (ઇઆને આએ દુનિયાંમાં વસનાર દરેક જીવજંત) ખોરાક ખાધાથી જીવેછે, (અને) ખોરાક વગર મરી જાએછે.

૩૪. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! કીયો શખ્સ પાંચમી મરતબે આએ જમીનને ઘણીજ ખુશી સાથે ખુશાલ કરેછે?

ત્યારે હોરમજ્દે કહ્યું કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત! જે (જગા) ઉપર અશો માણસને માટે આએ જમીનની ખેતી કરે અને ભલી અશોઇથી આપે.

ખોલાસો:—(જે શખ્સ જમીનની ખેતી કરીને તેની ઉત્પત્તિનો થોડોક ભાગ

---

* એ ફકરો અલંકાર ભાષામાં લખેલોછે, સાદી એબારતમાં કેહીએતો એની મતલબ એકે, ખોરાકને માટે લોકોને બારણે ધકેલા ખાધાને બદલે, જે શખ્સ પોતે જાતે મેહેનત કરી ખેતી કરીને પોતાનેમાટે તથા પોતાના કુટુંબને માટે અનાજ પાકવી તેને ખાવા લાએક કરી એકઠો કરી મુકેછે, તે શખ્સ ખરાબી કરનારા જેવાકે ભુખમરો, કંગાલિયત, ચોરી ઇત્યાદિ દેવોનો નાશ કરેછે. ઉદ્યોગી તથા ઉજમવાળા માણસના ઘરમાં કોઈબી દેવ પેવશ થઈ શકતો નથી.

† એ ફકરાનો પાછલો ભાગ (જફરેથી તે સદયેઇતિ સુધી) જરા ગુચવણ ભરેલોછે. બોલેબોલ તરજુમો થઈ શકતો નથી, પણ એની મતલબ સમજાઈ શકાએછે તે એકે, જ્યારે અનાજનો પાક પુશ્કળ થાએછે ત્યારે દેવોનો નાશ થાએછે.

એ પરગરદના ૨૩–૩૨ મા ફકરાઓમાં ખેતીવાડી કરવાની ભલામણ કીધીછે તેની બે મતલબ છે, એકતો અનાજ મલેછે અને બિજું એ જે દરદો ઉત્પન્ન થતાં અટકેછે.

ડાકટર ખ૦ ફ૦ ખોરી.

અશો માણસને આશીર્વાદ તરીકે આપે, અથવા જમીન ખરીદ કરીને અશો માણસના ગુજરાણને માટે તે આપી દે તો તે જમીન ખુશાલ થાએછે. )

૩૫. ( પણ ) અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! જે ( જગા ) ઉપર અશો માણસને માટે આએ જમીનની ખેતી કરીને ભલી અશોઇથી તેને નહી આપેતો, તે ( શખ્સ ) સપંદારમદની જમીન ઉપરથી અંધારામાં તથા સંકટમાં તથા સઉથી ખરાબ દુનિયાંમાં ( ઈઆને દોજખમાં ) તથા અણીદાર ઘાંસ ( ઈઆને કાંટાની વાડ ) માં પડેછે.*

૩૬. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર ! જો મુવેલા કુતરાઓને તથા મુવેલાં માણસોને આએ જમીનમાં દાટે ( અને ) અરધો વરસ સુધી નહી ખોદી કાહાડે તો તેને માટે શું શિક્ષા છે ? ત્યારે હોરમજદે કહ્યું કે ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૫૦૦ ( નુકસાનકારક જાનવરોને ) હાંકી કાહાડે, ( તથા ) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૫૦૦ (નુકસાનકારક જાનવરોને) (હાંકી કાહાડે).

**ખોલાસોઃ**—( જે શખ્સ ઉપર જણાવેલો ગુનાહ કરે તેણે ૫૦૦ ઈજા પોંહોંચાડનારા જાનવરોને ઘોડાના ચાબુકે મારીને શેહેરમાંથી દૂર હાંકી કાહાડવાં જોઇએ, તથા બિજાં ૫૦૦ દુઃખ દેનારા જાનવરોને સ્રઓષો–ચરન નામના હથિયારે મારીને શેહેરમાંથી દૂર હાંકી કાહાડવાં જોઇએ. જે પ્રમાણે હાલના વખતમાં ગુનેહગારો પાસે બંદીખાનામાં કામ કરાવેછે તેમ, વંદીદાદના વખતમાં ધરમનું ફરમાન તોડનારાને તથા બિજા ગુનાહ કરનારાઓને, તેમના ગુનાહની શિક્ષા તરીકે, દેશના તેમજ તેની આસપાસ વસનારા દુઃખ દેનારાં જાનવરોને ચાબુકથી મારીને દૂર હાંકી કાહાડવાને માટે કામે લગાડતા હોએ એવું દીસેછે, સબબ કે એટલા પ્રાચીન વખતમાં માણસોની વસ્તી ઘણી નહી હોવાથી, ઉપદ્રવ દેનારાં જાનવરો પુશ્કળ હોવાં જોઇએ, અને તેઓની સંખ્યા જેમ બને તેમ ઓછી કરવાનો આએ એક સેહેલ ઉપાય ગણાએ. એમ કીધાથી બે મતલબ પાર પડી શકેછે, એ-

---

* વળી ૩૪ મા તથા ૩૫ મા ફકરાઓનો અર્થ બિજી રીતે નીચે જણાવ્યા મુજબ થઈ શકેછેઃ— ત્યારે હોરમજદે કહ્યું કે, અએ સઉથી પવિત્ર જરતોસ્ત ! આએ જમીનની જે ( જગા ) ઉપર જે શખ્સ અશો માણસને ભલી અશોઈમાં ખચીત ધંધો-રોજગાર આપે ( ઈઆને જે શખ્સ અશો માણસને જે જગાએ ધંધે લગાડે તે શખ્સ તે જગાને ઘણીજ ખુશાલ કરેછે. (પણ) અએ સઉથી પવિત્ર જરતોસ્ત ! આએ જમીનની જે ( જગા ) ઉપર જો ( કોઈ શખ્સ ) અશો માણસને ભલી અશોઈમાં ખચીત ધંધો–રોજગાર નહી આપે તો, તે ( શખ્સ ) ને સપંદારમદ ( જમીન ) ના અંધારામાં તથા સંકટમાં તથા સઉથી ખરાબ જીંદગીમાં તથા અણીદાર ઘાંસમાં ( ઈઆને કાંટાની વાડમાં ) નાખવામાં આવેછે.

કતો એક ગુનેહગારને શિક્ષા થાએ, અને બિજું એજ નુકસાનકારક જાનવરો આસ્તે આસ્તે નાબુદ થતાં જાએ.)

૩૭. અએ દાદાર ! જો મુવેલા કુતરાઓને તથા મુવેલાં માણસોને આએ જમીનમાં દાટે (અને) એક વરસની દરાજી સુધી નહી ખોદી કાહાડેતો તેને માટે શું શિક્ષા છે? ત્યારે હોરમજ્દે કહ્યું કે ઘોડાના ચાબુકે કરીને (અથવા ઘોડાના ચાબુકથી) હાંકી કાહાડવામાંના ૧૦૦૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડે, (તથા) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૧૦૦૦ (નુકસાનકારક જાનવરોને) (હાંકી કાહાડે).

**ખોલાસો:**—(જે શખ્સ એ ફકરામાં જણાવેલો ગુનાહ કરે તેણે ૧૦૦૦ ઈજા પોંહોંચાડનારાં જાનવરોને ઘોડાના ચાબુકે મારીને શેહેરમાંથી દૂર હાંકી કાહાડવાં જોઇએ, તથા બિજાં ૧૦૦૦ દુ:ખ દેનારાં જાનવરોને સ્રઓષો–ચરન નામના હથિયારે મારીને શેહેરમાંથી દૂર હાંકી કાહાડવાં જોઇએ. એ બાબે વધારે ખોલાસા માટે જુઓ એની આગમચના ફકરામાં આપેલો ખોલાસો.)

૩૮. અએ દાદાર ! જો મુવેલા કુતરાઓને તથા મુવેલાં માણસોને આએ જમીનમાં દાટે, (અને) બે વરસની દરાજી સુધી નહી ખોદી કાહાડેતો તેને માટે શું શિક્ષા છે? તેને માટે પ્રાયશ્ચિત શું છે? તેને માટે પવિત્રાઈ શું છે?

૩૯. ત્યારે હોરમજ્દે કહ્યું કે તેને માટે શિક્ષા નથી, તેને માટે પ્રાયશ્ચિત નથી, તેને માટે પવિત્રાઈ નથી. પ્રાયશ્ચિતથી નિવારણ નહી થઈ શકે એવાં કાંમોની હમેશને હમેશ સુધી (તોજેશ છેજ નહી).*

૪૦ કેમ (અથવા શી રીતે)? એમ (અથવા આએ રીતે). (પ્રાયશ્ચિત નહી થઈ શકે એવાં કામોનો કરનાર) જો કોઈ માજ્દયસ્નની દીનની વખાણ કરનાર અથવા સાંભળનાર હોએ.(તેને માટે તોજેશ નથી).

**ખોલાસો:**—(જો કોઈ શખ્સ જરતોશ્તી દીન ઉપર ઈમાન રાખનાર હોએ, તથા તે દીનના ફરમાનોથી વાકેફગાર હોએ તે છતાં, જો તે મુવેલાં માણસોને તથા મુવેલા કુતરાઓને બે વરસ સુધી જમીનમાં દાટેલાં રાખેતો, તે શખ્સને તેના ગુનાહને માટે તોજેશ છેજ નહી, પણ તે ગુનેહગાર રેહેછે, સબબ કે તેણે જાણી જોઇને તે ગુનાહ કીધો.)

---

* બે વરસમાં મુરદું જમીન સાથે તદન આમેજ થઈ જાએછે અને પછી તે જમીન ગલીચ રેહેછે, તે છેક સાત આઠ વરસે ખરાબ હવાઓ નિકલી ગયાથી પાછી સાફ થાએછે. એટલા માટે જે શખ્સ જાણી બુજીને બે વરસ લગી મુરદું દાટેલું રેહેવા દે, તેને માટે જાણે પ્રાયશ્ચિત નથી એમ કેહેવાએછે.

ડાકટર ખ૦ ફ૦ ખોરી.

પણ અગર જો ( કોઈ શખ્સ ) માજ્દયસ્નની દીનને વખાણ નહી કરનારો અ-થવા નહી સાંભળનારો હોએ, ( ઈઆને માજ્દયસ્નની છતાં ફલાના ગુનાહ પ્રાય-શ્ચિત કીધાથી બી સાફ નહી થઈ શકે એવું તેના જાણવામાં નહી આવ્યું હોયતો), આએ ( માણસો કે જેઓ ) માજ્દયસ્નની દીનને વખાણ કરનારા ( છે ) તેઓથી તે ( નહી જાણનારો શખ્સ ) શિખે. ( એમ કીધાથી ઈઆને માજ્દયસ્નની દીનની ખુબી સમજ્યાથી તે શખ્સ ) ત્યારપછી નાલાએક કામ નહી કરનારો ( થાએછે ). ( તેનો સબબ નીચેના ફકરામાં જણાવેછે. )

૪૧. કારણ કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! માજ્દયસ્નની દીન એ, તે દીન ઉપર એકીન રાખનારા માણસની બેડીને કાહાડી નાખેછે, ઠગાઈ કાહાડી નાખેછે, જાદુ ચલાવવાના કાંમને કાહાડી નાખેછે, અશોને મારવાના કાંમને કાહાડી નાખેછે, નસો દાટવાનું કાહાડી નાખેછે, પુલગુજાર નહી થાએ એવાં ગુનાહના કાંમોને કાહાડી નાખેછે, મુશ્કેલીથી અદા થઈ શકે એવાં કરજને કાહાડી નાખેછે, ( તથા ) તમામ તે ગુનાહ ભરેલાં કાંમો જે કોઈ કરેછે તે કાહાડી નાખેછે.

**ખોલાસો:**—( માજ્દયસ્નની દીનમાં આવ્યાથી તથા તે દીનના ફરમાનોથી પુ-રતી રીતે વાકેફ થયાથી, કોઈ બી શખ્સ ઉપર જણાવેલા ગુનાહ કરતો નથી, સબબ કે એ ગુનાહ કરવાની જરતોશ્તી દીનમાં સખ્ત મનાઈ કીધેલીછે. )

૪૨. અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! જે પ્રમાણે કે સખ્ત ફુકતો પવન દક્ષિણ તરફથી ( આવીને ) વાતાવરણને બધી તરફથી સાફ કરી નાખેછે, તે પ્રમાણે મા-જ્દયસ્નની દીન અશો માણસના તમામ ખરાબ વિચાર તથા ખરાબ વચન તથા ખરાબ કાંમોને સાફ કરેછે. અએ જરતોશ્ત ! અહિંયાં (ઇઆને આએ દુનિયાંમાં) નેક કાંમ કીધેલુંજ ભલું; ભલી માજ્દયસ્નની દીન પુરતી રીતે શિક્ષાને કાપી નાખેછે.*

---

* જો કોઈ શખ્સ જાતે જરતોસ્તી થઈ તથા જરતોસ્તી દીનના ફરમાનોથી વાકેફગાર થઈને, પોતે જમીનમાં દાટેલો નસો બે વરસની મુદતની હદમાં ઉખેડી નહી કાહાડેતો, તેણે **અનાપેરેથ** ( ઈઆને તોબ્જેશ કીધાથી બી ફીટી નહી શકે એવો ) ગુનાહ કીધેલો ગણાએ, પણ જો કોઈ જુદ દીન જુદદીનની હાલતમાં અથવાતો કોઈ જરતોશ્તી અજાણપણેથી તેવો ( **અનાપેરેથ** ) ગુ-નાહ કરે, પણ પાછલથી તે વાત જાણી તોબાહ કરીને જરતોસ્તી દીનની રાહ ઉપર આવેતો, માત્ર તેવાજ શખ્સને તે ગુનાહ માફ થઈ શકે. પશ્ચાતાપ કરીને દીનની રાહ ઉપર આવેતો જેમ દક્ષિણ તરફથી જોસથી ફુકતો પવન ખરાબ હવાને સાફ કરી નાખેછે, તેમ હરેક કોઈ માણસ જરતોસ્તી દીનની બરકતથી પવિત્ર થઈ શકે. બિજું એવું જણાવેલુંછે કે, જો કોઈ શખ્સ જરતોસ્તી દીનમાં જણાવેલા ફરમાનો મુજબ ચાલેતો, તે ધણી કોઈબીવાર ગુનાહના ફાંદામાં ફસતો નથી.

# પરગરદ ૪ થી.

૧. જે કોઈ કે જેની તરફ ફરજ અદા કરવાની (હોએ તેવા) શખ્સને (પોતાની તરફની) ફરજ નહી લઈ જાએ (તો), (તે ધણી) ફરજ ધરાવનારની (ફરજને) છીનવી લીધાથી ફરજનો ચોર થાએછે; જોકે તેઓમાંનો (કોઈબી) ગમે તેવો કમીનો (હોએ). રાત અને દાહાડો (તેણે) પોતાની ફરજ (અદા કરવાને) વલગી રેહેવું જોઇએ.*

ખોલાસોઃ—(એ ફકરો જરા ગુચવણ ભરેલો છે. બોલેબોલ તરજુમો કરતાં એબારત ઠીક નથી આવી; પણ એ ફકરાની મૂળ મતલબ એછે કે, દરેક માણસે પોતા તરફની બિજા તરફ જે ફરજ હોએ તે અદા કરવી; ઉતરતી પદવીવાળાએ ચઢતી પદવીવાળા તરફ, તેમજ ચઢતી પદવીવાળાએ ઉતરતી પદવીવાળા તરફ ખરી ફરજ અદા કરવામાં કદી પણ પછાત રેહેવું નહી. જોકે જેની તરફ ફરજ બજાવાની હોએ તે ધણી એકબારગી ઘણો હલકો હોએ તોબી તેનો ખરો હક્ક આપવો. વળી બિજું એજે દરેક માણસે પોતાની જોઈતી ફરજ બજાવાને રાત દાહાડો ધ્યાનમાં રાખવું; અખાડા નહી કરવા. વળી એની મતલબ એમબી થઈ શકે કે, એક શખ્સે બિજાને માટે કાંઈ ભણવાનું ઇઆ ક્રિયા કરવાનું માથે લીધું હોય, અને તે પ્રમાણે બજા નહી લાવેતો તે માથે લીધેલી ફરજનો ચોર થાયછે. પેહેલવીવાળાઓ ફરજને બદલે કરજ અદા કરવાની બાબદ લાવેલા છે.)

૨. હાડમંદ મુલકોના અએ અશો પેદા કરનાર! તું કે જે હોરમજદ (તે) ના કેટલા તે કોલ (છે)? ત્યારે હોરમજદે જવાબ આપ્યો કે, અએ અશો જરતોશ્ત! છ; પેહેલ્લો, વચનને લગતો (ઇઆને મોહોડે બોલીને કીધેલો કોલ); બિજો, હાત મસલેલો (ઇઆને હાતની તાલી આપીને કીધેલો કોલ); ત્રીજો, પશુની કીમતનો; ચોથો, ઢોરની કીમતનો; પાંચમો, માણસની કીમતનો; છઠો, દેશની કીમતનો.

---

* એક શખ્સ (બિજાની ઉછીની આપેલી ચીજ) જ્યારે પાછી માગવામાં આવે ત્યારે પાછી આપતો નથી તો તે ચીજ તેણે ચોરેલી કેહેવાએ, તથા તે માણસની ચોરી કીધેલી કેહેવાએ. જ્યાંહાંસુધી તે શખ્સ પોતાના ઘેરમાં પોતાના પડોસીની મિલકત રાખેછે, ત્યાંહાંસુધી તે દર દિવસે અને દર રાતે તે ચીજનો ચોર કેહેવાએ (દારમેસ્તેતે).

(તે દેશ કેવું તે વિશે નીચે જણાવેછે ):—જે દેશ ફલવંત,* વૃદ્ધિવાળું, આબાદીવાળું, અક્કલમંદ ( અથવા સુધરેલું ) ( તથા ) ફાએદાવાળું (હોએ).†

૩. વચન એ પેહેલો કોલ કરેછે; ત્યારપછી હાતની કીમતનો કોલ ( ઈઆને હાતનો આપેલો કોલ ) ( વચનથી આપેલા કોલને ) રદ કરેછે; ત્યારપછી તેના બદલામાં ( તે શખ્સ ) હાતની કીમતનો કોલ આપેછે; ત્યારપછી પશુની કીમતનો કોલ ( હાતની કીમતના કોલને ) રદ કરેછે; ત્યારપછી તેના બદલામાં ( તે શખ્સ) પશુની કીમતનો કોલ આપેછે.

૪. ત્યારપછી ઢોરની કીમતનો કોલ ( પશુની કીમતના કોલને ) રદ કરેછે; ત્યારપછી તેના બદલામાં ( તે શખ્સ ) ઢોરની કીમતનો કોલ આપેછે; ત્યારપછી માણસની કીમતનો કોલ ( ઢોરની કીમતના કોલને ) રદ કરેછે; ત્યારપછી તેના બદલામાં ( તે શખ્સ ) માણસની કીમતનો કોલ આપેછે; ત્યારપછી દેશની કીમતનો કોલ ( માણસની કીમતના કોલને ) રદ કરેછે; ત્યારપછી તેના બદલામાં (તે શખ્સ) દેશની કીમતનો કોલ આપેછે.‡

૫. હાડમંદ મુલકોના અએ અશો પૈદા કરનાર ! આએ કોલ જે વચનને લગતો ( તે જ્યારે ) તુટેલો ( થાએ ), ( ત્યારે ) તે કેટલી અસર કરેછે ( અથવા કેટલો ગુનાહ પાંથરેછે )? ત્યારે હોરમજ્દે જવાબ આપ્યો કે ( તે તુટેલો કોલ ) તોજેશોમાંની તેવીજ ૩૦૦ ( તોજેશ ) ( તે કોલ તોડનારના ) સઉથી નજદીકના સગાં વાહાલાંઓમાંના ( સગાં વાહાલાંને ) પોંહોંચાડેછે.

**ખોલાસો:**—( એ ફકરાનો બોલેબોલ તરજુમો કીધાથી એબારત ઠીક નથી આવી; પણ એ તથા એની પછીના બિજા પાંચ ફકરાની મૂળ મતલબ એછે કે, જ્યારે કોઈ શખ્સ એ પરગરદના ૨ જા ફકરામાં જણાવેલા કોલોમાંનો કોઈબી કોલ

---

* 'હૂ–વક્ષાઈ ' નો અર્થ "સુરજની ઉગવાની જગા તરફનું, પૂર્વ દિશાનું " બી થઈ શકે; પણ ઉકારાંત બોલો સમાસ થતી વખતે કોઈ વખતે ઉ દીર્ઘ થાએછે, જેમકે વોહૂ–કેરેતિ, મઈન્યૂ–સાસ્તો દુશ્મઈન્યૂ–જયન્તેમ્, ઈત્યાદિ.

† એ વાક્ય જરા ગુચવણ ભરેલો છે. ધાસ્યા મેલે દંઘ્રહુ–મન્જો મિશ્રો ( =દેશની કીમતનો કોલ ) ની સિફતમાં પાછલથી એ વાક્ય ઉમેરેલો લાગેછે; એમાં એકુ ક્રિયાપદ બી નથી.

‡ આએ ત્રીજા તથા ચોથા ફકરાઓની મતલબ મને એવી દીસેછે કે, એ પરગરદના બિજા ફકરામાં જે ૬ તરેહના કોલ કહ્યા, તેમાંથી જો કોઈ શખ્સ પેહેલો કોલ આપીને પછી બિજો કોલ ( ઈઆને તેથી ચઢતો કોલ ) આપેતો તે પેહેલો આપેલો કોલ રદ થાએછે. ત્રીજો કોલ આપ્યા પછી જો તે શખ્સ ચોથો કોલ ( ઈઆને તેથી ચઢતો કોલ ) આપેતો, ત્રીજો કોલ રદ થાએછે ઈત્યાદિ. ચઢતી કીસમનો કોલ ઉતરતી કીસમના કોલને રદ કરેછે.

તોડેછે, ત્યારે તે કોલ તોડનાર શખ્સ ચઢતા ઉતરતા કોલ પ્રમાણે ઘણી ઇઆ થોડી શિક્ષાને લાએક ઠરેછે, કે જે શિક્ષા એજ પરગરદના ૧૧ થી તે ૧૬ મા ફ-કરામાં જણાવીછે; પણ તે સાથે વળી તે કોલ તોડનાર શખ્સ સાથે ઘણોજ નજ-દીકનો સંબંધ રાખનારા માણસોને બી ખમવું પડેછે, તે એકે તેના નજદીકના સ-ગાંવાહાલાંઓ ઉતરતા અથવા ચઢતા કોલ પ્રમાણે ૩૦૦ થી તે ૧૦૦૦ ઘણી તો-જેશ કરવાને જવાબદાર છે. આએ બીના પેહેલ્લી નજરે જોતાં જરા બેહુદી લાગેછે, પણ જ્યારે આપણ જોઇશું કે, અસલી ઇરાંનીઓ સચ્ચાઇને વલગી રેહેવાને ઘણાજ ખંતી હતા, તથા જુઠું બોલવું તથા એક વખત કોલ આપીને ફરી જવું એ માહ-પાપી તથા દાદાર હોરમજદને ઠગ્યા બરાબરનું કામ સમજતા હતા, ત્યારે ઉપલાં ફ-રમાનની તાકીદી પુરતી રીતે જણાઇ આવશે. દુનિયાંદારીના આપણા સઘલાં કાં-મોમાં રાસ્તી એખ્ત્યાર કરવી, તથા આપેલો કોલ (પછી ગમે તેની સાથે કીધેલો હોએ તે) કદી પણ તોડવો નહી. એ બાબે મેહેર યષ્ટમાં જોઇતા ખોલાસો કીધેલોછે.)

૬. અએ દાદાર ! આએ કોલ જે હાતનો આપેલો (તે જ્યારે) તુટેલો (થાએ) (ત્યારે) તે કેટલી અસર કરેછે (અથવા કેટલો ગુનાહ પાંથરેછે)? ત્યારે હોરમ-જદે જવાબ આપ્યો કે (તે તુટેલો કોલ) તોજેશોમાંની તેવીજ ૬૦૦ (તોજેશ) (તે કોલ તોડનારના) સઉથી નજદીકના સગાં વાહાલાંઓમાંના (સગાં વાહા-લાંને) પોંહોંચાડેછે.*

૭. અએ દાદાર! આએ કોલ જે પશુની કીમતનો (તે જ્યારે) તુટેલો (થાએ) (ત્યારે) તે કેટલી અસર કરેછે (અથવા કેટલો ગુનાહ પાંથરેછે)? ત્યારે હોરમજદે જ-વાબ આપ્યો કે (તે તુટેલો કોલ) તોજેશોમાંની તેવીજ ૭૦૦ (તોજેશ) (તે કોલ તો-ડનારના) સઉથી નજદીકના સગાં વાહાલાંઓમાંના (સગાં વાહાલાંને) પોંહોંચાડેછે.*

૮. અએ દાદાર! આએ કોલ જે ઢોરની કીમતનો તે જ્યારે તુટેલો (થાએ) (ત્યારે) તે કેટલી અસર કરેછે (અથવા કેટલો ગુનાહ પાંથરેછે)? ત્યારે હોરમજદે જ-વાબ આપ્યો કે (તે તુટેલો કોલ) તોજેશોમાંની તેવીજ ૮૦૦ (તોજેશ) (તે કોલ તો-ડનારના) સઉથી નજદીકના સગાં વાહાલાંઓમાંના (સગાં વાહાલાંને) પોંહોંચાડેછે.*

૯. અએ દાદાર! આએ કોલ જે માણસની કીમતનો (તે જ્યારે) તુટેલો (થાએ) (ત્યારે) તે કેટલી અસર કરેછે (અથવા કેટલો ગુનાહ પાંથરેછે)? ત્યારે હોરમજદે જવાબ આપ્યો કે (તે તુટેલો કોલ) તોજેશોમાંની તેવીજ ૯૦૦ (તોજેશ) (તે કોલ તો-ડનારના) સઉથી નજદીકના સગાં વાહાલાંઓમાંના (સગાં વાહાલાંને) પોંહોંચાડેછે.*

---

* એની સમજ બાબે જુઓ એજ પરગરદના પાંચમા ફકરાના તરજુમાની નીચે આપેલો ખોલાસો.

૧૦. અએ દાદાર! આએ કોલ જે દેશની કીમતનો (તે જ્યારે) તુટેલો (થાએ) (ત્યારે) તે કેટલી અસર કરેછે (અથવા કેટલો ગુનાહ પાંથરેછે)? ત્યારે હોરમજદે જવાબ આપ્યો કે (તે તુટેલો કોલ) તોજેશોમાંની તેવીજ ૧૦૦૦ (તોજેશ) (તે કોલ તોડનારના) સઉથી નજદીકના સગાં વાહાલાંઓમાંના (સગાં વાહાલાંને) પોહોંચાડેછે.*

૧૧. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! જે કોઈ કે વચનને લગતો (ઈઆને મોહોંડે બોલીને કીધેલો) કોલ તોડે તેને વાસ્તે શું શિક્ષા છે? ત્યારે હોરમજદે કહ્યું કે ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૩૦૦ (નુકસાનકારક જાનવરોને) ( તે ગુનેહગાર શખ્સ ) હાંકી કાહાડે ( તથા ) સ્રઓષો—ચરન નામના કોરડાથી ૩૦૦ ( નુકસાનકારક જાનવરોને ) ( હાંકી કાહાડે ).†

૧૨. અએ દાદાર! જે કોઈ કે હાત મસલેલો ( ઇઆને હાતની તાલી આપીને કીધેલો ) કોલ તોડે તેને વાસ્તે શિક્ષા શું છે? ત્યારે હોરમજદે કહ્યું કે ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૬૦૦ ( નુકસાનકારક જાનવરોને ) ( તે ગુનેહગાર શખ્સ ) હાંકી કાહાડે, ( તથા ) સ્રઓષો-ચરન નામના કોરડાથી ૬૦૦ ( નુકસાનકારક જાનવરોને ) હાંકી કાહાડે.†

૧૩. અએ દાદાર! જે કોઈ કે પશુની કીમતનો કોલ તોડે તેને વાસ્તે શિક્ષા શું છે? ત્યારે હોરમજદે કહ્યું કે ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૭૦૦ ( નુકસાનકારક જાનવરોને ) (તે ગુનેહગાર શખ્સ ) હાંકી કાહાડે, (તથા) સ્રઓષો—ચરન નામના કોરડાથી ૭૦૦ ( નુકસાનકારક જાનવરોને ) ( હાંકી કાહાડે ).†

૧૪. અએ દાદાર! જે કોઈ કે ઢોરની કીમતનો કોલ તોડે તેને વાસ્તે શિક્ષા શું છે? ત્યારે હોરમજદે કહ્યું કે ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૮૦૦ ( નુકસાનકારક જાનવરોને ) (તે ગુનેહગાર શખ્સ ) હાંકી કાહાડે, (તથા) સ્રઓષો—ચરન નામના કોરડાથી ૮૦૦ ( નુકસાનકારક જાનવરોને ) ( હાંકી કાહાડે ).†

૧૫. અએ દાદાર! જે કોઈ કે માણસની કીમતનો કોલ તોડે તેને વાસ્તે શિક્ષા શું છે? ત્યારે હોરમજદે કહ્યું કે ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૯૦૦ (નુકસાનકારક જાનવરોને) (તે ગુનેહગાર શખ્સ) હાંકી કાહાડે, (તથા) સ્રઓષો—ચરન નામના કોરડાથી ૯૦૦ ( નુકસાનકારક જાનવરોને ) ( હાંકી કાહાડે ).†

---

* આએ ૧૦ મા ફકરાની આખેરીએ આવેલા **નવ ફ્રજઈતિથી** તે **અઓજસ્તરો જી અહ્માત** સુધીના દરેક બોલનું વ્યાકરણ તથા અર્થ સમજ પડેછે. પણ સલસલાબંદ આખો અર્થ થઈ શકતો નથી તેથી મુકી દીધોછે. એ બોલો પેહેલવી શરેહના છે.

† એની સમજ બાબે જુઓ ત્રીજી પરગરદના ૩૬ મા ફકરાના તરજુમાની નીચે આપેલો ખોલાસો.

૧૬. અએ દાદાર! જે કોઈ કે દેશની કીમતનો કોલ તોડે તેને વાસ્તે શું શિક્ષા છે? ત્યારે હોરમજદે કહ્યું કે ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૧૦૦૦ (નુકસાનકારક જાનવરોને) (તે ગુનેહગાર શખ્સ) હાંકી કાહાડે, (તથા) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૧૦૦૦ (નુકસાનકારક જાનવરોને) (હાંકી કાહાડે).*

૧૭. (જો) કોઈ માણસ (હાતમાં) મારવાનું હથિયાર (લઇને) (કોઈ બિજાને મારવાને માટે) ઉભો થાએછે તો, તેણે આગેરેમ ગુનાહ કીધેલો ગણાએછે: જો (તે મારવાનું હથિયાર લઇને) આગળ ચાલેછે તો, અવઓઇરિશત ગુનાહ કીધેલો ગણાએછે; જો કીનાવાળા મનથી સાંભે ધસારો કરેછે તો, અરેદુશ ગુનાહ કીધેલો ગણાએછે. અરેદુશ ગુનાહોમાંનો ૫ મી વખત (તે ગુનાહ) કીધાથી તે માણસ તનાફુર થાએછે.

૧૮. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! (જો) કોઈ (શખ્સ) (બિજા) શખ્સ ઉપર આગેરેમ ગુનાહ કરેછે તેને વાસ્તે શું શિક્ષા છે?

ખોલાસો:—(જે શખ્સ બિજાને મારવાને માટે હાતમાં હથિયાર પકડેછે તેને માટે શું શિક્ષા છે?)

ત્યારે હોરમજદે કહ્યું કે ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના પાંચ (નુકસાનકારક જાનવરોને) (તે શખ્સ) હાંકી કાહાડે, (તથા) સ્રઓષો–ચરન નામના કોરડાથી પાંચ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડે; બિજી વખતે (તેજ ગુનાહ કરે તો) ૧૦; ત્રીજી વખતે (તેજ ગુનાહ કરેતો) ૧૫ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડે.*

૧૯. ચોથી વખતે (તેજ ગુનાહ કરેતો) ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૩૦ (નુકસાનકારક જાનવરોને) (તે શખ્સ) હાંકી કાહાડે, (તથા) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૩૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડે. પાંચમી વખત (તેજ ગુનાહ કરેતો) ૫૦; છઠ્ઠી વખત (તેજ ગુનાહ કરેતો) ૭૦; સાતમી વખત (તેજ ગુનાહ કરેતો) ૯૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડે.

૨૦. અગાઉ (કીધેલા ગુનાહ) ને માટે તોજેશ કીધા વગર તે ગુનાહ ભરેલાં કામોમાંના આઠમી વખતે (તેજ ગુનાહ જો તે શખ્સ) કરેતો તેને વાસ્તે શું.શિક્ષાછે?

ત્યારે હોરમજદે કહ્યું કે તેના ગુનેહગાર તનને માટે (તે શખ્સે) ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૨૦૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડવાં જોઇએ, (તથા) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૨૦૦ (નુકસાનકારક જાનવરોને) (તે શખ્સે) હાંકી કાહાડવાં જોઇએ.*

---

* એની સમજ બાબે જુઓ ૩ જી પરગરદના ૩૬ મા ફકરાના તરજુમાની નીચે આપેલો ખોલાસો.

૨૧. અએ દાદાર! (જો) કોઈ (શખ્સ) (બીજા) શખ્સ ઉપર આગેરેમ ગુનાહ કરે, (અને તેની) તોજેશ નહી કરેતો તેને વાસ્તે શું શિક્ષા છે?

ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના ગુનેહગાર તનને માટે (તે શખ્સે) ઘોડાના ચાબુક કરીને હાંકી કાહાડવામાંના ૨૦૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડવાં જોઇએ, (તથા) સ્રઓષો—ચરન નામના કોરડાથી ૨૦૦ (નુકસાનકારક જાનવરોને) (તે શખ્સે) હાંકી કાહાડવાં જોઇએ.

૨૨. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! (જો) કોઈ (શખ્સ) (બીજા) શખ્સ ઉપર અવઓઇરિશ્ત ગુનાહ કરેછે, (ઇઆને જે શખ્સ બિજાને મારવાનો ગુનાહ કરેછે તો) તેને વાસ્તે શું શિક્ષા છે?

ત્યારે હોરમજ્દે કહ્યું કે ઘોડાના ચાબુક કરીને હાંકી કાહાડવામાંના ૧૦ (નુકસાનકારક જાનવરોને) (તે ગુનેહગાર શખ્સ) હાંકી કાહાડે, (તથા) સ્રઓષો—ચરન નામના કોરડાથી ૧૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડે. બિજી વખત (તેજ ગુનાહ કરેતો) ૧૫ (નુકસાનકારક જાનવરોને) (તે શખ્સ) હાંકી કાહાડે.

૨૩. ત્રીજી વખત (તેજ ગુનાહ કરેતો) ૩૦; ચોથી વખત (તેજ ગુનાહ કરેતો) ૫૦; પાંચમી વખત (તેજ ગુનાહ કરેતો) ૭૦; છઠી વખત (તેજ ગુનાહ કરેતો) ૯૦ (નુકસાનકારક જાનવરોને) (તે શખ્સ) હાંકી કાહાડે.

૨૪. અગાઉ (કીધેલા ગુનાહ) ને માટે તોજેશ કીધા વગર તે ગુનાહ ભરેલાં કામોમાંના સાતમી વખત (તેજ ગુનાહ જો તે માણસ) કરેતો તેને વાસ્તે શું શિક્ષાછે?

ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના ગુનેહગાર તનને માટે (તે શખ્સે) ઘોડાના ચાબુક કરીને હાંકી કાહાડવામાંના ૨૦૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડવાં જોઇએ, (તથા) સ્રઓષો—ચરન નામના કોરડાથી ૨૦૦ (નુકસાનકારક જાનવરોને) (તે શખ્સે) હાંકી કાહાડવાં જોઇએ.

૨૫. અએ દાદાર! (જો) કોઈ (શખ્સ) (બિજા) શખ્સ ઉપર અવઓઈરિશ્ત ગુનાહ કરે, (અને તેની) તોજેશ નહી કરેતો તેને વાસ્તે શું શિક્ષા છે?

ત્યારે હોરમજ્દે કહ્યુંકે તેના ગુનેહગાર તનને માટે (તે શખ્સે) ઘોડાના ચાબુક કરીને હાંકી કાહાડવામાંના ૨૦૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડવાં જોઇએ, (તથા) સ્રઓષો—ચરન નામના કોરડાથી ૨૦૦ (નુકસાનકારક જાનવરોને) (તે શખ્સે) હાંકી કાહાડવાં જોઇએ.

૨૬. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! (જો) કોઈ (શખ્સ) (બીજા) શખ્સને ઈજા પોંહોંચે એવા ફટકાથી મારેતો તેને માટે શું શિક્ષા છે? ત્યારે હોરમ-

જ્દે કહ્યું કે ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૧૫ (નુકસાનકારક જાનવરોને) (તે ગુનેહગાર શખ્સ) હાંકી કાહાડે, (તથા) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૧૫ (નુકસાનકારક જાનવરોને) (તે શખ્સ) હાંકી કાહાડે.

૨૭. (જો તે શખ્સ) બિજી વખતે (તેજ ગુનાહ કરેતો) ૩૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડે; ત્રીજી વખતે (તેજ ગુનાહ કરેતો) ૫૦; ચોથી વખતે (તેજ ગુનાહ કરેતો) ૭૦; પાંચમી વખતે (તેજ ગુનાહ કરેતો) ૯૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડે.

૨૮. અગાઉ (કીધેલા ગુનાહ) ને માટે તોબેશ કર્યા વગર તે ગુનાહ ભરેલાં કાંમોમાંનાં છઠ્ઠી વખત (તેજ ગુનાહ જો તે માણસ) કરેતો તેને માટે શું શિક્ષાછે?

ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના ગુનેહગાર તનને માટે (તે શખ્સે) ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૨૦૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડવાં જોઇએ, (તથા) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૨૦૦ (નુકસાનકારક જાનવરોને) (તે શખ્સે) હાંકી કાહાડવાં જોઇએ.

૨૯. અએ દાદાર! જો કોઈ (શખ્સ) (બિજા) શખ્સને ઈજા પોંહોંચે એવા ફટકાથી મારે, (અને તેની) તોબેશ નહી કરેતો તેને માટે શું શિક્ષા છે?

ત્યારે હોરમજ્દે કહ્યુંકે તેના ગુનેહગાર તનને માટે (તે શખ્સે) ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૨૦૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડવાં જોઇએ, (તથા) સ્રઓષો-ચરન નામના કોરડાથી ૨૦૦ (નુકસાનકારક જાનવરોને) (તે શખ્સે) હાંકી કાહાંડવાં જોઇએ.

૩૦. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! (જો) કોઈ (શખ્સ) (બિજા) શખ્સને ઘાતકી જખમ કરેતો તેને માટે શું શિક્ષા છે? ત્યારે હોરમજ્દે કહ્યું કે,

૩૧. ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૩૦ (નુકસાનકારક જાનવરોને) (તે ગુનેહગાર શખ્સ) હાંકી કાહાડે, (તથા) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૩૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડે. બિજી વખત (તેજ ગુનાહ કરેતો) ૫૦; ત્રીજી વખત (તેજ ગુનાહ કરેતો) ૭૦; ચોથી વખત (તેજ ગુનાહ કરેતો) ૯૦ (નુકસાનકારક જાનવરોને) (તે શખ્સ) હાંકી કાહાડે.

૩૨. અગાઉ (કીધેલા ગુનાહ) ને માટે તોબેશ કીધા વગર તે ગુનાહ ભરેલાં કાંમોમાંના પાંચમી વખત (તેજ ગુનાહ જો તે માણસ) કરેતો તેને માટે શું શિક્ષા છે?

ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના ગુનેહગાર તનને માટે (તે શખ્સે) ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૨૦૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડવાં

જોઇએ, ( તથા ) સ્રઓષો-ચરન નામના કોરડાથી ૨૦૦ (નુકસાનકારક જાનવરોને) ( તે શખ્સે ) હાંકી કાહાડવાં જોઇએ.

૩૩. અએ દાદાર ! ( જો ) કોઈ ( શખ્સ ) ( બિજા ) શખ્સને વધારે સખ્ત જખમ કરે, ( અને તેની ) તોજેશ નહી કરેતો તેને વાસ્તે શું શિક્ષા છે?

ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના ગુનેહગાર તનને માટે (તે શખ્સે) ઘોડાના ચાબુક કરીને હાંકી કાહાડવામાંના ૨૦૦ ( નુકસાનકારક જાનવરોને ) હાંકી કાહાડવાં જોઇએ, (તથા) સ્રઓષો-ચરન નામના કોરડાથી ૨૦૦ ( નુકસાનકારક જાનવરોને ) ( તે શખ્સે ) હાંકી કાહાડવાં જોઇએ.

૩૪. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર ! ( જો ) કોઈ ( શખ્સ ) ( બિજા ) શખ્સને વેહેતું લોહી નિકળે તેવો જખ્મ કરેતો તેને વાસ્તે શું શિક્ષા છે ?

ત્યારે હોરમજ્દે કહ્યું કે ઘોડાના ચાબુક કરીને હાંકી કાહાડવામાંનાં ૫૦ ( નુકસાન કારક જાનવરોને ) ( તે ગુનેહગાર શખ્સ ) હાંકી કાહાડે, (તથા) સ્રઓષો-ચરન નામના કોરડાથી ૫૦ ( નુકસાનકારક જાનવરોને ) હાંકી કાહાડે. બિજી વખતે ( તેજ ગુનાહ કરેતો) ૭૦; ત્રીજી વખતે ( તેજ ગુનાહ કરેતો ) ૯૦ ( નુકસાનકારક જાનવરોને ) ( તે શખ્સ ) હાંકી કાહાડે.

૩૫. અગાઉ ( કીધેલા ગુનાહને માટે ) તોજેશ કીધા વગર તે ગુનાહ ભરેલાં કાંમોમાંના ચોથી વખત ( તેજ ગુનાહ જો તે માણસ ) કરેતો તેને વાસ્તે શું શિક્ષા છે ? ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના ગુનેહગાર તનને માટે ( તે શખ્સે ) ઘોડાના ચાબુક કરીને હાંકી કાહાડવામાંના ૨૦૦ ( નુકસાનકારક જાનવરોને ) હાંકી કાહાડવાં જોઈએ, ( તથા ) સ્રઓષો-ચરન નામના કોરડાથી ૨૦૦ (નુકસાનકારક જાનવરોને) ( તે શખ્સે ) હાંકી કાહાડવાં જોઇએ.

૩૬. અએ દાદાર ! ( જો ) કોઈ ( શખ્સ ) ( બિજા ) શખ્સને વેહેતું લોહી નિકલે તેવો જખમ કરે, ( અને તેની ) તોજેશ નહી કરેતો તેને વાસ્તે શું શિક્ષા છે?

ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના ગુનેહગાર તનને માટે ( તે શખ્સે ) ઘોડાના ચાબુક કરીને હાંકી કાહાડવામાંના ૨૦૦ ( નુકસાનકારક જાનવરોને ) હાંકી કાહાડવાં જોઇએ, ( તથા ) સ્રઓષો-ચરન નામના કોરડાથી ૨૦૦ ( નુકસાનકારક જાનવરોને ) ( તે શખ્સે ) હાંકી કાહાડવાં જોઇએ.

૩૭. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર ! ( જો ) કોઈ ( શખ્સ ) ( બિજા ) શખ્સને હાડકું ભાગી જાએ તેવો જખમ કરે તો તેને વાસ્તે શું શિક્ષાછે ?

ત્યારે હોરમજ્દે કહ્યું કે ઘોડાના ચાબુક કરીને હાંકી કાહાડવામાંના ૭૦

( નુકસાનકારક જાનવરોને ) ( તે ગુનેહગાર શખ્સ ) હાંકી કાહાડે, ( તથા ) સ્રઓ-ષો-ચરન નામના કોરડાથી ૭૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડે.બીજી વખ-તે ( તેજ ગુનાહ કરેતો ) ૯૦ (નુકસાનકારક જાનવરોને) (તે શખ્સ) હાંકી કાહાડે.

૩૮. અગાઉ ( કીધેલા ગુનાહ ) ને માટે તાજેશ કીધા વગર તે ગુનાહ ભરેલાં કાંમોમાંના ત્રીજી વખત ( તેજ ગુનાહ જો તે માણસ ) કરેતો તેને વાસ્તે શું શિક્ષા છે? ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના ગુનેહગાર તનને માટે ( તે શખ્સે ) ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૨૦૦ ( નુકસાનકારક જાનવરોને ) હાંકી કાહા-ડવાં જોઇએ. ( તથા ) સ્રઓષો-ચરન નામના કોરડાથી ૨૦૦ ( નુકસાનકારક જાનવરોને ( તે શખ્સે ) હાંકી કાહાડવાં જોઇએ.

૩૯. અએ દાદાર ! ( જો ) કોઈ ( શખ્સ ) ( બિજા ) શખ્સને હાડકું ભાગી જાએ તેવો જખમ કરે ( અને તેની ) તાજેશ નહી કરે તો તેને વાસ્તે શું શિક્ષા છે? .

ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના ગુનેહગાર તનને માટે ( તે શખ્સે ) ઘોડાના ચા-બુકે કરીને હાંકી કાહાડવામાંના ૨૦૦ ( નુકસાનકારક જાનવરોને ) હાંકી કા-હાડવાં જોઇએ, ( તથા ) સ્રઓષો-ચરન નામના કોરડાથી ૨૦૦ ( નુકસાનકારક જાનવરોને ) ( તે શખ્સે ) હાંકી કાહાડવાં જોઇએ.

૪૦. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર ! ( જો ) કોઈ ( શખ્સ ) ( બિજા ) શખ્સને બેશુદ્ધ થઈ જાએ તેવો ફટકો મારેતો તેને વાસ્તે શું શિક્ષા છે?

ત્યારે હોરમજ્દે કહ્યું કે ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૯૦ ( નુ-કસાનકારક જાનવરોને ) ( તે ગુનેહગાર શખ્સ ) હાંકી કાહાડે, ( તથા ) સ્રઓષો-ચરન નામના કોરડાથી ૯૦ ( નુકસાનકારક જાનવરોને ) (તે શખ્સ) હાંકી કાહાડે.

૪૧. અગાઉ ( કીધેલા ગુનાહ ) ને માટે તાજેશ કીધા વગર તે ગુનાહ ભરેલાં કાંમોમાંના બિજી વખત ( તેજ ગુનાહ જો તે માણસ ) કરેતો તેને વાસ્તે શું શિક્ષા છે? ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના ગુનેહગાર તનને માટે ( તે શખ્સે ) ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૨૦૦ ( નુકસાનકારક જાનવરોને ) હાંકી કા-હાડવાં જોઇએ, ( તથા ) સ્રઓષો-ચરન નામના કોરડાથી ૨૦૦ ( નુકસાનકારક જાનવરોને ) ( તે શખ્સે ) હાંકી કાહાડવાં જોઇએ.

૪૨. અએ દાદાર ! ( જો ) કોઈ ( શખ્સ ) ( બિજા ) શખ્સને બેશુદ્ધ થઈ જાએ તેવો ફટકો મારે, ( અને તેની ) તાજેશ નહી કરેતો તેને વાસ્તે શું શિક્ષા છે? ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના ગુનેહગાર તનને માટે ( તે શખ્સે ) ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૨૦૦ ( નુકસાનકારક જાનવરોને ) હાંકી કાહાડવાં જોઇએ,

( તથા ) અંઓષો-ચરન નામના કોરડાથી ૨૦૦ ( નુકસાનકારક જાનવરોને ) ( તે શખ્સે ) હાંકી કાહાડવાં જોઇએ.

૪૩. ત્યાર પછી તે કામો અશોઇના રસ્તા પ્રમાણે ( જોતાં ), અશોઇના માંથ્ર પ્રમાણે ( જોતાં), ( તથા ) અશોઇની શિખામણ પ્રમાણે (જોતાં) એકસરખાં થાએછે.

**ખોલાસો:**—( ફકરા ૧૮—૪૩. એ ફકરાઓ ધ્યાન દેઈ વાંચતાં માલુમ પડશે કે, એક નજીવા ગુનાહને માટે શિક્ષા કીધા છતાં, જો કોઈ શખ્સ તેજ ગુનાહ ફરીથી કરયા કરે, તથા આગલા કીધેલા ગુનાહોને માટે પસ્તાવો બી નહી કરેતો, તે ગુનાહ ચોકસ વખત કીધા પછી મ્હોટા ગુનાહની બરાબર ગણાએછે; જેમકે એજ ફકરાઓમાં જણાવેલા ગુનાહોમાંનો એક દાખલો લઇએઃ—અગરજો કોઈ માણસ બિજા શખ્સને દુઃખ થાએ તેવો ફટકો મારે; તે વાંકને માટે તેને સજા કીધા છતાં જો તેજ શખ્સ છ વખત સુધી તેજ વાંક કરયા કરેતો, તેની શિક્ષા કોઈ માણસને બેશુદ્ધ થઈ જાએ તેવા જોસથી ફટકો બે વખત મારે તેની શિક્ષાના બરાબર ગણાએ. ત્યારપછી ૪૩ મા ફકરામાં જણાવેછે કે નાહક કોઇને થોડું ઇઆ ઘણું દુઃખ દેવું એ રાસ્તીની નજરે જોતાં પાપી કામ કીધેલું ગણાએ. )

૪૪. અગરજો અહિંયાં માણસો હમદીન તરીકે, અથવા ભાઈ તરીકે, અથવા દોસ્ત તરીકે પૈસાની ખાહેશ રાખતા, અથવા બાઇડીની ખાહેશ રાખતા અથવા અક્કલ શોધતા આવે; અગરજો પૈસા માંગતા આવેતો અહિંયાં (તેઓને) પૈસા આપવા; અથવા જો બાઇડી શોધતા આવેતો ( તેઓને ) બાઇડી સાથ પરણાવી આપે; અથવા જો અક્કલ શોધતા આવેતો (તેઓને) પવિત્ર માંથ્ર* યાદ કરાવવા ( ઇઆને શિખવવા ) જોઇએ.

**ખોલાસો:**—( એ ફકરાની મતલબ એ કે, જો કોઈ હાજતમંદ માણસ આપણી નજદીક હમદીન તરીકે, ઇઆ ભાઈ તરીકે, ઈઆતો દોસ્ત તરીકે આવે, અને આપણી પાસેથી કાંઈ ચીજ માગેતો, તેને આપણથી બની શકે તેમ મદદ કરી તેની હાજત પુરી પાડવી; જો તે ધણી એલમ શિખવાની ખાહેશ રાખતો હોએતો, તેને આપણથી બની શકે તેટલું શિખવવું. અગરજો પરણવાને માટે તેની પાસે પૈસા નહી હોએતો એકબારગી તેને પરણાવી બી આપવો; ટુકામાં બને ત્યાંહાંસુધી તેને તંગીમાંથી મોકળો કરવો. એ જે ફરમાવેલું છે તે સદગુણી તથા અશો માણસ તંગીમાં હોએ તેનેજ માટે, લુચ્ચા તથા ઠગારાને માટે નહી. )

**ખોલાસો:**—( અગરજો કોઈ શખ્સ જરતોશ્તી ધરમના છુપા પવિત્ર ભેદો શિ-

* માંથ્ર બોલના ખોલાસા બાબે જુઓ મારી ખોરદેહ અવસ્તા બા માએની, સફો ૧૬૨—૧૬૩.

ખવાની ખાહેશ રાખતો હોએ તો, તેણે તે ભેદો કેવી રીતે તથા કીએ વખતે શિખવા તે બાબે નીચે જણાવેછે ):—

૪૫. અશોઈથી તથા નમનતાઈથી અકલના વધારાને માટે (તે માંથ્રને) અશોઈથી મજબુત પકડવાને માટે (ઇઆને બરાબર રીતે શિખવાને માટે•) દિવસના પેહેલા અને છેલ્લા પોહોરમાં તથા રાત્રના પેહેલા અને છેલ્લા પોહોરમાં (માંથ્ર શિખવાની ખાહેશ રાખનાર શખ્સ) ખંતી રેહીને બેસે; (તથા) દિવસની તથા રાત્રના મધ્ય ભાગમાં આરામ લે. જ્યાંહાંસુધી (માંથ્રના) તે કલામો (તે શખ્સ) ભણી રેહે (ત્યાંહાંસુધી ઉપર જણાવેલે વખતે ભણવા બેસે); જે (કલામો) અગાઉના વખતમાં હેરબદો (બી) શિખતા હતા.

**ખોલાસો**:—(એ ફકરાની મતલબ એક જો કોઈ શખ્સ માંથ્રવાની શિખવાની ખાહેશ રાખતો હોએતો, તેણે પોતાનું દિલ પાક રાખવું અને મનમાં કાંઇબી અભિમાની રાખ્યા વગર નીચે જણાવેલા વખતે તેનો અભ્યાસ કરવો:—સવારના ૬ થી તે ૯ વાગ્યા સુધી, પાછલા પોહોરના ૩ થી તે ૬ વાગ્યા સુધી; રાતના ૬ થી તે ૯ વાગ્યા સુધી, તથા પાછલી રાતના ૩ થી તે સવારના ૬ વાગ્યા સુધી. ઇઆને ટુકામાં કેહીએતો પાછલી રાતના ૩ વાગ્યાથી તે સવારના ૯ વાગ્યા સુધી, તથા પાછલા પોહોરના ૩ કલાકથી તે રાતના નવ કલાક સુધી માંથ્રનો અભ્યાસ કરવો; અને બાકીનો વખત ઈઆને દિવસના ૯ થી તે ૩ વાગ્યા સુધી, તથા રાતના ૯ થી તે ૩ વાગ્યા સુધી ખાવા પીવા તથા આરામ લેવામાં ગુજારવો. ઉપર જણાવેલો વખત કોઇબી જાતના એલમના અભ્યાસને માટે ઘણો સરસ છે.)

૪૬. અએ જરતોશ્ત! માણસોને માટે ગરમ થએલાં પાણીની માફક તેઓએ કામ કીધું.*

ગોશ્તના (તથા) વસ્ત્રના ચાહાનારે ગેરવાજબી બોલવું નહી જોઇએ.†

---

* **હાંમ-તપ્તિબ્યો અઈઠ્યો આપ્રે નેરેબ્યો જરથુશ્ત્ર** એ વાક્યનો અર્થ મને ખાતરી ભરેલો લાગતો નથી; એના કરતાં વધારે સહી તરજુમો થવો જોઇએ અગરજો એ વાક્યને એની આગમચના વાક્ય સાથે જોડી નાખીએ તો, નીચે મુજબ અર્થ થઈ શકે:—જેમ આગલા હેરબદો ઉકલતાં પાણીની મીસાલે દિલસોજીથી તે કલામ શિખ્યા તેમ પવિત્ર માંથ્ર શિખનારે ખંતી રેહીને પુરતી કોશેશથી શિખવું જોઇએ.

† વળી એ વાક્યનો અર્થ નીચે મુજબ બી થઈ શકે:—ખોરાક તથા વસ્ત્રની તંગીમાં આવી પડેલા શખ્સે હરગેજ જુઠું બોલવું નહી. જો કોઈ શખ્સે પોતાના પડોસી પાસેથી બલદ અથવા વસ્ત્ર લીધાં હોએ તો તે લઇને નાપાડવું નહી જોઇએ (હારમેસ્તતે). અગરજો કોઈ શખ્સ પાસે ખોરાક અથવા વસ્ત્ર હોએતો લાએક માણસને આપવાને માટે તેણે નાપાડવું નહી જોઇએ (હારલે).

ખોલાસો:—( એની મતલબ એ કે પેટને માટે બી હરગેજ જુઠું બોલવું નહી જોઇએ, પણ હમેશાં સચ્ચાઇનેજ વલગી રેહેવું. )

૪૭. ( દાદાર હોરમજ્દ કેહેછે ) અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! અહિંયાં ( ઈઆને આએ દુનિયાંમાં ) એ પ્રમાણે મગવની* જીંદગીના કરતાં બાઇડીવાળાને ખચીત હું વધારે પસંદ કરૂંછું; કુટુંબ વગરનાના કરતાં કુટુંબવાળાને ( હું વધારે પસંદ કરૂંછું ); ફરજંદ વગરનાના કરતાં ફરજંદવાળાને ( હું વધારે પસંદ કરૂંછું ); ફરાખી વગરનાના કરતાં ફરાખીવાળાને ( હું વધારે પસંદ કરૂંછું ).

૪૮. ( કારણ કે ) તે બે માણસોમાંનો ખચીત તે ( માણસ ) ( ઈઆને ઘેરબાર વાળો, છોકરાંવાળો ઇત્યાદિ ) જાનવરોની વૃદ્ધિને સારી રીતે ભરપુર કરેછે; ( વળી ) તે (શખ્સ) જે (તેમ) નથી (કરતો) (તેના) કરતાં ભલી મનશ્ની સંગેરી લેવાને વધારે શક્તિવાન ( હોએછે ). તે ( શખ્સ ) યાદ રાખનારો ( ઇઆને સારી યાદદાસ્તની શક્તિવાળો ) ( થાએછે ). તે શખ્સ† અસપેરેનની કીમતનો, માફકસર કદના પશુની કીમતનો, ઢોરની કીમતનો ( તથા ) માણસની કીમતનો ( થાએછે ).

૪૯. કારણ કે તે માણસ† હાડકાં ભાંજનાર દેવની સાંભે થાએછે, ( અને તેની સાથે ) લડાઈ કરેછે; તથા સારીપેઠે ચિલ્લો ચહડાવેલો તીર મારનાર દેવની તે સાંભે થાએછે; તથા શિયાળાનો દેવ ( જે ) થોડાં કપડાં પેહેરેછે તેની તે સાંભે થાએછે; તથા તે શખ્સ દરવંદ, જુલમગાર માણસના માથાંની સાંભે લડાઈ કરેછે; તથા તે શખ્સ નાપાક, ભુખે મરતા આશ્મોગની સાંભે થાએછે. આએ કામોમાંના પેહેલ્લાં ( કામ ) કરવાં જોઇએ, નહી કે બિજાં.

ખોલાસો:—( ઘેરબાર માંડવું, બાઇડી કરી મેહેનત કરીને પોતાનું ગુજરાન કરવું; પણ ભટકતી આલસુ જીંદગી ગુજારવી નહી ).‡

ખોલાસો:—( ૪૭—૪૯ એ ફકરાઓમાં દાદાર હોરમજ્દ પેગમબર જરતોશ્તને કેહેછે કે જે શખ્સ ભટકતી, ઘેરબાર વગરની, તથા કંગાલ જીંદગી ગુજારેછે

* એ ફકરામાં એકેકથી ઉલટા બોલો આવેલાછે તેમજ **નાઈરિવઈ**તેનું ઉલટું **મગવો** બોલ આવેલોછે. તે ઉપરથી વિચાર કરવાને બની આવેછે કે **મગવ** એ અગાઉના વખતમાં કોઈ જરતોસ્તી ટોળો હોવો જોઇએ, જેઓ ઉમરે પુગ્યા છતાં બાઇડી વગરજ જીંદગી ગુજારતા હોએ.

† ઈઆને ઘેરબાર માંડી મેહેનત કરીને પોતાનું ગુજરાન કરનાર શખ્સ.

‡ એ ઉપરથી માલમ પડેછે કે ભલા તથા ગરીબને પરણાવી આપવું એ પુણ્ય છે. હાલ જે યુરોપ ખંડના દેશોમાં લોકો વગર પરણેલા રેહેછે તેઓ કદી પણ સુખી રેહેતા નથી; કોઈ પણ વગર પરણેલો લાંબી જીંદગીએ પુગેલો માલમ પડયો નથી.

ડાકટર ખ૦ ફ૦ ખોરી.

તેનાં કરતાં, જે માણસ ઘેરબાર માંડી બાઇડી કરીને તથા એક ઠેકાંણે ઠરાઠામ રેહીને પોતાનો ધંધો રોજગાર ચલાવી, મેહેનત કરીને પોતાની જીંદગી ગુજારેછે તેને હું વધારે પસંદ કરૂંછું, તેનો સબબ ૪૮—૪૯ મા ફકરામાં એવો જણાવેછે કે, ઘેરબાર માંડી રેહી ઉદ્યોગ કરનાર શખ્સને ગાએ ઢોરની વૃદ્ધિ કરવાને ઇઆને પૈસા ટકા મેળવી સુખથી રેહેવાને બની આવેછે; વળી તે શખ્સ કકરતા જમેસ્તાનની ઋતુમાં થોડાં કપડાં પેહેરવાની હાલતમાં રેહેતો નથી, ભુખે મરતો નથી, અને રખડતો રઝડતો જાનવરોનો ભોગ કરનાર તીરંદાજની મિસાલે રેહેતો નથી, અને એ પ્રમાણે હોવાથી તે શખ્સ જીંદગીને લગતું દરેક જાતનું સુખ ભોગવેછે.)

૫૦. (અગરજો) અહિંયાં (ઈઆને) આએ હાડમંદ દુનિયાંમાં તેઓ આએ કામથી વાકિફ થાએ તો, (તે) મરવા લાએક તનના હાડકાંને લોહોડાંની છરીએ કરીને કાપે અથવા એના કરતાં વધારે મ્હોટું (કરે).*

૫૧. (અગરજો) અહિંયાં (ઈઆને) આએ હાડમંદ દુનિયાંમાં તેઓ આએ કામથી જાણીતા થાએતો, (તે) મરવા લાએક તનના હાડકાંને લોહોડાંની બેડીએ કરીને બાંધે, અથવા એના કરતાં વધારે મ્હોટું (કરે).

૫૨. (અગરજો) અહિંયાં (ઈઆને) આએ હાડમંદ દુનિયાંમાં તેઓ આએ કામથી જાણીતા થાએતો, (તે) મરવા લાએક તનના (માણસને) નાખુશીથી (એટલે કે ફરજ દાખલ જાણીને) સો માણસના જેટલાં ઉંડાણમાં નાખે, અથવા એના કરતાં વધારે મ્હોટું (કરે).

૫૩. (અગરજો) અહિંયાં (ઈઆને) આએ હાડમંદ દુનિયાંમાં તેઓ આએ કામથી જાણીતા થાએતો, નાખુશીથી (અથવા અવશ્ય સમજીને) (તે માણસ) મ્હોટા ગુનાહમાં ઉભો રેહે.

૫૪. (અગરજો) અહિંયાં (ઇઆને) આએ હાડમંદ દુનિયાંમાં તેઓ આએ કામથી જાણીતા થાએતો, (તે માણસ) (કે જે) જાણીજોઇને રશ્નેઈજદની શિખા-

* આએ તથા એની પછીના બિજા ચાર (૫૧—૫૪) ફકરાઓમાં જે શિક્ષા ફરમાવેલીછે તે, એની આગમચના (૪૯ મા) ફકરામાં જણાવેલા શખ્સથી ઉલટી રીતે ચાલનાર શખ્સને માટે ઈઆને જે ઘણી મેહેનત નહી કરે, આલસુ રેહે તથા ભટકતી જીંદગી ગુજારે તેને માટે સમજવી. આલસુ બેસીને હરામખોરી કરવી એ જરતોસ્તી ધરમના ફરમાનથી તદન ઉલટું છે. એવા આખે હાડકાંના માણસના હાડકાં ભાંજવાં જોઇએ, કે તેથી હરામખોર માણસ શિક્ષાની ધાસ્તીનો માર્યો મેહેનત કરી પોતાનું પેટ ભરે. બિજું એજે આએ ૫૦ થી તે ૫૪ સુધીના ફકરાઓમાં જણાવેલી બધી શિક્ષા એક માણસને નહી કરવી, પણ એ ફકરાઓમાં જણાવેલી શિક્ષાઓમાંની એક કરવી, સબબ કે કોઇ કોઇ ઠેકાણે અવસ્તામાં "અથવા" નો બોલ વાક્યમાં ગુપ્ત હોએછે, એ બાબે જુઓ મારી વંદીદાદની ફરહંગમાં ૧ વા બોલ.

મણની સાંભે થએલો, તથા મેહેર ઈજદની સાંભે જુઠું બોલેલો (તે) બલતાં, સોનેરી (તથા) ઉકલતાં પાણીની નજદીક પોંહોંચે.

૫૫. અએ દાદાર! જે (માણસ) જાણીજોઇને રશ્ને ઈજદની શિખામણની સાંભે થએલો, તથા મેહેર ઈજદની સાંભે જુઠું બોલેલો (તે) બલતાં, સોનેરી (તથા) ઉકલતાં પાણીની નજદીક પોંહોંચે તો તેને વાસ્તે શું શિક્ષા છે?*

ત્યારે હોરમજદે કહ્યું કે ઘોડાના ચાબુક કરીને હાંકી કાહાડવામાંના ૭૦૦ (નુકસાનકારક જાનવરોને) (તે ગુનેહગાર શખ્સ) હાંકી કાહાડે, (તથા) સ્રઓષો-ચરન નામના કોરડાથી ૭૦૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડે.

---

## પરગરદ ૫ મી.

૧. (અગરજો) કોઈ માણસ ખીનોના ઉંડાણમાં મરી જાએ; (અને) તે તરફ કોઈ પક્ષિ પાહાડની બુલંદીથી તે ખીનોના ઉંડાણ સુધી ઉડે, (તથા) તે મુવેલાં માણસના કાલબુદને ખાએ; ત્યારપછી તે પક્ષિ ખીનોના ઉંડાણમાંથી તે પાહાડની બુલંદી ઉપર ઉડે, (અને) કઠણ તથા નરમ (ઝાડો) માંના કોઈ ઝાડની નજદીક તે ઉડે (ઇઆને તે ઝાડની ઉપર બેસે); તે (ઝાડ) ની ઉપર (તે પક્ષિ) ઓકે, હઘાર નાખે (અથવાતો) (મુવેલાંના કટકાને) તે (ઝાડ) ની ઉપર મુકે.

૨, (ત્યારપછી જો) કોઈ માણસ ખીનોના ઉંડાણમાંથી તે પાહાડની બુલંદી સુધી જાએ, (અને) તે ઝાડ કે જ્યાંહાં તે પક્ષિ (બેઠેલું હોએ તે)ની નજદીક (તે માણસ) જાએ, (અને) આતશને માટે એસમ ઇચ્છે. (ઇઆને તે શખ્સને આતશને માટે એસમ જોઇતી હોએ), તેથી તે (ઝાડ) ને ઘાહ મારે, તે (ઝાડ) ને કાપે, તે (ઝાડ) ને છોલે, (અને ત્યારપછી) તે (છોલી સાફ સુફ કીધેલાં ઝાડના લાકડાં) ને કાએદાસર તપાસીને, હોરમજદની તરફના (સઘલી ચીજોને) પાક કરનાર આતશની ઉપર મુકીને બાળે તો તેને વાસ્તે શું શિક્ષા છે?

---

* ૫૪ તથા ૫૫ મા ફકરાની મતલબ ખોલ્લી રીતે જણાતી નથી. ડાકટર હાઉગ એ ફકરાઓને સોગંદ લેવાની તથા તે લીધા પછી જુઠું બોલે તેને માટે ઠેરવેલી શિક્ષાને લગતી બાબદ સાથે જોડેછે. ફારસી રવાએતમાં સોગંદ નામાનું એક જુદુંજ પ્રકરણ આવેલું છે. તેમાં સોગંદ લેતી વખતે આતશ તથા ચોકસ તરતીબથી તૈયાર કીધેલું પાણી હાજર રાખવાને ફરમાવેલું છે. ઉપલા ફકરામાં 'જરન્યાવઇતીમ્' બોલ આવેલો છે તે ઉપરથી ડાકટર હાઉગ ધારેછે કે, તે પાણીમાં જરા સોનાની કગરસ બી નાખવામાં આવતી હતી.

૩. ત્યારે હોરમજ્દે જવાબ આપ્યો કે કુતરાથી લઈ જવાએલો, પક્ષિથી લઈ જવાએલો, વરૂથી લઈ જવાએલો, પવનથી લઈ જવાએલો (અથવા તો) માંખથી લઈ જવાએલો નસો માણસને રીમન કરતો નથી.

૪. અગરજો આએ નસાઓ, કે જે કુતરાથી લઈ જવાએલા, પક્ષિથી લઈ જવાએલા, વરૂથી લઈ જવાએલા, પવનથી લઈ જવાએલા, (અથવા) માંખથી લઈ જવાએલા (તેઓ) માણસને રીમન કરેતો, આએ નસાઓનો જથ્થો જે આએ જમીન ઉપર મુવેલો પડેલો છે તેથી કરીને, જલદીથી અને ખચીત (આએ) મારી તમામ હાડમંદ દુનિયાંના લોકો પાપી તનવાળાં (થાએ); (તથા જો કોઈ માણસ) અશોઈ પ્રમાણે પોતાની જીંદગી ગુજારવાને ચાહેતો તે કચવાએલા જીવવાળો (થાએ).

૫. અએ દાદાર! (અગરજો) કોઈ માણસ અનાજના ખેતરને પાણી સીપે; અને તે (ખેતર) માં પેહેલ્લી, બિજી (તથા) ત્રીજી વખત પાણી સીપે; ચોથી વાર (તે ખેતરમાં પાણી સીપ્યા) પછી, કુતરૂં અથવા કોહોલું અથવાતો વરૂ (તે પાણી સીપેલાં ખેતરમાં) નસો ખેંચી લઈ જાએ તો તેને વાસ્તે શું શિક્ષા છે?

૬. ત્યારે હોરમજ્દે જવાબ આપ્યો કે કુતરાથી લઈ જવાએલો, પક્ષિથી લઈ જવાએલો, વરૂથી લઈ જવાએલો, પવનથી લઈ જવાએલો (અથવાતો) માંખથી લઈ જવાએલો નસો માણસને રીમન કરતો નથી.

૭. અગરજો આએ નસાઓ, કે જે કુતરાથી લઈ જવાએલા, પક્ષિથી લઈ જવાએલા, વરૂથી લઈ જવાએલા, પવનથી લઈ જવાએલા (અથવાતો) માંખથી લઈ જવાએલા (તેઓ) માણસને રીમન કરેતો, આએ નસાઓનો જથ્થો જે આએ જમીન ઉપર મુવેલો પડેલોછે તેથી કરીને, જલદીથી અને ખચીત (આએ) મારી તમામ હાડમંદ દુનિયાંના લોકો પાપી તનવાળાં (થાએ); (અને અગરજો કોઈ માણસ) અશોઈ પ્રમાણે પોતાની જીંદગી ગુજારવાને ચાહેતો તે કચવાએલા જીવવાળો (થાએ). (એટલા માટે તે ત્રણ વખત પાણી પાએલાં ખેતરને રદ નહી કરવું), (પણ) અગરજો માજ્દયસ્નો ચાહેતો (તે) ખેતરને (વધારે) પાણી સીપવા લાએક (કરે) (અથવા ખેતીનું કામ આગળ ચલાવે).

**ખોલાસો:**—(એ પરગરદના ૫ થી તે ૭ મા ફકરાની મતલબ એ કે, અગરજો કોઈ ખેતરમાં દાણા વાવ્યા પછી, તથા ત્રણ ચાર વખત તે દાણા વાવેલાં ખેતરને પાણી પાયા પછી, જો કોઈ કુતરૂં, કોહોલું અથવાતો વરૂ બાહારથી નસો લાવીને તે ખેતરમાં નાખે તો, તેથી તે ખેતરને રદ નહી કરવું, પણ તે નસાની ચીજ

બાહાર કાહાડી નાખીને, બીજું પાણી સીંપવાની જરૂર હોએતો તેમ કરીને, તે અનાજને પાકવા દેઈ તૈયાર થયા પછી તેને ઉપયોગમાં લાવવો; રદ નહી કરવો. )

૮. હાડમંદ મુલુકોના અઍ અશો પેદા કરનાર ! શું પાણી માણસને મારેછે? ત્યારે હોરમજદે કહ્યું કે પાણી માણસને મારતું નથી; અસ્તો–વીધોતુ ( નામનો દેવ ) તેને બાંધેછે ( ઇઆને તે પાણીમાં પડેલા માણસનો દમ બંધ કરી નાખેછે ); વાએ* તેને બાંધીને લઈ જાએછે; પાણી ( તે ડુબતા માણસને ) ઉપર લઈ જાએછે, પાણી ( તેને ) નીચે લઈ જાએછે; ( ત્યાર પછી ) પાણી ( તેને ) કિનારે છોડી દેછે.

**ખોલાસોઃ**—( પાણીમાં પડેલો માણસ બનચવાને માટે પાણીમાં ઉપર નીચે પછાડા મારયા પછી ડુબી જાએછે; પછી આખેરે કિનારે લસડાઈ આવેછે. )

ત્યારપછી પક્ષિઓ તેને ખાએછે; ત્યાંહાંથી તે આગળ જાએછે, ( તથા ) તકદીરથી તે નીચે જાએછે.

૯. અઍ દાદાર ! શું આતશ માણસને મારેછે? ત્યારે હોરમજદે કહ્યું કે આતશ માણસને મારતું નથી; અસ્તો–વીધોતુ ( નામનો દેવ ) તેને બાંધેછે; વાએ* તેને બાંધીને લઈ જાએછે; આતશ ( તે માણસના ) હાડકાંને તથા દિલની ગરમીને બાળેછે, ત્યાંહાંથી તે આગળ જાએછે, ( તથા ) તકદીરથી તે નીચે જાએછે.†

**ખોલાસોઃ**—( એ ફકરાઓની મતલબ નીચે મુજબ હોએ એવું દીસેછે:—પાણી અથવાતો આતશ પોતે કાંઈ માણસને મારી નાખતું નથી. જો કોઈ માણસને તરતાં નહી આવડે અને પાણીમાં જાએતો તે ડુબી મરે, પણ જેને તરતાં આવડતું હોએ તેને કાંઈ ધાસ્તી નથી. એજ પ્રમાણે આતશથી સંભાલ નહી રાખીને જો કોઈ શખ્સ આતશની નજદીક કામ કરેતો તેથી તે બળી મરે. ટુકામાં કેહીએતો પાણી તથા આતશ પોતે કાંઈ નુકસાનકારક નથી, પણ તેઓનો ગેરઉપયોગ કીધાથી ખરાબી પોંહોંચેછે.)

૧૦. હાડમંદ મુલુકોના અઍ અશો પેદા કરનાર ! ( જ્યારે ) ઉનાળો ગુજરી જાએ, ત્યારે શિયાળામાં આએ કે જે માજદયસ્નો તેઓ શું કરે?

**ખોલાસોઃ**—( ઉનાળો પસાર થયા પછી જ્યારે શિયાળો આવે, તથા બરફ પડતો હોએ તે વખતે જો કોઈ ગુજરી જાએ, કે જેથી તેને દીનની શરિયત પ્રમાણે અવલ મંજલ પોંહોંચાડવાને મુશ્કેલ, બલકે નહી બની શકે તેવું થઈ પડે તો, તે મુવેલાંને માટે શું ઉપાય કરવો ? એનો ખોલાસો નીચે ૧૦–૧૪ મા ફકરામાં કરેછે.)

---

* "વાએ" ઇઆને 'જમ'–જેને પેહેલવીમાં 'નાએવતર' ને નામે ઓળખેછે.

† એ ફકરાની આખેરીએ આવેલા **ગઇરિ–મસો અંઘ્રેહા અએતહેથી તે અએષાંમચ્ય નરાંમ** સુધીના બોલો પેહેલવી શરેહના છે.

ત્યારે હોરમજ્દે કહ્યું કે ઘેરેઘેર (તથા) મોહોલ્લે મોહોલ્લે તે મુવેલાં માણસના ત્રણ કત બનાવે.

**ખોલાસો:**—(ત્રણ કત બનાવાને ફરમાવેછે એટલે કે મરદ, ઓરત તથા છોકરાંઓને માટે જુદા જુદા કત બનાવવા, ઇઆને મરદને માટે જુદા, ઓરતને માટે જુદા તથા છોકરાંને માટે જુદા. હાલમાં આપણાં દોખમાઓમાં મરદ, ઓરત તથા છોકરાં એઓને મુકવાને માટે જુદી જુદી ત્રણ જગા ઠેરવેલીછે તે આએ લખાણ ઉપરથી નિકલેલી દીસેછે.)

૧૧. અએ દાદાર! તે મુવેલાં (માણસ) ના તે કત કેવા હોવા જોઇએ? ત્યારે હોરમજ્દે કહ્યું કે (તે મુવેલા માણસનું) તકીઆ દઇને ઉંચે કીધેલું માથું તે (કત) ને નહી લાગે; (તેના) બે પગ કરતાં વધારે મ્હોટા નહી; (તથા) (તેના) બે હાત કરતાં વધારે કુશાદેહ નહી; કારણ કે તે મુવેલાં (માણસ) નો આએ લાએક કત છે.

**ખોલાસો:**—(એ ફકરાની મતલબ એ કે મુવેલાંને મુકવાને માટે, (પછી તે ગમે તે હોએ, મરદ, ઓરત ઇઆ છોકરૂં), તે કત એવો બનાવવો કે માથાંથી તે છેક પગના છેડા સુધીનું આખું બદન તે કતમાં બરાબર સમાએ. મુવેલાંના આખા બદનની લંબાઈ કરતાં તે કત મ્હોટો બી નહી તથા નાધલો બી નહી બનાવવો.)

૧૨. ત્યાંહાં (ઇઆને ઉપલા ફકરામાં જણાવ્યા પ્રમાણેના કતમાં) તે (માણસ) ના જીવ વગરના તનને દિવસ સુધાંની આખી બે રાત અથવા ત્રણ રાત અથવા એક મહિનાની દરાજી સુધી મુકી રાખે; જ્યાંહાં સુધી કે પક્ષિઓ ઉડવા માંડે, ઝાડપાન ઉગે, બરફ, પાણી, કાદવ ઈત્યાદિ દૂર થાએ* (તથા) પવન જમીનને સુકવી નાખે.

૧૩. (ત્યાર પછી) જ્યારે પક્ષિઓ ઉડવા માંડે, ઝાડપાન ઉગે, બરફ, પાણી, કાદવ ઈત્યાદિ દૂર થાએ, (તથા) પવન જમીનને સુકવી નાખે, ત્યારે તે માજદયસ્નો (મુવેલાં માણસના) તે કાલબુદને ખોરશેદનેગીરશ્ને કરે.†

**ખોલાસો:**—(તે મુવેલાં માણસને તેની અવલ મંજલની જગાએ કાંઇબી ચીજ તેની ઉપર ઢાંક્યા વગર આસ્માન ઉપરથી ખોરશેદ દેખાએ તેમ ખોલ્લું મુકે.)

---

* રેલના પાણી ઓસરી જાએ (હાઉગ તથા દારમેસ્તેતે); ખીનોમાંના પાણી ઓસરીજાએ (હારલે).

† ફકરા ૧૦–૧૩:—ઘણી થંડીમાં મુરદું જલદીથી કોહોતું નથી, બલકે એક મહિના સુધી તે કોહોયા વગર રેહેછે. કકરતા શિયાળામાં પક્ષિઓ બાહાર નિકલતાં નથી, તેથી મુરદાને ખોલ્લી જગા ઉપર મુકવામાં કાંઈ ફાએદો નથી. એવે વખતે ઘેરમાં એક હેલાએદી જગા કરીને તે મુરદાંને ત્યાંહાં રાખવાને ફરમાવેલુછે. પણ જેવો ઉનાળો બેઠો એટલે તેને પક્ષિઓનો ખોરાક કરવો જરૂર છે

ડાક્ટર ખ૦ ફ૦ ખોરી.

૧૪. અગરજો તે માઝ્દયસ્નો (મુવેલાનાં) તે કાલબુદને ખોરશેદનેગીરશ્ને નહી કરેતો, અશો (માણસ) ને હાની પોંહોંચાડવાને માટે જે શિક્ષા તેં ફરમાવેલીછે તેટલી (શિક્ષા), એક વરસની દરાજી સુધી (તે મુવેલાં માણસના કાલબુદને ખોરશેદનેગીરશ્ને નહી કરનાર માણસને કરવી), જ્યાંહાંસુધી કે નસો સાફ થઈ જાએ, દખ્માં સાફ થઈ જાએ, હેરનસો સાફ થઈ જાએ તથા પક્ષિઓ (તે મુવેલાંના કાલબુદને) ખાઈ જાએ*.

૧૫. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! તું હોરમજ્દ પવન તથા વાદલાં સાથે વોઉરૂ–કષ (નામના) દરિયામાંથી શું પાણી વરસાવેછે?

૧૬. તું હોરમજ્દ (તે પાણીને) શું નસા તરફ લઈ જાએછે? તું હોરમજ્દ (તે પાણીને) શું દખ્મા તરફ લઈ જાએછે? તું હોરમજ્દ (તે પાણીને) શું હેરનસા તરફ લઈ જાએછે? તું હોરમજ્દ (તે પાણીને) શું હાડકાં તરફ વરસાવેછે? તું હોરમજ્દ (તે પાણીને) શું છુપી રીતે વરસાવેછે? તે (પવન અને વાદલાં) સહિત (તે પાણીને) શું તું પૂઇતિક (નામના) દરિયા તરફ વરસાવેછે?

૧૭. ત્યારે હોરમજ્દે જવાબ આપ્યો કે, અએ ખાલેસ જરતોશ્ત! તું જેમ ખરેખર કેહેછે તે પ્રમાણે, હું હોરમજ્દ પવન તથા વાદલાં સહિત વોઉરૂ–કષ (નામના) દરિયામાંથી પાણીને વરસાઉંછું.

૧૮. હું હોરમજ્દ (તે પાણીને) નસા તરફ લઈ જાઉંછું; હું હોરમજ્દ (તે પાણીને) દખ્મા તરફ લઈ જાઉંછું; હું હોરમજ્દ (તે પાણીને) હેરનસા† તરફ લઈ જાઉંછું; હું હોરમજ્દ (તે પાણીને) હાડકાં તરફ વરસાઉંછું; હું હોરમજ્દ (તે પાણીને) છુપી રીતે વરસાઉંછું; તે (પવન અને વાદલાં) સહિત (તે પાણીને) પૂઇતિક (નામના) દરિયા તરફ વરસાઉંછું.

૧૯. તે વેહેયા કરતાં (પાણી) દરિયાની અધવચમાં ઉભાં રેહેછે; પવિત્રાઇએ કરીને (તે) પાણીઓ પૂઇતિક (નામના) દરિયામાંથી તે વોઉરૂ–કષ (નામના) દરિયા સુધી વેહેછે; (ત્યારપછી) તે પાણી હ્વાપ (નામના) ઝાડ‡ તરફ (વેહેછે);

---

* અગરજો માઝ્દયસ્નો એક વરસની દરાજીમાં (મુવેલાંના) આએ કાલબુદને ખોરશેદનેગીરશ્ને નહી કરેતો, તેને અશો માણસના ખુનને માટે જે સજા ઠેરવેલી છે તેટલી સજા કરવાનો તું હોકમ આપે, જેથી કરીને મુવેલી લાશ બાબે, દખ્મા બાબે તથા નજીસાત બાબે ધ્યાન આપવામાં આવે તથા પક્ષિઓ (તે લાશને) ખાઈ જાએ (ડાક્ટર હાઉગ).

† "હેરનસો" ઇચ્યાને સુકો નસો, જેમકે નખ, બાલ.

‡ એ ઝાડ હરવેસ્પ–તોખ્મને નામે બી જણાએલુંછે, અને તે વોઉરૂકષ નામના દરિયાની અધવચમાં છે; એને તમામ ઝાડોનું મૂળ ગણવામાં આવેછે.

ત્યાંહાંથી સો ઘણા, હજાર ઘણા, (તથા) દશ હજાર ઘણા દશ હજાર (ઝાડોમાંનાં) મારા તમામ જાતના સઘળાં ઝાડો ઉગેછે.

૨૦. તે (ઝાડો) તરફ હું હોરમજદ અશો માણસના ખોરાકને માટે, અને સારી પેદાએશના ગાએ ઢોરના ઘાંસ ચારાને માટે તે (વરસાદ) હું વરસાઉંછું; (કે તેથી કરીને) મારાં માણુસ અનાજ ખાએ, (અને) સારી પેદાએશનાં ગાએ ઢોર ઘાંસ ચારો ઇત્યાદિ (ખાએ).

૨૧. અએ ખાલેસ (જરતોશ્ત)! જેમ તું કેહેછે (તે પ્રમાણે), આએ વધારે સારૂં (અને) વધારે સોહામણું છે. અશો હોરમજદે તેને (ઇઆને) અશો જરતોશ્તને આએ વચને કરીને ખુશી કીધો. પવિત્રાઈ (એ) માણસને માટે જન્મથીજ સઉથી સરસ (ચીજ છે); અએ જરતોશ્ત! તે પવિત્રાઈ એ માજદયસ્નની દીન (છે); કોઈબી શખ્સ સારી મનશ્નની, સારી ગવશ્નની તથા સારી કુનશ્નીથી પોતાના અંતઃકરણને પાક કરેછે.

ખોલાસો:—(આએ દુનિયાંમાં જન્મ પામ્યા પછી સઉથી સરસ ચીજ જે આદમ જાતને માટે છે તે અશોઈ છે. હવે અશોઈ એટલે શું તે વિશે કેહેછે કે રાસ્ત વિચાર, રાસ્ત વચન તથા રાસ્ત કામ. એ રાસ્તી માજદયસ્નની દીનનો પાયો, બલકે માજદયસ્નની દીન પોતે છે; એટલા માટે માણસજાતે પોતાની તમામ જીંદગીમાં રાસ્તીનેજ વલગી રેહેવું જોઇએ.)

૨૨. અએ દાદાર! બિજા કલામોના કરતાં (ઇઆને બિજી દીનો કરતાં) આએ દેવથી જુદો (તથા) જરતોશ્તી કાએદો (ઇઆને આએ દેવથી વેગલી જરતોશ્તી દીન) મ્હોટાઈની બાબદમાં, ખુબીની બાબદમાં તથા શોભાની બાબદમાં કેટલી વધારે ચઢતી, વધારે સારી (તથા) વધારે સોહામણી છે?

૨૩. ત્યારે હોરમજદે કહ્યું કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત! જે પ્રમાણે વોઉરૂકષ* (નામનો) દરિયો બિજાં પાણીઓ કરતાં (ઇઆને બિજા દરિયાઓ કરતાં) વધારે મ્હોટો (છે), તે પ્રમાણે બિજા કલામોના કરતાં (ઇઆને બિજી દીનો કરતાં), આએ દેવથી જુદો (તથા) જરતોશ્તી કાએદો (ઇઆને આએ દેવથી વેગલી જરતોશ્તી દીન) મ્હોટાઈની બાબદમાં, ખુબીની બાબદમાં તથા શોભાની બાબદમાં ખચીત (વધારે ચઢતી, વધારે સારી તથા વધારે સોહામણી છે).

૨૪. અએ સઉથી પવિત્ર જરતોશ્ત! જે પ્રમાણે ઘણું પાણી થોડાં પાણીના ક-

---

* એના ખોલાસા બાબે જુઓ મારી ખોરદેહ અવસ્તા બા માએની, સફે ૭૫ મે આપેલી નોટ.

રતાં વધારે આગળ દોડેછે,* તે પ્રમાણે બિજા સખુનો કરતાં ( ઈઆને બિજી દીનો કરતાં), આએ દેવથી જુદો (તથા) જરતોશ્તી કાએદો (ઇઆને આએ દેવથી વેગલી જરતોશ્તી દીન ) મ્હોટાઈની બાબદમાં, ખુબીની બાબદમાં તથા શોભાની બાબદમાં ખચીત ( વધારે ચઢતી, વધારે સારી તથા વધારે સોહામણી છે ).

અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! જે પ્રમાણે એક વધારે મ્હોટું ઝાડ ( બિજાં ) વધારે નાધલાં ઝાડોને ઢાંકી નાખેછે, તે પ્રમાણે બિજા સખુનો કરતાં ( ઇઆને બિજી દીનો કરતાં ), આએ દેવથી જુદો ( તથા ) જરતોશ્તી કાએદો ( ઇઆને આએ દેવથી વેગલી જરતોશ્તી દીન) મ્હોટાઈની બાબદમાં,ખુબીની બાબદમાં, તથા શોભાની બાબદમાં ખચીત ( વધારે ચઢતી, વધારે સારી તથા વધારે સોહામણી છે ).

૨૫. અએ સઉથી પવિત્ર જરતોશ્ત! જે પ્રમાણે ( આસ્માન )† આએ જમીનને આસપાસ ઘેરી લેછે, તે પ્રમાણે બિજા કલામોના કરતાં ( ઇઆને બિજી દીનો કરતાં ), આએ દેવથી જુદો ( તથા ) જરતોશ્તી કાએદો ( ઇઆને આએ દેવથી વેગલી જરતોશ્તી દીન ) મ્હોટાઈની બાબદમાં, ખુબીની બાબદમાં, તથા શોભાની બાબદમાં ખચીત ( વધારે ચઢતી, વધારે સારી તથા વધારે સોહામણી છે ).

વખણાએલો સરદાર ( તથા ) વખણાએલો દોપશ્રવણ ગુરૂ ઉંચે ધરેલા દરૂનની સનમુખ, નહી ઉંચે ધરેલા (દરૂનની સનમુખ); આપેલા દરૂનની સનમુખ, નહી આપેલા ( દરૂનની સનમુખ ); આપી દીધેલા દરૂનની સનમુખ, નહી આપી દીધેલા ( દરૂનની સનમુખ ).‡

૨૬. ત્યારપછી તે સરદાર તેની શિક્ષાનો ત્રીજો હિસ્સો કાહાડી નાખવાને તેને હોકમ કરેછે.§

---

* અથવા જે પ્રમાણે એક મ્હોટો ઝરો નાધલા નાળાંની ઉપર ફરી વળેછે..

† એ વાક્યમાં "આસ્માન" નો બોલ નથી; પણ ફરવરદીન યષ્ટના બિજા ફકરામાં એવીજ ઢપના વાક્યમાં "આસ્માન" ને માટે બોલ આવેલો છે, તે ઉપરથી આએ ઠેકાણે "આસ્માન" નો બોલ આપણી તરફથી લેવાને બની આવેછે; જુઓ ફરવરદીન યષ્ટ. ફકરો ૨ જો.

‡ **અઓખ્તો રતુશ્**થી તે **નવ નિસ્સિતાત્** સુધીનો ફકરો ગુચવણ ભરેલો છે. દરેક બોલની વ્યાકરણની હાલત તથા છુટો અર્થ સમજ પડેછે, પણ આખા અર્થની સમજ પડે તેવી મતલબ ઉઠતી નથી. ઉપર જે અર્થ મેં કીધોછે તે મને પોતાને ખાતરી ભરેલો લાગતો નથી, એના કરતાં વધારે સહી તરજુમો થવો જોઇએ.

§ કેહી શિક્ષાનો ત્રીજો હિસ્સો તે સમજાતું નથી. સાધારણ રીતે એ વાકયને એની આગમચના ફકરા સાથે સંબંધ લઇને નીચે મુજબ મતલબ ઉઠારવામાં આવીછેઃ—જો કોઇ શખ્સ બિજાના દરૂન કરવાનું માથે લઇને તે દરૂન નહી કરે, અથવા તે દરૂન કરવાનું માથે લીધા પછી, પોતાથી નહી બનેતો બિજાને સોંપીને બી નહી કરાવે તો તે શખ્સ શિક્ષાને લાએક થાએછે ખરો, પણ તે ગુનાહની તોજેશ કીધાથી દસ્તુર તે શિક્ષાનો ત્રીજો હિસ્સો તે ગુનેહગારને માફ કરે.

અગરજો (કોઈ માણસ) બિજાં (વધારે) ગુનાહ ભરેલાં કાંમોથી દૂર રેહે તો, પસ્તાવો એ તેની શિક્ષા (છે); પણ અગરજો બિજાં (વધારે) ગુનાહ ભરેલાં કાંમોથી દૂર નહી રેહે (ઇઆને તે કાંમોં કરયા કરે) તો, તે માણુસ હમેશને હમેશ સુધી ગુનેહગાર (થાએછે).*

૨૭. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! અગરજો માણુસો એકજ જગોએ બિછાણા ઉપર અથવા સાદરી (ઈઆ ગાલિચા) ઉપર સાથે બેઠેલાં હોએ, તથા તેઓની નજદીક બિજાં બે ઇઆ પાંચ ઇઆ પચાસ, ઈઆ સો માણુસો નારીઓની સાથે (બેઠેલાં) હોએ, ત્યારે (અગરજો) તે માણુસોમાંનો કોઈ મરી જાએતો, ગલીચાઈ તથા કોહોવાટ તથા અપવિત્રાઈ સાથે (તે) માણુસોમાંનાં કેટલાંની ઉપર તે દરૂજ નસુશ ધસારો કરેછે?

ખોલાસો—(એ ફકરામાં એવો સવાલ પુછેલોછે કે પુરૂષો તથા બાઇડીઓની ભર મિજલસમાં, પછી તે મિજલસમાં ગમે તેટલાં માણુસો હોએ, ૫૦ ઇઆ ૧૦૦ ઇઆ ૫૦૦, અને કોઈ અચઅુચો ગુજરી જાએતો, તે મરનારની આસપાસના કેટલાં રીમન થાએછે. એનો જવાબ એની પછીના ફકરાઓમાં આપેલોછે.)

૨૮. ત્યારે હોરમજ્દે જવાબ આપ્યો કે અગરજો આથ્રવન હોએ, (ઇઆને જો ભર મિજલસમાં મોબેદ ઇઆ દસ્તુર ગુજરી જાએ) તો, કારણકે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત! તે દરૂજ નસુશ ધસારો કરેછે, તેથી ૧૧ મા (શખ્સ સુધી) (તે) આગળ દોડેછે, (પણ માત્ર) ૧૦ મા (શખ્સ) ને (ઇઆને માત્ર દશ જણને) પતરીત કરેછે. પણ અગરજો રથેશ્તાર હોએ, (ઇઆને જો ભર મિજલસમાં પાદશાહ-પેહેલવાન મરી જાએ) તો, કારણ કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત! તે દરૂજ નસુશ ધસારો કરેછે, તેથી ૧૦ મા (શખ્સ સુધી) (તે) આગળ દોડેછે, (પણ માત્ર) ૯ મા (શખ્સ) ને (ઇઆને માત્ર ૯ જણને) પતરીત કરેછે. પણ અગરજો (દેશની) આબાદી કરનાર ખેડુત હોએ, (ઇઆને જો ભર મિજલસમાં કોઈ ખેડુત મરી જાએ) તો, કારણ કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત! તે દરૂજ નસુશ ધસારો કરેછે, તેથી ૯ મા (શખ્સ સુધી) (તે) આગળ દોડેછે, (પણ માત્ર) ૮ મા (શખ્સ) ને (ઇઆને માત્ર ૮ જણને) પતરીત કરેછે.

૨૯. પણ અગરજો પશુની પાસબાની કરનાર કુતરો હોએ, (ઇઆને પશુની પાસબાની કરનાર કુતરો મરી જાએ) તો, કારણકે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત!

---

* જુઓ ૩ જી પરગરદના ૨૧ મા ફકરાના તરજુમાની નીચે આપેલો ખોલાસો તથા તેની નોટ.

તે દરૂજ નસુશ ધસારો કરેછે, તેથી ૮ મા ( શખ્સ સુધી ) ( તે ) આગળ દોડેછે, ( પણ માત્ર ) ૭ મા ( શખ્સ ) ને ( ઈઆને માત્ર ૭ જણને ) પતરીત કરેછે.

પણ અગરજો મોહોલ્લાની પાસબાની કરનાર કુતરો હોએ, (ઈઆને મોહોલ્લાની પાસબાની કરનાર કુતરો મરી જાએ ) તો, કારણકે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત! તે દરૂજ નસુશ ધસારો કરેછે, તેથી ૭ મા ( શખ્સ સુધી ) ( તે ) આગળ દોડેછે, ( પણ માત્ર ) ૬ ઠા ( શખ્સ ) ને ( ઈઆને માત્ર ૬ જણને ) પતરીત કરેછે.

૩૦. પણ અગરજો મુરદાર ખાનાર કુતરો* હોએ, ( ઈઆને મુરદાર ખાનાર કુતરો મરી જાએ ) તો, કારણકે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! તે દરૂજ નસુશ ધસારો કરેછે, તેથી ૬ ઠા ( શખ્સ સુધી ) ( તે) આગળ દોડેછે, ( પણ માત્ર ) પાંચમા ( શખ્સ ) ને ( ઈઆને માત્ર પાંચ જણને ) પતરીત કરેછે. પણ અગરજો કોઈ નાધલો કુતરો હોએ, (ઈઆને નાધલો કુતરો મરી જાએ) તો, કારણકે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! તે દરૂજ નસુશ ધસારો કરેછે, તેથી પાંચમા (શખ્સ સુધી) ( તે ) આગળ દોડેછે,(પણ માત્ર) ૪ થા (શખ્સ)ને (ઈઆને માત્ર ૪ જણને) પતરીત કરેછે.

૩૧. પણ અગરજો માત્ર પાંચ સાત દાહાડાનો કુતરો હોએ, ( ઈઆને તે મરી જાએ) તો, કારણ કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! તે દરૂજ નસુશ ધસારો કરેછે, તેથી ૪ થા ( શખ્સ સુધી ) ( તે ) આગળ દોડેછે, ( પણ માત્ર ) ૩ જા ( શખ્સ ) ને ( ઈઆને માત્ર ૩ જણને ) પતરીત કરેછે. અગરજો જઝુ† ( નામનો ) કુતરો હોએ, ( ઈઆને જઝુ નામનો કુતરો મરી જાએ ) તો, કારણ કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! તે દરૂજ નસુશ ધસારો કરેછે, તેથી ત્રીજા ( શખ્સ સુધી ) ( તે ) આગળ દોડેછે, (પણ માત્ર) બિજા (શખ્સ)ને (ઈઆને માત્ર બે જણને) પતરીત કરેછે.

૩૨. અગરજો અઇવિઝુ‡ ( નામનો ) કુતરો હોએ, (ઈઆને અઈવિઝુ નામનો કુતરો મરી જાએ) તો, કારણ કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! તે દરૂજ નસુશ ધસારો કરેછે, તેથી બિજા ( શખ્સ સુધી ) ( તે ) આગળ દોડેછે, (પણ માત્ર ) પેહેલા ( શખ્સ ) ને ( ઈઆને માત્ર એકજ જણને ) પતરીત કરેછે.

પણ અગરજો વીઝુ§ ( નામનો ) કુતરો હોએ, (ઈઆને વીઝુ નામનો કુતરો

---

* સ્પા. વોહુનજગો નો અસલ અર્થ "લોહીની તલબને માટે દોડનારો કુતરો." કરીને થાએછે.

† નોલિયો ( સાધારણ અર્થ ).

‡ સીસોલીઉં, સાહુડી ( સાધારણ અર્થ ); તરતનો જનમેલો કુતરો ( ડાકટર સ્પીગલ ).

§ ડાક્ટર હારલે 'જઝુ, અઈવિઝુ, વીઝુ,' એ બોલોને ધાતુ 'ઝુ'=સંસ્કૃત હુ=આવાજ કાહાડવો ઉપરથી લઇને 'જઝુ' એટલે ભોંસતું કુતરાનું બચ્ચું; 'અઈવિઝુ' એટલે ભોંસવાને શરૂ કરતું કુતરાંનું બચ્ચું; અને 'વીઝુ' ઈઆને નહી ભોસતું કુરકુરિયું—એ પ્રમાણે અર્થ કરેછે.

મરી જાએ )તો, કારણ કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! તે દરૂજ નસુશ ધસારો કરેછે તેથી પેહેલ્લા (શખ્સ સુધી) ( તે ) આગળ દોડેછે, (તથા) પેહેલ્લા (શખ્સ) ને (ઈઆને માત્ર એકજ જણને ) પતરીત કરેછે.

૩૩. અએ દાદાર! પણ અગરજો ઉરૂપિ* ( નામનો ) કુતરો હોએ, ( ઈઆને ઉરૂપિ નામનો કુતરો મરી જાએ ) તો, તે ઉરૂપી ( નામનો ) કુતરો પેદાએશોમાંની સપેનામીનોની (પેદાએશ) ના કેટલાંને હમરીત કરેછે (તથા) કેટલાંને પતરીત કરેછે ?

૩૪. ત્યારે હોરમજ્દે કહ્યું કે ઉરૂપી ( નામનો ) કુતરો પેદાએશોમાંની સપેનામીનોની ( પેદાએશ ) ના ( કોઈને ) હમરીત કરતો નથી ( તથા ) પતરીત કરતો નથી; જે શખ્સ તે ( કુતરા ) ને મારેછે તથા ઠાર કરેછે તે સિવાય ( બિજા કોઈને હમરીત અથવા પતરીત નથી કરતો ).†

૩૫. અએ દાદાર ! પણ અગરજો કોઈ બે પગવાળો સાંપની ખસલતનો દરવંદ તેમજ નાપાક આરમોગ હોએ, ( ઈઆને જો ભર મિજલસમાં કોઈ સાંપની ખસલતનો નાપાક માણસ મરી જાએ ) તો, પેદાએશોમાંની સપેનામીનોની ( પેદાએશ ) ના કેટલાંને ( તે ) હમરીત કરેછે ( અને ) કેટલાંને પતરીત કરેછે ?

૩૬. ત્યારે હોરમજદે કહ્યું કે એક દેડકો‡ ( જેને ) મરી ગયાને એક વરસથી વધારે થવાથી, ( તેનું ) જેહેર સુકઈ ગએલું ( હોએ ) તેની માફક ( તે નાપાક દરવંદને સમજવો ); કારણ કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! ( તે ) બે પગવાળો સાંપની ખસલતનો દરવંદ તેમજ નાપાક આરમોગ જીવતાં જીવત પેદાએશોમાંની સપેનામીનોની ( પેદાએશને ) હમરીત કરેછે ( તથા ) જીવતાં જીવત પતરીત કરેછે.

૩૭. ( તે નાપાક માણસ ) જીવતાં જીવત પાણીને ખરાબ કરેછે; જીવતાં જીવત આતશને બુજાવી નાખેછે; જીવતાં જીવત ગાએ ઢોરને ચોરી લઈ જાએછે; જીવતાં જીવત અશો માણસને બેશુદ્ધ થઈ જાએ ( તથા ) જાન જતો રેહે તેવો ફટકો મારેછે; ( પણ જ્યારે તે ) મરી ગએલો ( હોએછે ત્યારે તે ) એ પ્રમાણે નથી.

**ખોલાસો:**—(તે નાપાક સાંપની ખસલતનો માણસ મુવા પછી સપેનામીનોની કોઈબી પેદાએશને ખરાબ કરી શકતો નથી.)

૩૮. કારણ કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! (તે) બે પગવાળો સાંપની ખં-

---

* કોહોલું ( સાધારણ અર્થ ).

† એ ફકરાની આખેરી **આદિમ્ આહિશ-હખ્તિ યવએચ યવએતાતએચ** એ પ્રમાણે બોલો આવેલાછે; એ બોલો ડાક્ટર સ્પીગલના વંદીદાદમાં નથી. એ બોલોનો તરજુમો નીચે મુજબ થઈ શકે:—હમેશને હમેશ સુધી તેને છાંટવાએ કરીને અથવા રીમન કરવાએ કરીને. તે માણસને હમેશને હમેશ સુધી રીમની વલગી રેહેછે ( દારમેસ્તેતે તથા હારલે ).

‡ '**વજધ**' નો અર્થ સોસવાટ તથા જેહેરી ગરોલી પણ કરવામાં આવ્યોછે. વિંછુ ( હારલે ).

સલતનો દરવંદ તેમજ નાપાક આશ્મોગ જીવતાં જીવત અશો માણસનો પુશ્કળ ખોરાક તથા (તેનાં) કપડાં તથા (તેની) લાકડાંની બનાવેલી ચીજો તથા નમદો (અથવા તેનું બિછાનું) તથા (તેની) લોહોડાંની વસ્તુ છિનવી લેછે, (પણ જયારે તે) મરી ગએલો (હોએછે ત્યારે તે) એ પ્રમાણે નથી.

ખોલાસોઃ—(નાપાક આશ્મોગ મુવા પછી અશો માણસને તથા દાદાર હોરમજદની ભલી પેદાએશને કોઈબી રીતે ઈજા પોંહોંચાડી શકતો નથી.)

ખોલાસોઃ—(ફકરા ૨૮–૩૮:— એ ફકરાઓનો અર્થ તપાસતાં આપણને એવું જણાએછે કે, જે માણસ જીવતાં જીવત ઘણોજ પાક, જરતોશ્તી દીનના કાએદા પ્રમાણે બરાબર ચાલનાર તથા નેક જીંદગી ગુજારનાર હોએ, તેની ઉપર તેના મુવા પછી દરૂજ નસુશનો ગલબો વધારે જોસથી થાએછે; અને તેથી ઉતરતી નેક જીંદગી ગુજારનાર શખ્સ ઉપર તેના મુવા પછી દરૂજ નસુશનો ગલબો તેથી ઉતરતો હોએછે. એ પ્રમાણે નીચે ઉતરતાં જે માણસ જીવતાં જીવત ઘણોજ નાપાક, સારા માણસને વગર સબબે દુઃખ પોંહોંચાડનાર તથા હોરમજદની અશો પેદાએશને નાશ કરનાર હોએ, તેના મુવા પછી દરૂજ નસુશ તેની ઉપર મુતલક ગલબો કરતો નથી; એનો સબબ એકે જે માણસ ખરાબ રીતે પોતાની જીંદગી ગુજારેછે તે મુવા પછી દોજખી થાએછે, તેથી દરૂજ નસુશ તેની ઉપર દોડતો નથી, કારણ કે તે જાણેછે કે તે શખ્સ તેની સંક્માં આવવાનોજ છે.)

૩૯. હાડમંડ મુલુકોના અએ અશો પેદા કરનાર! આએ હાડમંદ દુનિયાંમાં કોઈ ઘેરમાં, અએ અશો હોરમજદ! હમે આતશ, બરસમ, તશ્ત, હોમ* તથા હાવનીમ લાવીએ, (અને) ત્યારપછી તે ઘેરમાં જો કોઈ કુતરો અથવા માણસ મરી જાએતો, આએ કે જે માજદયસ્નો તેઓ કેમ કરે?

ખોલાસોઃ—(એ ફકરામાં એવો સવાલ પુછવામાં આવ્યોછે કે, જે મુકામમાં યોજદાથ્રેગરી ઈઆને જરતોશ્તી ધરમની ક્રિયાનું કામ ચાલતું હોએ, ત્યાંહાં જો કોઈ માણસ અથવા કુતરો મરી જાએતો, તે ક્રિયાના આલાતો ત્યાંહાં રાખવાં કે નહી, તથા તેવી વખતે ક્રિયાનું કામ તે જગોએ ચલાવવું કે મોકુફ રાખવું. એનો જવાબ એની પછીના ફકરાઓમાં આપેલોછે.)

૪૦. ત્યારે હોરમજદે કહ્યું કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત! તે ઘેરમાંથી આતશને, બરસમને, તશ્તને, હોમને તથા હાવનીમને તેઓ બાહાર કાહાડી નાખે;

---

* બરસમ તથા હોમના ખોલાસા બાબે જુઓ મારી ખોરદેહ અવસ્તા બા માએની, સફે ૪૪ મો. તશ્ત ઈઆને યોજદાથ્રેગરીના કામમાં વપરાતી રકાબી.

(એટલે કે તે જગાએથી બિજા મુકામમાં લઈ જાએ), (અને ત્યારપછી) તે મુવેલાં (માણસ) ને બાહાર કાહાડે; (અને) જે પ્રમાણે એક દીનદાર માણસ દીનના ફરમાન મુજબ (મુવેલાં માણસની ઘટતી ક્રિયા કરીને તે મુવેલાંને) (તેની અવલમંજલ જગાએ) લઈ જાએછે, તથા (દીનની શરિયત પ્રમાણે તેને) (કાલબુદ ખાનારા પક્ષિઓ પાસે) ખવરાવી દેછે તેમ (તે મુવેલાં માણસને કરે).

૪૧. અએ દાદાર! (ઉપર જણાવ્યા મુજબના) તે ઘેરમાં કે જ્યાંહાં તે માણસ મરી ગયો હોએ (ત્યાંહાં), તે માજ્દયસ્નો તે આતશ પાછો ક્યારે લાવે?

ખોલાસો:—(તે ઇજ્શ્નેગાહમાં ક્રિયાના આલાતો પાછાં ક્યારે લાવે, કે જેથી કરીને અગાઉની માફક ત્યાંહાં યોજ્દાથ્રેગરીનું કામ પાછું ચાલુ થાએ.)

૪૨. ત્યારે હોરમજ્દે કહ્યું કે તે માજ્દયસ્નો શિયાળામાં દિવસ સુધાંની ૯ રાત થોભે, પણ ઉનાળામાં એક મહિનાની દરાજી સુધી (થોભે); ત્યારપછી તે માજ્દયસ્નો તે ઘેર કે જેમાં તે માણસ મરી ગયું હોએ તેમાં તે આતશ પાછો લાવે.*

ખોલાસો:—(૪૦-૪૨ મા ફકરાઓની મતલબ એકે જે મુકામમાં યોજ્દાથ્રેગરી ઇઆને જરતોશ્તી ધરમની ક્રિયાનું કામ ચાલતું હોએ, ત્યાંહાં જો કોઈ માણસ અથવા કુતરો મરી જાએતો, પેહેલ વેહેલાં તે મુકામમાંથી ક્રિયાના તમામ આલાતો બાહાર લાવવાં, ત્યારપછી તે મુવેલાં માણસને તે જગોએથી બાહાર કાહાડીને, દીનના ફરમાન મુજબ તેની ઘટતી ક્રિયા કરીને તે મુવેલાંને અવલમંજલ પોંહોંચાડવું. હવે અગરજો તે માણસ શિયાળામાં મરી ગયું હોએતો ૯ દાહાડા પછી, અને જો ઉનાળામાં મરી ગયું હોએતો એક માહિનો થયા પછી, ક્રિયાના બધાં આલાતો તે મુકામમાં પાછા લાવીને અગાઉની માફક ક્રિયાનું કામ જારી કરવું.)

૪૩. અએ દાદાર! જે (યોજ્દાથ્રેગરીવાળા) મુકામમાં તે માણસ ગુજરી ગયું હોએ (ત્યાંહાં), જો તે માજ્દયસ્નો (શિયાળામાં) દિવસ સુધાંની ૯ રાતની અંદર (ઇઆને ૯ રાત થયાની આગમચ), (તથા) (ઉનાળામાં) એક મહિનાની દરાજીની અંદર (ઇઆને એક મહિનો થયાની આગમચ), તે આતશને પાછો લાવેતો તેને વાસ્તે શું શિક્ષા છે?

૪૪. ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના ગુનેહગાર તનને માટે (તે શખ્સે) ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૨૦૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહા-

* શિયાળામાં મુરદાં જલદીથી કોહોતાં નથી; ઉનાળામાં જલદીથી કોહેછે અને તેનો બદબો પંથરાએછે; એટલા માટે જે જગા શિયાળાના દશ દાહાડામાં પાક થઈ જાએછે, તેને ઉનાળામાં પાક થતાં એક મહિનો લાગેછે.

ડાકટર ખ૦ ફ૦ ખોરી.

ડવાં જોઇએ, (તથા) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૨૦૦ (નુકસાનકારક જાનવરોને) (તે શખ્સે) હાંકી કાહાડવાં જોઇએ.

૪૫. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! અગરજો આએ માજદયસ્નીના ઘેરમાં કોઈ બાઈડી હમેલદાર હોએ, (અને તેણીના પેટમાં) એક મહિનાનું, અથવા બે મહિનાનું, અથવા ત્રણ મહિનાનું, અથવા ચાર મહિનાનું, અથવા પાંચ મહિનાનું, અથવા છ મહિનાનું, અથવા સાત મહિનાનું, અથવા આઠ મહિનાનું, અથવા નવ મહિનાનું, અથવા દશ મહિનાનું (બચ્ચું હોએ), ત્યારે (જો) તે બાઈડી મુવેલું છોકરૂં જનેતો, આએ કે જેઓ માજદયસ્નો તેઓ શું કરે?

૪૬. ત્યારે હોરમજદે કહ્યું કે તે માજદયસ્નીના ઘેરમાં ઘણીજ પાક તથા ઘણીજ સુકી જમીન; કે જ્યાંહાં પશુઓ તથા ઢોરો ઘણાંજ થોડાં તે રસ્તે આવજાવ કરે, તથા હોરમજદનો આતશ તથા અશોઇથી પાંથરેલી (અથવા બાંધેલી?) બરસમ * તથા અશો માણસ (તે જગોએ ઘણોજ થોડા આવજાવ કરે) (ત્યાંહાં તે મુવેલું છોકરૂં જનનારી બાઈડીનું મુકામ કરે).†

૪૭. અએ દાદાર! આતશથી કેટલી દૂર, પાણીથી કેટલી દૂર, પાંથરેલી (અથવા બાંધેલી?) બરસમથી કેટલી દૂર (તથા) અશો નરથી કેટલી દૂર (મુવેલું છોકરૂં જનનારી બાઈડીની જગા હોવી જોઇએ)?

૪૮. ત્યારે હોરમજદે કહ્યું કે ૩૦ કદમ આતશથી, ૩૦ કદમ પાણીથી, ૩૦ કદમ પાંથરેલી (અથવા બાંધેલી?) બરસમથી, (અને) ત્રણ કદમ અશો નરથી દૂર (મુવેલું છોકરૂં જનનારી બાઈડીની જગા હોવી જોઇએ).

૪૯. (ત્યારપછી) ત્યાંહાં તે માજદયસ્નો તે (મુવેલું છોકરૂં જનનારી બાઈડી) ને માટે તેજગાએ એક આસપાસથી ઘેરી લીધેલી જગા બાંધે; ત્યારપછી તે માજદયસ્નો ખોરાકને માટે મુકરર કરે; ત્યારપછી તે માજદયસ્નો કપડાંને માટે મુકરર કરે.

**ખોલાસો:**—(મુવેલું છોકરૂં જનનારી ઓરતે પોતાના હાતે ખોરાક તથા વસ્ત્ર નહી લેવાં, પણ તેણીની આસપાસના સમજુ શખ્સોએ તે બાબે ગોઠવણ કરવી.)

---

* બરાબર ગોઠવેલી બરસમ (હાઉગ); બરસમના પાક કીધેલાં–ઈજાએલાં બનદલ (દારમેસ્તેતે); પવિત્ર ક્રિયા પ્રમાણે જુદી કીધેલી બરસમ (હારલે).

† મુવેલું બચ્ચું જનનારી ઓરતને એક નસેસાલારના જેવી ગણવામાં આવીછે, કેમકે તેણીએ થોડી મુદત સુધી મુવેલાં બચ્ચાંને પોતાની સાથે રાખ્યું. એવી વેળા તેણીને તાવ આવેછે તથા બિજા રોગો ઉત્પન્ન થાએછે, અને તાવ કોઈ વેળા એક હમેલવાળી ઓરતથી બિજીને ઉડેછે, એટલા માટે એવી ઓરતને એક હેલાએદી જગા ઉપર લઈ જઈને તેનો ઉપાય કરવાને ફરમાવ્યુંછે.

ડાકટર ખ૦ ફ૦ ખોરી.

૫૦. અએ દાદાર! ખોરાકોમાંનો કીયો (ખોરાક) તે બાઈડી પેહેલ્લાં ખાએ?

૫૧. ત્યારે હોરમજ્દે કહ્યું કે રાખને બલદના નીરંગની સાથે (ભેળેલાંના) ત્રણ અથવાતો છ અથવાતો નવ ટીપાં, (તે) મુવેલું છોકરૂં જનનારી બાઈડીના ગર્ભસ્થાનના અંદરના ભાગના તે દખ્મામાં* છાંટે.†

૫૨. ત્યારપછી (તે મુવેલું છોકરૂં જનનારી બાઈડી) ઘોડીનું, ગાએનું, મેંઢીનું તથા બકરીનું તાજું દોહેલું દુધ (પીએ); (તથા) મ્હોટો મેવો અને નાધલો મેવો‡ (ખાએ); (તથા) પાણી વગર સ્વાદદાર કીધેલું ગોશ્ત તથા પાણી વગર (રાંધેલો) અનાજનો ખોરાક (ખાએ), તથા પાણી વગર (બનાવેલો) દારૂ§ (પીએ).

૫૩. અએ દાદાર! (તે મુવેલું છોકરૂં જનનારી ઓરત) ગોશ્ત, અનાજ ખાએ તથા દારૂ પીએ તેને માટે કેટલો વખત થોભે (તથા) કેટલો વખત ખોટી રેહે?

૫૪. ત્યારે હોરમજ્દે કેહ્યું કે (તે મુવેલું છોકરૂં જનનારી ઓરત) ગોશ્ત, અનાજ ખાએ તથા દારૂ પીએ તેને માટે દિવસ સુધાંની ત્રણ રાત (ઇઆને આખા ત્રણ દાહાડા) થોભે તથા દિવસ સુધાંની ત્રણ રાત ખોટી રેહે. દિવસ સુધાંની ત્રણ રાત થયા પછી, વસ્ત્ર કાહાડી નાખીને (તે ઓરત) ૯ ખાડા ઉપર બલદના નીરંગથી તથા પાણીથી (પોતાના) તનને ઉંચે વેરથી ધોએ. એ પ્રમાણે (તે ઓરત) પાક થાએ.

ખોલાસો:—(૫૦ મા ફકરામાં એવો સવાલ પુછવામાં આવ્યોછે કે, મુવેલું છોકરૂં જનનારી બાઇડી શું ખોરાક ખાએ? તેના જવાબમાં ૫૨ મા ફકરામાં જણાવેછે કે તાજું દુધ, ગોશ્ત, અનાજ તથા દારૂનો ખોરાક લે. ત્યાર પછી જણાવેછે કે એ બધો ખોરાક તે બાઈડી છોકરૂં જન્યા પછી પેહેલ્લે દાહાડેથી નહી લે, પણ ત્રણ દાહાડા પછી લે; પેહેલ્લા ત્રણ દાહાડા સુધીતો દુધનોજ ખોરાક લેવો).‖

* મુવેલું છોકરૂં જનનારી બાઈડીના ગર્ભસ્થાનના અંદરના ભાગને દખ્મુ ઇઆને ધોર કહેલીછે તેનો સબબ એવો દીસેછે કે, મુવેલુ બચ્ચું તે બાઈડીના ગર્ભસ્થાનમાં બંધીઆર રેહ્યાથી તેણીનું ગર્ભસ્થાન ગોયા તે મુવેલાં બચ્ચાંની ધોર થઈ, એટલા માટે તે ગર્ભસ્થાનને પાક કરવાને ફરમાવેલુંછે.

† ગાએ-બલદના નીરંગમાં "કારબોલીક આસીડ" આવેછે. એ "આસીડ" સઘલી જાતની ગલીચીને દૂર કરવા તથા દફે કરવાને કામે લાગેછે. રાખમાં તરેહવાર જાતના ખાર આવેછે તેમાં મૂખ્ય "કારબોનેટ આફ પોટાશ" આવેછે. એ ખાર સાથે નીરંગની "કારબોલીક આસીડ" મળી જાએછે, અને તેથી તેનું કૌવત નરમ પડેછે, એ "આસીડ" રાખ સાથે મેળવીને ગર્ભસ્થાનમાં છાંટવાને માટે ફરમાવેછે. મુવેલું છોકરૂં જન્યા પછી ગર્ભસ્થાનના ભાગોને એ દવાથી સાફ કરવામાં આજે પણ ડાક્ટરો કામે લગાડેછે. ડાક્ટર ખ૦ ફ૦ ખોરી.

‡ **હાંમ-વઓઈરિનાંમ ઉસ્-વઓઈરિનાંમ**-એ બોલોનો ચોકસ અર્થ ઠર્યો નથી; છાલસાથનો તથા વગર છાલનો મેવો (હાઉગ); જુદી જુદી જાતનો મેવો (હારલે).

§ ડાક્ટર હાઉગ તથા પ્રોફેસર હારલે એઓએ "મધુ" નો અર્થ "મધ" કીધોછે.

‖ દુધનો ખોરાક આજારી માણસને ઘણો કૌવતદાર છે. ભુજેલું ગોશ્ત, અનાજ અને દુધમાં પ-

૫૫. અએ દાદાર ! ( તે મુવેલું છોકરૂં જનનારી બાઈડી ) ( ઉપર જણાવ્યા મુજબ ) દિવસ સુધાંની ત્રણ રાત ( થોભ્યા ) પછી, ( હર કોઈબી ) જગાને અડકે, ખોરાકને અડકે, વસ્ત્રને અડકે ( તથા ) બિજા માજદયસ્નોને અડકે ( તેને માટે ), ( બિજે ) કેટલોવાર ખોટી રેહે ( તથા ) કેટલોવાર થોભે ?

૫૬. ત્યારે હોરમજદે કહ્યું કે ( તે મુવેલું છોકરૂં જનનારી બાઈડી ) ( કોઈબી ) જગાને અડકે, ખોરાકને અડકે, વસ્ત્રને અડકે ( તથા ) બિજા માજદયસ્નોને અડકે ( તેને માટે ), દિવસ સુધાંની ત્રણ રાત થયા પછી, દિવસ સુધાંની ( બીજી ) ૯ રાત ( પેલી ઓરતે ) ખોટી રેહેવું ( તથા ) થોભવું. દિવસ સુધાંની ૯ રાત થયા પછી, (તે બાઈડી) વસ્ત્ર કાહાડી નાખીને બલદના નીરંગથી તથા પાણીથી ( પોતાના) તનનેં ઉંચેવેરથી ધોએ; એમ ( કીધાથી ) ( તે બાઈડી ) પાક થએલી ગણાએ.*

૫૭. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર ! ( તે મુવેલું છોકરૂં જનનારી બાઈડીના ) તે કપડાં પાક કીધા પછી,(તથા) ધોયાપછી જોતીને માટે, અથવા હાવનાનને માટે, અથવા આતરવક્ષિને માટે, અથવા ફ્રબરેતરને માટે, અથવા આબેરેતને માટે, અથવા આસ્નાતરનેમાટે, અથવા રએથ્વિશ્કરનેમાટે, અથવા સ્રઓષાવરેજને માટે, અથવા આથ્રવનને માટે,† અથવા રથએશ્તાર ( ઈઆને પાદશાહ-પેહેલવાન ) ને માટે, અથવા તો (દેશની) આબાદી કરનાર ખેડુતને માટે શું કામમાં આવે ?

---

કાવેલો ખોરાક તથા ચોખો દારૂ એ, પાણીમાં પકાવેલા ગોસ્ત, અનાજ તથા દારૂ કરતાં ઘણો વધારે કૌવતદાર હોએછે. પણ પાણીની તદ્દન મનાઈ કીધી નહી, કેમકે દુધમાં પોતામાં પુશ્કળ પાણીનો ભાગ આવેછે. પાણીને બદલે દુધજ માત્ર પીવાનું ફરમાવ્યું હોએ એવું લાગેછે.

ડાકટર. ખ૦ ફ૦ ખોરી.

* ૫૪—૫૬ મા ફકરાઃ—એ ઉપરથી માલુમ પડેછે કે મુવેલું છોકરૂં જનનારી બાઈડી પોતાની આસપાસની ચીજોને અડકે, તેની આગમચ તેણીએ આખા ૧૨ દાહાડા હેલાએદુ રેહેવું.

† આએ ફકરામાં મોબેદી કરનાર હેરબદના જુદાજુદા પંથોના નામ આવેલાંછે, તેની સમજ નીચે મુજબ જાણવીઃ—જઓતા=જોતી, ક્રિયાકરનાર; હાવનાન=હોમને છુંદીને ગાલનાર તથા હોમને લગતી ક્રિયા કરનાર; આતરવક્ષ=આતરવક્ષી જેનું કામ આતશને રોશણ રાખવાનું હોએછે; ફ્રબરેતર=ક્રિયાના આલાતો તથા તેને લગતી બિજી ચીજો લઈજનાર–લાવનાર; આબેરેત=નાહાન નહવારવાને માટે અથવા ક્રિયાના કામોને માટે ચોખું પાણી લાવનાર–લઈ જનાર; આસ્નાતર=નાહાન નહવારનાર, તથા ક્રિયાના આલાતોને ધોઈને પાક કરનાર; રએથ્વિશ્કર=ક્રિયાના તમામ આલાતો તથા ચીજોને તેઓની ઘટતી જગોએ ગોઠવનાર, રાસ્પી; સ્રઓષાવરેજ=દોષશ્રવનગુરૂ; તાબેદારી અમલમાં લાવનાર અધિકારી. ક્રિયા થતી હોએ તે વખતે દેવદરૂજોને દૂર કરવાસારૂ હાતમાં હથિયાર રાખનાર ( પ્રોફેસર હારલે ); આથ્રવન=આતશની પાસબાની–જાલવણી કરનાર. પાછલથી આથ્રવન બોલ સાધારણ રીતે મોબેદના તમામ પંથને લાગુ પાડવામાં આવ્યો. હાલમાં મોબેદોના ઉપર જણાવેલાં બધાં કામો જોતી અને રાસ્પી બજાવેછે.

૫૮. ત્યારે હોરમજ્દે કહ્યું કે (તે મુવેલું છોકરૂં જનનારી બાઈડીના) તે કપડાં પ-વિત્ર કીધા પછી (તથા) ધોયા પછી (બી), જોતી અથવા હાવનાન, અથવા આતરવક્ષિ, અથવા ફ્રબરેતર, અથવા આબેરેત, અથવા આસ્નાતર, અથવા રએથ્વિશ્કર, અથવા સ્રઓષાવરેજ, અથવા આથ્રવન, અથવા રથએશ્તાર (ઇઓને પાદશાહ—પેહેલવાન), અથવા તો (દેશની) આબાદી કરનાર ખેડુત (એઓને માટે) વપરાસમાં લેવાએ નહી.

ખોલાસોઃ—(એ ફકરાની મતલબ એકે મુવેલું છોકરૂં જનનારી બાઈડીના ક-પડાં ધોયા પછી તથા સાફ કીધા પછી બી, જરતોશ્તી ધરમને લગતી કોઇબી ક્રિયા કરનાર શખ્સને માટે (જેવાકે જોતી, આતરવક્ષિ, આથ્રવન, નાહાન નહવારનાર ઇત્યાદિને માટે), તથા ખેતી કરનારને માટે કામમાં આવી શકે નહી. એ શખ્સોએ તે કપડાંને પોતાના કોઇબી ઉપયોગમાં લાવવાં નહી, પણ તે ધોએલાં તથા સાફ કી-ધેલાં કપડાંનું શું કરવું તે વિશે નીચેના ફકરામાં જણાવેછે.)

૫૯. અગરજો આએ માજ્દયસ્નીના ઘેરમાં કોઈ ઓરત દસ્તાનવાળી હોએ, અથવા (કોઇને) ઘા લાગેલો (હોએ), (અથવા) (કાંઈ) વાગેલું (હોએ), (અથવા) ખરડાએલી જગા (હોએ), ત્યાંહાં બિછાના તથા ચાદર તરીકે તેઓ પાંથરે.

ખોલાસોઃ—(તે મુવેલું છોકરૂં જનનારી બાઈડીનાં કપડાં ધોયા પછી તથા સાફ કીધા પછી, જો અગત પડેતો દસ્તાનવાળી ઓરતના કામમાં આવે, અથવાતો જખમી થએલા માણસને તેનું લોહી, પરૂ ઇત્યાદિ લુછવાને માટે માત્ર કામમાં આવે; એ સિવાય બિજાં કોઈબી ઉપયોગમાં આવી શકે નહી.)

જ્યાંહાંસુધી કે (તે દસ્તાનવાળી ઓરત અથવા તે જખમી થએલો શખ્સ) દુઆમાં (પોતાના) હાત બાહાર કાહાડે.

ખોલાસોઃ—(જ્યાંહાંસુધી તે ઓરત દસ્તાનથી ફારેગ થઈ, ખોદાની બંદગી કરી પોતાના ઘર બારના કામમાં મશગુલ થાએ, અથવા તે જખમી થએલા મા-ણસનો જખમ રૂજ આવ્યાથી, શોકર ગુજારીને માટે ખોદાતાલાની બંદગી કરી, પો-તાના ધંધા રોજગારમાં પાછો કામે લાગે.)

૬૦. કારણ કે હોરમજ્દ કપડાંને લગતી કીમતની ચીજોમાંની (કોઈબી ચીજને) રદ કરવાને આપતો નથી; અસ્પેરેનના જેટલીબી મ્હોટી નહી, (અથવાતો) અવ-ચિનના જેટલી મ્હોટી નહી, (અથવા તો) ચરખા ઉપર સુતર કાંતનારી છોકરી અવિ (માપના) પ્રમાણ જેટલું (સુતર) નાખે (ઇઓને ચરખા ઉપર વીતારે), (તેટલુંબી થોડું કપડું નકામું ગુમાવી દેવાને, અથવા રદ કરવાને હોરમજ્દ આપણને નથી આપતો).

૬૧. અગરજો તે માજ્દયસ્નો તે મુવેલાં (માણસ) ની ઉપર અવિ (માપના)

પ્રમાણ જેટલુંબી નાખે, (અથવાતો) તે ચરખા ઉપર સુતર કાંતનારી છોકરી અવિ (માપના) પ્રમાણ જેટલું (સુતર) નાખે, (ઇઆને ચરખા ઉપર વીતારે) તેટલુંબી (જો) નાખેતો, (તે નાખનાર શખ્સ) જીવતાં જીવત અશો નહી ગણાએ; અને મુવા પછી સઉથી સરસ દુનિયાંનો (ઇઆને બેહેશ્તનો) હિસ્સો લઈ શકતો નથી.

**ખોલાસોઃ**—(મુવેલાંને કાલબુદ ખાનાર પક્ષિઓ પાસે ખવરાવી દેવા માટે પાહાડની ઉંચી જગાએ તેને ખોલ્લું મેલ્યા પછી, તેની ઉપર જે શખ્સ જરાબી કપડું નાખે તો તે નાખનાર મ્હોટો ગુનેહગાર ગણાએછે.)

૬૨. દરવંદોની તે દુનિયાં કે જે અંધારાને લગતી અંધારા તોખમના અંધારાની (છે ત્યાંહાં), (તે મુવેલાંની ઉપર કપડું નાખનાર) જાએછે; (તે માણસનું) પોતાનું કરતુકં (તેના) પોતાંના ખરાબ કામોને લીધે તેને દરવંદની સઉથી ખરાબ દુનિયાંમાં (ઇઆને દોજખમાં) લઈ જાએ.

---

# પરગરદ ૬ ઠી.

૧. આએ જમીન કે જેની ઉપર કુતરા તથા માણસો મરી ગએલાં હોએ તે, કેટલો વખત પછી બિજી રીતની (થાએ)*?

**ખોલાસોઃ**—(જે જમીન ઉપર મુવેલા કુતરા અથવા મુવેલાં માણસો પડેલાં હોએ તે જમીન, કેટલી મુદત પછી અગાઉની માફક વાપરવા લાએક થાએ?)

ત્યારે હોરમજદે કહ્યું કે, અએ અશો જરતોશ્ત! આએ જમીન કે જેની ઉપર કુતરા તથા માણસો મરી ગએલાં હોએ તે, એક વરસની દરાજીએ બિજી રીતની (ઇઆને અગાઉના જેવી વાપરવા લાએક) (થાએ).

૨. ત્યારપછી જે (જમીન) ઉપર કુતરા તથા માણસો મરી ગએલાં હોએ તે જમીનને, માજ્દયસ્નો એક વરસની દરાજીના ભાગની અંદર (ઇઆને એક વરસની મુદતની અંદર) ખેડે નહી, (તથા તેની ઉપર) પાણી નહી સીપે.

ત્યારપછી (ઇઆને એક વરસ પુરૂ થયા પછી) માજ્દયસ્નો ગમેતો તે બિજી રીતની થએલી જમીનને ખેડે (તથા) ગમેતો (તેની ઉપર) પાણી સીપે.

* વંદીદાદમાં સવાલ પુછવાની આગમચ "દાતરે ગએથનાંમ્ અસ્તવઈતિનાંમ્ અષાઉમ્" બોલો આવેછે તેમ આએ ઠેકાણે આવ્યા નથી. એજ પ્રનાણે ૧૨ મી, ૧૩ મી તથા ૧૫ મી પરગરદોની શરૂઆતમાં બી થયુંછે.

૩. જે (જમીન) ઉપર કુતરા તથા માણસો મરી ગએલાં હોએ તે જમીનને, જો માઝ્દયસ્નો એક વરસની દરાજીના ભાગની અંદર (ઇઆને એક વરસની મુદતની અંદર) ખેડે, (તથા) અગરજો (તેની ઉપર) પાણી સીપેતો, તે માઝ્દયસ્નોએ પાણી તથા જમીન તથા ઓરવરોને નસો દાટવાનું કામ કીધેલું કેહેવાએ.*

૪. અએ દાદાર! જે (જમીન) ઉપર કુતરા તથા માણસો મરી ગએલાં હોએ, તે જમીનને એક વરસની દરાજીના ભાગની અંદર (ઇઆને એક વરસની મુદતની અંદર), જો માઝ્દયસ્નો ખેડે (તથા તેની ઉપર) પાણી સીપેતો તેને વાસ્તે શું શિક્ષાછે?

૫. ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના ગુનેહગાર તનને માટે (તે શખ્સે) ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૨૦૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડવાં જોઇએ, (તથા) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૨૦૦ (નુકસાનકારક જાનવરોને) (તે શખ્સે) હાંકી કાહાડવાં જોઇએ.†

૬. અએ દાદાર! અગરજો તે માઝ્દયસ્નો પાણી સીપવાને માટે, તથા ખેતીને માટે, તથા જમીનમાં દાણા વાવવાને માટે, (તે) જમીનને તરાવતવાળી કરવા ચાહેતો આએ કે જેઓ માઝ્દયસ્નો તેઓ શું કરે?

૭. ત્યારે હોરમજ્દે કહ્યું કે તે માઝ્દયસ્નોએ તે જમીનને તે હાડકાંઓથી, બાલથી, નખથી,‡ મૂતરથી, તથા લોહીના વેહેવાથી આસપાસ તપાસવી જોઇએ.

**ખોલાસો:**—(જે જમીન ઉપર ખેતી કરવાની હોએ તેને ઉથલપાથલ કરી બાલ, નખ ઈત્યાદિ જો તેમાં હોએ તો તે કાહાડી નાખીને જમીન સાફ કરવી.)

૮. અએ દાદાર! અગરજો (તે માઝ્દયસ્નો તે જમીનને) તે હાડકાં, બાલ, નખ,‡ મૂતર તથા લોહીના વેહેવાથી આસપાસ નહી તપાસે તો તેને માટે શું શિક્ષા છે?

૯. ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના ગુનેહગાર તનને માટે (તે શખ્સે) ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૨૦૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહા-

---

* ૧—૩ ફકરા:—અગરજો કોઈ જમીન ઉપર મુવેલું માણસ અથવા મુવેલું કુતરૂં દૈવયોગે પડી રેહે, અને તેને ઉંચકી લઈ જવામાં નહી આવ્યું હોએ તો, તે લાશ સુધાંની જમીનને એક વરસની મુદત સુધી ખેતીના કામમાં નહી લાવવી. પણ જો કોઈ ખેતીની જમીન ઉપર મુવેલું માણસ અથવા મુવેલું કુતરૂં પડેલું હોએ, અને ત્યારપછી તે જગોએથી તેને લઈ જવામાં આવેતો, એક વરસ સુધી થોભવાની કાંઈ અગત નથી, ત્યારેતો તે જમીનને એજ પરગરદના ૭ મા ફકરામાં જણાવેછે તેમ, સાફસુફ કરીને ખેતીના કામમાં લાવવી. એક વરસ સુધી ખેતીનું કામ નહી ચલાવાને જે ઉપલું ફરમાન આપેલુંછે, તે મુરદાં સુધાંની જમીનને માટે, ઈઆને જે જમીન ઉપર મુવેલાંની લાશ પડી રહેલી હોએ તેને માટે છે.

† જુઓ ત્રીજી પરગરદના ૩૬ મા ફકરાનો તરજુમો, તેની શરેહ તથા તેની નોટ.

‡ ડાકટર સ્પીગલ. માંસ, ગોશ્ત (પ્રોફેસર હારલે તથા દારમેસ્તેતે).

ડવાં જોઈએ, ( તથા ) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૨૦૦ ( નુકસાનકારક જાનવરોને ) ( તે શખ્સે ) હાંકી કાહાડવાં જોઇએ.

૧૦. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર ! ( અગરજો ) કોઈ શખ્સ હાતની સઉથી નાધલી આંગલીના સઉથી ઉપરના સાંધ જેટલુંબી, મુવેલા કુતરાનું અથવા ( મુવેલાં ) માણસનું હાડકું બારેવાટ કરી નાખે, ( અને ) અગરજો તે ( હાડકાં ) માંથી રસી અથવા ચિકાસનું વેહેવું ઝરકેતો તેને વાસ્તે શું શિક્ષા છે ?

૧૧. ત્યારે હોરમજ્દે કહ્યું કે ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૩૦ ( નુકસાનકારક જાનવરોને ) ( તે ગુનેહગાર શખ્સ ) હાંકી કાહાડે, (તથા) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૩૦ ( નુકસાનકારક જાનવરોને ) હાંકી કાહાડે.

૧૨. અએ દાદાર ! ( અગરજો ) કોઈ શખ્સ હાતની વચલી આંગલીના સઉથી ઉપરના સાંધ જેટલુંબી, મુવેલા કુતરાનું અથવા ( મુવેલાં ) માણસનું હાડકું બારેવાટ કરી નાખે, ( અને ) અગરજો તે ( હાડકાં ) માંથી રસી અથવા ચિકાસનું વેહેવું ઝરકેતો તેને વાસ્તે શું શિક્ષા છે ?

૧૩. ત્યારે હોરમજ્દે કહ્યું કે ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૫૦ ( નુકસાનકારક જાનવરોને ) ( તે ગુનેહગાર શખ્સ ) હાંકી કાહાડે, ( તથા ) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૫૦ ( નુકસાનકારક જાનવરોને ) હાંકી કાહાડે.

૧૪. અએ દાદાર ! ( અગરજો ) કોઈ શખ્સ હાતની સઉથી મ્હોટી આંગલીના સઉથી ઉપરના સાંધ જેટલુંબી, મુવેલા કુતરાનું અથવા ( મુવેલાં ) માણસનું હાડકું બારેવાટ કરી નાખે, ( અને ) અગરજો તે ( હાડકાં ) માંથી રસી અથવા ચિકાસનું વેહેવું ઝરકેતો તેને વાસ્તે શું શિક્ષા છે ?

૧૫. ત્યારે હોરમજ્દે કહ્યું કે ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૭૦ ( નુકસાનકારક જાનવરોને ) ( તે ગુનેહગાર શખ્સ ) હાંકી કાહાડે, ( તથા ) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૭૦ ( નુકસાનકારક જાનવરોને ) હાંકી કાહાડે.

૧૬. અએ દાદાર ! ( અગરજો ) કોઈ શખ્સ હાતના આંગલાં જેટલું મ્હોટું, અથવાતો પાંસલી જેટલું મ્હોટું મુવેલા કુતરાનું અથવા ( મુવેલાં ) માણસનું હાડકું બારેવાટ કરી નાખે, ( અને ) અગરજો તે ( હાડકાં ) માંથી રસી અથવાતો ચિકાસનું વેહેવું ઝરકેતો તેને વાસ્તે શું શિક્ષા છે ?

૧૭. ત્યારે હોરમજ્દે કહ્યું કે ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૯૦ ( નુકસાનકારક જાનવરોને ) ( તે ગુનેહગાર શખ્સ ) હાંકી કાહાડે, ( તથા ) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૯૦ ( નુકસાનકારક જાનવરોને ) હાંકી કાહાડે.

૧૮. અએ દાદાર! (અગરજો) કોઈ શખ્સ હાતના બે આંગલાં જેટલું મ્હોટું અથવા બે પાંસલી જેટલું મ્હોટું મુવેલા કુતરાનું અથવા (મુવેલાં) માણસનું હાડકું બારેવાટ કરી નાખે, (અને) અગરજો તે (હાડકાં) માંથી રસી અથવાતો ચિકાસનું વેહેવું ઝરફેતો તેને વાસ્તે શું શિક્ષા છે?

૧૯. ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના ગુનેહગાર તનને માટે (તે શખ્સે) ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૨૦૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડવાં જોઇએ, (તથા) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૨૦૦ (નુકસાનકારક જાનવરોને) (તે શખ્સે) હાંકી કાહાડવાં જોઇએ.

૨૦. અએ દાદાર! (અગરજો) કોઈ શખ્સ બાજુના જેટલું મ્હોટું, અથવાતો થાપા જેટલું મ્હોટું મુવેલા કુતરાનું અથવા (મુવેલાં) માણસનું હાડકું બારેવાટ કરી નાખે, (અને) અગરજો તે (હાડકાં) માંથી રસી અથવાતો ચિકાસનું વેહેવું ઝરફેતો તેને વાસ્તે શું શિક્ષા છે.?

૨૧. ત્યારે હોરમજ્દે કહ્યું કે ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૪૦૦ (નુકસાનકારક જાનવરોને) (તે ગુનેહગાર શખ્સ) હાંકી કાહાડે, (તથા) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૪૦૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડે.

૨૨. અએ દાદાર! (અગરજો) કોઈ શખ્સ માણસના માથાં જેટલુંબી મુવેલા કુતરાનું અથવા (મુવેલાં) માણસનું હાડકું બારેવાટ કરી નાખે, (અને) અગરજો તે (હાડકાં) માંથી રસી અથવાતો ચિકાસનું વેહેવું ઝરફેતો તેને વાસ્તે શું શિક્ષાછે?

૨૩. ત્યારે હોરમજ્દે કહ્યું કે ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૬૦૦ (નુકસાનકારક જાનવરોને) (તે ગુનેહગાર શખ્સ) હાંકી કાહાડે, (તથા) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૬૦૦ (નુકસાનાકારક જાનવરોને) હાંકી કાહાડે.

૨૪. અએ દાદાર! (અગરજો) કોઈ શખ્સ મુવેલા કુતરાના અથવા (મુવેલાં) માણસના તમામ તનને બારેવાટ કરી નાખે, (અને) અગરજો તેમાંથી રસી અથવાતો ચિકાસનું વેહેવું ઝરફેતો તેને વાસ્તે શું શિક્ષા છે?

૨૫. ત્યારે હોરમજ્દે કહ્યું કે ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૧૦૦૦ (નુકસાનકારક જાનવરોને) (તે ગુનેહગાર શખ્સ) હાંકી કાહાડે, (તથા) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૧૦૦૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડે.*

૨૬. હાડમંદ મુલકોના અએ અશો પેદા કરનાર! અગરજો આએ કે જેઓ

* ફકરા ૧૦—૨૫:—એ ફકરાઓ ઉપરથી માલુમ પડેછે કે મુવેલાં માણસ તથા મુવેલા કુતરાના તનને અથવા તેનાં હાડકાંને (પછી તે હાડકું ગમે તેટલું નાથલું હોએ તોપણ) બારેવાટ કરવું નહી. હાડકાંમાંથી રસી વેહેયાથી ગલીચી ઉત્પન્ન થાયછે, તેનો અટકાવ કરવા માટે શિક્ષા ફરમાવેલીછે.

માજદયસ્નો તેઓ પગે ચાલતા જતા હોએ, અથવા દોડતા હોએ ( અથવા વાહાણમાં બેસીને જતા હોએ ), અથવા ઘોડા ઉપર સ્વાર થઇને જતા હોએ, અથવાતો ગાડીમાં બેસીને જતા હોએ, ( અને જો ) વેહેતાં પાણીમાં નસાની નજદીક આવી પોંહોચેતો, આએ કે જઓ માજદયસ્નો તેઓ શું કરે ?

૨૭. ત્યારે હોરમજદે કહ્યું કે ( પગમાંથી ) જોડા કાહાડી નાખીને, ( તથા ) ( બદન ઉપરથી ) કપડાં ( કાહાડી ) એક ઠેકાંણે મુકીને, એ જરતોશ્ત! ( તેઓ ત્યાંહાં ) થોભે; ( અને ત્યારપછી ) જ્યાંહાંસુધી ( તે ) મુવેલાં તનની નજદીક પોંહોંચે ત્યાંહાંસુધી, પગના નળા સુધીના, (અથવા) ગુંઠણ સુધીના, ( અથવા ) કમ્મર સુધીના, (અથવાતો) માણસપુર સુધીના પાણીમાં આગળ જઇને, એ જરતોશ્ત ! ( તે ) મુવેલાં ( માણસ ) ને પાણીમાંથી બાહાર કાહાડે.

૨૮. એ દાદાર ! અગરજો તે નસો ફિણ ફિણ થઈ ગએલો હોએ, તથા કોહી ગએલો હોએ તો, આએ કે જઓ માજદયસ્નો તેઓ શું કરે ?

૨૯. ત્યારે હોરમજદે કહ્યું કે તેના બે હાતથી જેટલો પકડી શકાએ તેટલો ( નસો ), પાણીમાંથી બાહાર કાહાડીને સુક્કી જમીન ઉપર મુકે.*

**ખોલાસોઃ**—( આએ ૨૬–૨૯ મા ફકરાઓની મતલબ એકે, રસ્તે જતાં પાણીમાં નસો પડેલો નજરે પડેતો, તેજ વખતે તેને પાણીમાંથી બાહાર કાહાડીને સુક્કી જમીન ઉપર મુકવો. નસાને પાણીમાં નહી નાખવો એટલુંજ નહી, પણ જો કોઈ બિજા શખ્સને હાતે પાણીમાં પડેલો નસો આપણી નજરે પડેતો, તેને બાહાર કાહાડવાની આપણી ફરજ છે; જોયા છતાં રેહેવા દેઇને આગળ ચાલવું નહી.)

" ( પાણીમાંથી નસો બાહાર કાહાડતી વખતે ) ( તે નસાના ) હાડકાં, બાલ, રસી, માંસ, નજીસાત અથવાતો લોહી ફરીથી પાણીમાં પડી જાએ તો, તેથી તે નસો કાહાડનાર ગુનેહગાર થતો નથી."†

**ખોલાસોઃ**—( જુદી જુદી જાતનાં પાણીમાં ( જેવું કે બંધિયાર પાણીમાં તથા કુવાના, ઝરાના, બરફના, નદીના ઈત્યાદિ પાણીમાં ) નસો પડયાથી કેટલું પાણી બાહાર કાહાડી નાખવું તે વિશે નીચે ૩૦—૪૧ ફકરાઓમાં ફરમાન આપેલુંછે.)

૩૦. હાડમંદ મુલુકોના એ અશો પેદા કરનાર ! આએ થમ પાણીમાં તે દરૂજ નસુશ ગલીચાઈ તથા કોહેવાટ તથા અપવિત્રાઈ સાથે કેટલો આગળ દોડેછે ?

---

* પાણીથી કરીને નસો જલદીથી કોહેછે અને ઘણુંલગી પુસ્કળ બદબો પેદા કરેછે. નસાને સુક્કી જમીન ઉપર નાખવાને ફરમાવેછે, કેમકે સુકાયાથી તેનું જોર કમતી થાએછે.

ડાકટર ખ૦ ફ૦ ખોરી.

† પ્રોફેસર દારમેસ્તેતે.

૩૧. ત્યારે હોરમજદે કહ્યું કે દરેક તરફથી છ કદમ; જ્યાંહાંસુધી કે તે નસાને (પાણીમાંથી) બાહાર કાહાડે, ત્યાંહાંસુધી તે પાણી અપવિત્ર તથા પીવાને નાલાએક (થાએછે); (તેટલામાટે) તેટલા નસાને (ઈઆને.જેટલો નસો પાણીમાં હોએ તેને) પાણીમાંથી બાહાર કાહાડી, દૂર લઈ જઇને સુક્કી જમીન ઉપર તેઓ મુકે.

૩૨. તે પાણીમાંથી જો બનેતો (તે પાણીનો) અરધો હિસ્સો, નહી બનેતો ત્રીજો હિસ્સો; જો બનેતો ત્રીજો હિસ્સો, નહી બનેતો ચોથો હિસ્સો; જો બનેતો ચોથો હિસ્સો, નહી બનેતો પાંચમો હિસ્સો બાહાર કાહાડી નાખે. (તે પાણીમાં પડેલો) નસો બાહાર કાહાડયા પછી, (તથા) (ઉપર જણાવ્યા મુજબ) પાણી કાહાડી નાખ્યા પછી, તે (બાકી રહેલું) પાણી પવિત્ર થએલું ગણાએ, (અને ત્યારપછી) ગમેતો અગાઉની માફક પશુઓ તથા માણસો (બેહુ) ને માટે પીવા લાએક (થાએછે).

ખોલાસો:—(એ ફકરાની સમજ એકે બંધિયાર પાણીમાં જો નસો પડયો હોએતો, તે નસો બાહાર કાહાડયા પછી, તેની આસપાસનું અરધું પાણી બાહાર કાહાડી નાખવું. પણ પાછલથી જણાવેછે કે, જો પાણીની ખુટ હોએતો અરધું નહી કાહાડવું, ત્રીજો હિસ્સો કાહાડી નાખવો; જો એવું જણાએ કે ત્રીજો હિસ્સો કાહાડી નાખ્યાથી પાણીની અડચણ ભોગવવી પડશેતો, ચોથો હિસ્સો કાહાડી નાખવો ઈત્યાદિ. બિજા બોલોમાં બોલીએતો એવું ફરમાન આપેલુંછે કે, પુશ્કળ પાણી હોએતો અરધો હિસ્સો રદ કરવો, પણ પાણીની તંગી હોએતો જેમ બને તેમ ઓછું રદ કરવું. જરૂરિયતનો કાંઈ ચારો નથી. આએ એક ઉત્તમ ફરમાન છે. પાણીની ખુટ હોવા છતાં ધરમને બાહાને જો ઘણું પાણી રદ કરેતો, ટીપણી પડવાથી વધારે સોસવું પડે, તથા રોગ, દરદ ઈત્યાદિ ઉત્પન્ન થાએ, માટે તેવે જરૂરને વખતે જેમ બને તેમ થોડું પાણી રદ કરેતો તેનો કાંઈ ગુનાહ નહી સમજવો.)

૩૩. અએ દાદાર! કુવાને લગતાં તથા ઝરાને લગતાં આએ પાણીમાં, તે દરૂજ નસુશ ગલીચાઈ તથા કોહોવાટ તથા અપવિત્રાઈ સાથે કેટલો આગળ દોડેછે?

૩૪. ત્યારે હોરમજદે કહ્યું કે (તે પાણીમાંથી) જ્યાંહાંસુધી તે નસાને બાહાર કાહાડે, ત્યાંહાંસુધી તે પાણી અપવિત્ર (તથા) પીવાને નાલાએક (છે); (તેટલા માટે) તેટલા નસાને (ઈઆને જેટલો નસો પાણીમાં પડેલો હોએ તેને), પાણીમાંથી બાહાર કાહાડી દૂર લઈ જઇને સુક્કી જમીન ઉપર તેઓ મુકે.

૩૫. તે પાણીમાંથી જો બનેતો (તે પાણીનો) અરધો હિસ્સો, નહી બનેતો ત્રીજો હિસ્સો; જો બનેતો ત્રીજો હિસ્સો, નહી બનેતો ચોથો હિસ્સો; જો બનેતો ચોથો હિસ્સો, નહી બનેતો પાંચમો હિસ્સો બાહાર કાહાડી નાખે. (તે પાણીમાં પડેલો)

નસો બાહાર કાહાડયા પછી, ( તથા ) ( ઉપર જણાવ્યા મુજબ ) પાણી કાહાડી નાખ્યા પછી, તે ( બાકી રહેલું ) પાણી પવિત્ર થએલું ગણાએ; (અને ત્યારપછી) ગમેતો અગાઉની માફક પશુઓ તથા માણસો (બેહુ) ને માટે પીવા લાએક થાએછે.*

૩૬. અએ દાદાર! ટિપાતાં બરફનાં તથા કરાંને લગતાં† આએ પાણીમાં, તે દરૂજ નસુશ ગલીચાઈ તથા કોહોવાટ તથા અપવિત્રાઈ સાથે કેટલો આગળ દોડેછે?

૩૭. ત્યારે હોરમજદે કહ્યું કે દરેક તરફથી ત્રણ કદમઃ જ્યાંહાંસુધી કે તે નસાને ( પાણીમાંથી ) બાહાર કાહાડે ત્યાંહાંસુધી, તે પાણી અપવિત્ર તથા પીવાને નાલાએક ( થાએછે ); ( તેટલા માટે ) તેટલા નસાને પાણીમાંથી બાહાર કાહાડી દૂર લઈ જઇને સુક્કી જમીન ઉપર તેઓ મુકે.

૩૮. ( તે બરફ તથા કરાંને લગતાં પાણીમાં પડેલો ) નસો બાહાર કાહાડયા પછી, ( તથા ) ( તે બરફ તથા કરાંનું ) પાણી પિગળાયા પછી, તે પાણી પવિત્ર થએલું ગણાએછે, ( અને ત્યારપછી ) ગમેતો અગાઉની માફક પશુઓ તથા માણસો ( બેહુ ) ને માટે પીવા લાએક ( થાએછે ).

૩૯. અએ દાદાર! આએ દોડતાં તથા વેહેતાં પાણીમાં તે દરૂજ નસુશ ગલીચાઈ તથા કોહોવાટ તથા અપવિત્રાઈ સાથે કેટલો આગળ દોડેછે?

૪૦. ત્યારે હોરમજદે કહ્યું કે નીચેથી વેહેતાં ( ઇઆને પછવાડેથી આવતાં ) પાણી આગળથી ત્રણ કદમ; સાંમે ( અથવા આગળ વેહેતાં ) પાણી આગળથી ૯ કદમ; ( અને ) બિજી ( અથવા બાકીની ) બાજુએથી છ કદમ. જયાંહાં સુધી તે નસાને ( પાણીમાંથી ) બાહાર કાહાડે ત્યાંહાંસુધી, તે પાણી અપવિત્ર ( તથા ) પીવાને નાલાએક ( છે ); (તેટલા માટે) તેટલા નસાને પાણીમાંથી બાહાર કાહાડી દૂર લઈ જઈને સુક્કી જમીન ઉપર તેઓ મુકે.

૪૧. ( તે પાણીમાં પડેલો ) નસો બાહાર કાહાડયા પછી, ( તથા તે પાણી

---

* જે કુવામાં મુરદું પડેલું હોએછે તે કુવાને હાલમાં આપણા લોકો ૧૩ મહિનાની મુદત સુધી વાપરતા નથી, તેનું કારણ એવું જણાવેછે કે, કુવો ખોદીઆ પછી તેની અંદરની આસપાસની ફરતી દેવાલ બાંધતી વખતે, તેની આસપાસની બાજુ ધસી નહી પડે તેટલા માટે, ઇઆ કાંઈ બિજા કારણસર કદાચ લાકડું વાપરયું હોએ તેને માટે છે, સબબ કે લાકડાંને નસો લાગેતો તેને માટે કેટલીએક પરહેજી કહેલીછે. પણ અગરજો આપણને ખબર હોએ કે તે કુવાના બાંધકામમાં કાંઇબી લાકડું વાપરયું નથીતો, તે કુવામાં પડેલું મુરદું બાહાર કાહાડયા પછી, તથા આએ ૩૫ મા ફકરામાં ફરમાવ્યા મુજબ તેમાંથી પાણી બાહાર કાહાડયા પછી, અગાઉની માફક તે કુવો વપરાઇ શકાએ. એ ફકરાના અવસ્તાના અસલ લખાણમાં ૧૨ ઇઆ ૧૩ મહિના થોભવાનું ફરમાન આપ્યું નથી.

† બંધાઈ ગએલા દવના-હિમના ( પ્રોફેસર હારલે ).

ઉપર ) ત્રણ વખત મોજા પસાર થયા પછી તે પાણી પવિત્ર થએલું ગણાએ, (ત્યાર-પછી) ગમેતો અગાઉની માફક પશુઓ તથા માણસોને માટે પીવા લાએક (થાએછે).*

૪૨. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! તે (બે જાતનો) હોમ,† અએ અશો હોરમજ્દ! કે જે મુવેલા કુતરાના અથવાતો (મુવેલાં) માણસના નસાની નજદીક લઈ જવાએલો (હોએ) તે શું પાક થઈ શકે?

૪૩. ત્યારે હોરમજ્દે કહ્યું કે, અએ અશો જરતોશ્ત! (નીચે જણાવ્યા પ્રમાણે) પાક થઈ શકે:—કુતેલા હોમને (જો) ગલીચાઈ (અથવા કાદવ, કચરો) લાગો હોએતો (પાક) નહી (થઈ શકે); જીવતાં માણસના બદનમાંથી નિકળતી પ્રવાહી ચીજ (જેમકે નીત, પરૂ, રસી ઈત્યાદિ) લાગી હોએતો (પાક) નહી (થઈ શકે); (અથવાતો) નસો લાગો હોએતો (પાક) નહી,(થઈ શકે).

**ખોલાસો:**—કુતેલા હોમના રસને અગરજો કાંઈબી ગલીચી, કાદવ, નસો ઈત્યાદિ લાગેતો તેને તદન રદ કરવો, દીનની ક્રિયાના કામમાં નહી લાવવો.)

(પણ જો) તે કુત્યા વગરનો (હોમ) (ઉપર જણાવ્યા મુજબ ગલીચાઈ, નસો ઈત્યાદિને લાગો હોએતો, તે નસાને લાગો હોએ તેના કરતાં), ચાર આંગલ જેટલો (લાંબો વધારે કાપી નાખવો ઈઆને તેને રદ કરવો), (અને બાકી રહેલા હોમને) જ્યાંહાંસુધી એક વરસની દરાજી ગુજરે ત્યાંહાંસુધી ઘેરના મધ્ય ભાગમાં જમીન ઉપર મુકે. એક વરસની દરાજી પછી અગાઉની માફક જો મરજી હોએતો, અશો માણસોને માટે ખોરાક તરીકે થાએ.

**ખોલાસો:**—(કુત્યા વગરના હોમને નસો, ગલીચાઈ ઈત્યાદિ લાગેતો, તે લાગેલા ભાગને તથા તેના કરતાં બિજા ચાર આંગલ જેટલા વધારે ભાગને કાપી નાખીને રદ કરવો; અને બાકીનો ભાગ એક વરસ પુરૂ થયા પછી કામમાં લેવો.)

૪૪. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! મુવેલાં માણસોના તનને, અએ હોરમજ્દ! હમે કયાંહાં લઈ જઇએ (તથા) ક્યાંહાં મુકીએ?

૪૫. ત્યારે હોરમજ્દે કહ્યું કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત! સઉથી ઉંચી

---

* ફકરા ૩૦થી તે ૪૧ સુધી:—થમ પાણીમાં, ખઓચીઆમાં અથવા નાંળાંમાં જો મુરદું પડયું હોએતો, તેની આસપાસનું પાણી સારીપેઠે કાહાડી નાખ્યા પછી વપરાઈ શકાએછે. મુરદું કાહાડી નાખ્યા પછી, તથા જેટલું નસાનું પાણી હોએ તેટલું બાહાર કાહાડયા પછી, કુવાનું પાણી પણ કામે લાંગી શકેછે. વેહેતાં પાણીમાં જે જગા ઉપર મુરદું પડયું હોએ તેટલી જગા સિવાય બાકીનું સઘળું પાણી કામે લાગેછે.

ડાકટર ખ૦ ફ૦ ખોરી.

† બે જાતનો હોમ ઈઆને કુતીને રસ કાહાડેલો તથા કુત્યા વગરનો હોમ.

જગા ઉપરજ, કે જ્યાંહાંથી તે ( મુવેલાં ) ને કાલબુદ ખાનારા કુતરા અથવા કાલબુદ ખાનારા પક્ષિઓ ઘણાંજ ખચીત જોઈ શકે.

**ખોલાસો:**—( મરદ, ઓરત અથવાતો છોકરૂં જયારે ગુજરી જાએ ત્યારે, તેની ઉપર દીનની શરિયત મુજબ જે કાંઈ ક્રિયા કરવાની હોએ તે કીધા બાદ, તે ગુજરેલાંને પાહાડની જગો ઉપર લઈ જવું, કે જ્યાંહાં કાલબુદ ખાનારા પક્ષિઓની તે મુવેલાંની ઉપર નજર પડે, કે તેથી તે પક્ષિઓ દોડી આવીને તે ગુજરેલાંની ચાશની કરે. મુવેલાંને દાટવાના તથા બાલવાના કામોને જરતોશ્તી ધરમમાં ઘણાંજ ગુનાહ ભરેલાં ગણ્યાંછે; તે બાબે સખ્ત મનાઈ કીધેલીછે, જુઓ વંદીદાદની પેહેલી પરગરદના ૧૩ મા તથા ૧૭ મા ફકરાઓનો તરજુમો. )

૪૬. ત્યાંહાં ( ઇઓને તે પાહાડની ઉંચી જગાએ ) તે માજ્દયસ્નો તે મુવેલાંને, તેના પોતાના બે પગે કરીને તથા ( તેના ) પોતાના બાલે કરીને, લોહોડાંને લગતા અથવા પત્થરને લગતા અથવાતો સીસાંને લગતા સાથે બાંધે.

અગરજો નહીતો ( ઇઓને તે મુવેલાંને ઉપર જણાવ્યા મુજબ નહી બાંધેતો ), કાલબુદ ખાનારા કુતરા અથવાતો કાલબુદ ખાનારા પક્ષિઓ તે હાડકાંઓમાંના (કેટલાંએક હાડકાંને) પાણીની નજદીક તથા ઓરવરની નજદીક ઘસડી લઈ જાએ.*

૪૭. અએ દાદાર! અગરજો ( તે મુવેલાંને ઉપર જણાવ્યા મુજબ ) નહી બાંધે, ( અને ) ત્યાંહાંથી તે કાલબુદ ખાનારા કુતરા અથવાતો કાલબુદ ખાનારા પક્ષિઓ તે (મુવેલા) ના તે હાડકાંઓમાંના (કેટલાંએક હાડકાંને ) પાણીની નજદીક તથા ઓરવરની નજદીક ઘસડી લઈ જાએતો તેને માટે શું શિક્ષા છે?

૪૮. ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના ગુનેહગાર તનને માટે ( તે શખ્સે ) ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૨૦૦ ( નુકસાનકારક જાનવરોને ) હાંકી કાહાડવાં જોઇએ, ( તથા ) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૨૦૦ ( નુકસાનકારક જાનવરોને ) ( હાંકી કાહાડવાં જોઇએ).

**ખોલાસો:**—( મુવેલાંને પાહાડની ઉંચી જગા ઉપર ખોલ્લું મુકી કાલબુદ ખાનારા પક્ષિઓ પાસે તેને ખવરાવી દીધા પછી, તેના હાડકાંનું શું કરવું તે વિશે નીચેના ફકરાઓમાં જણાવેછે.)

૪૯. અએ દાદાર ! મુવેલાં માણસોના હાડકાંઓને હમે ક્યાંહાં લઈ જઈએ, અએ હોરમજ્દ! ( તથા તે હાડકાંઓને ) હમે ક્યાંહાં મુકીએ?

---

* મુરદાંને લોહોડાં અથવા પત્થર સાથે બાંધવા ફરમાવ્યુંછે, કે રખેને તેને જાનવરો બિજી જગા ઉપર ઘસડી લઈ જાએ અને ગલીચી કરે.

ડાક્ટર ખ૦ ફ૦ ખોરી.

૫૦. ત્યારે હોરમજદે કહ્યું કે તે (હાડકાં) ને માટે (નીચે પ્રમાણેનું) અસ્તોદાન બનાવવું જોઇએ:—કુતરાથી વધારે ઉંચું, લોંકડીથી વધારે ઉંચું, (તથા) વરૂથી વધારે ઉચું, (તથા) ઉપરના ભાગમાંથી વરસાદનું પાણી (તે અસ્તોદાનમાં) નહી વરસે (એવું તે બનાવવું જોઇએ).

૫૧. જો શક્તિવાન હોએતો તે માજદયસ્નો (તે હાડકાંને) પત્થરના, છોંએના (અથવાતો) કનતાનના જાડાં કપડાંનાં? (બનાવેલાં અસ્તોદાન) માં (મુકે). (પણ) અગરજો શક્તિવાન નહી હોએ તો, તે માજદયસ્નો (તે મુવેલાંના હાડકાંને) પોતાના બિછાના (અથવાતો) પોતાની ચાદર (અથવા સાદરી) (ઉપર મુકીને) રોશણીથી ઢંકાતું ખોરશેદનેગીરશ્ને (થાએ તેમ) જમીન ઉપર મુકે.

**ખોલાસો:**—(એ પરગરદના ૪૫—૪૬ મા ફકરામાં જણાવ્યા પ્રમાણે મુવેલાં માણસને પાહાડની જગા ઉપર લઈ જઈ કાલબુદ ખાનારા પક્ષિઓ પાસે ખવરાવી દેવું. હવે તેનાં હાડકાંનું શું કરવું તે બાબે ૪૯—૫૧ મા ફકરાઓમાં એવું ફરમાન આપેછે કે, તે હાડકાંને સાચવવા માટે પત્થરનું ઇઆ છોંએનું અસ્તોદાન બનાવવું. તે એટલું ઉંચું કે કુતરૂં ઈઆ લોંકડી ઇઆ વરૂ, તે અસ્તોદાનની ઉપર ફલંગ મારી નહી શકે, તથા બધી તરફથી બંધિયાર કે જેથી તેની અંદર વરસાદનું પાણી પેવસ થઇ શકે નહી. ત્યારપછી બિજું એવું ફરમાન આપેલુંછે કે જો કોઈ મુફ્લેસ માણસ ગુજરી જાએ, અને તેનાં હાડકાંને માટે પત્થરનું ઇઆ છોંએનું અસ્તોદાન બનાવા સારૂ જોઇતા પૈસા નહી હોએતો તેની કાંઈ ફીકર નહી; ઘણોજ થોડો ખરચ થાએ તેવી હલકી કીસમનું બનાવવું. આએ એક ઉત્તમ ફરમાન છે. તવાનાઈ નહી છતાં ધરમના ફરમાનને બાહાને મુવેલાંની પછવાડે જીઆદે ખરચ કરીને કરજ કરવું નહી, પણ પોતાની ગુજાસ પ્રમાણે જેમ થોડો ખરચ થાએ તેમ કરવું.)*

---

* વળી અસ્તોદાન બનાવવાનું ફરમાન દાદેસ્તાને દીની નામની પેહેલવી કેતાબની ૧૭ મી પુરસેશમાં આવેલું છે. એ બનાવવાની મતલબ એવી દીસેછે કે, સોસ્યોસ જેને 'અસ્તબત્-એરેત' (ઈઆને હાડકાં ઉભાં કરનાર) કરીને ફરવરદીન યસ્તમાં તથા જમીઆદ યસ્તમાં કહેલો છે તે, મુવેલાંના હાડકાં પાછા ઉભાં કરશે; ત્યારપછી દાદાર હોરમજદ બધાંઓને હાડમંદ કાયા બખશશે, એની સાંબેતીમાં આપણને નીચે જણાંવેલા અવસ્તા મળી આવેછે:—"ઉસ્ ઇરિસ્ત પઇતિ અરાઓન્તિ વીજવાઓહુ પઇતિ તનુષુ અસ્ત્વાઓ ગયો દારયેઇતે." માએની:—"મુવેલાંઓ ઉભાં થશે; મજબુત બદનની અંદર હાડમંદ કાયા રખાશે." એ બાબે વધારે ખોલાસા માટે જુઓ શેઠ ખ. રૂ. કામાજીનો બનાવેલો જરતોસ્તી અભ્યાસ, સફે ૨૮૮—૩૦૨

# પરગરદ ૭ મી.

૧. જરતોશ્તે હોરમજદને પુછયું કે, હાડમંદ મુલકોના અએ ઘણોજ વૃદ્ધિ કરનાર મીનો, અશો પેદા કરનાર હોરમજદ ! તે મુવેલાં માણસો ઉપર આએ કે જે દરૂજ નસુશ તે ક્યારે ધસારો કરીને દોડેછે ?

૨. ત્યારે હોરમજદે કહ્યું કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત! ( તે માણસના ) મુવા પછી તરતજ. ( જ્યારે તે માણસની ) શુદ્ધિ બાહાર ( નિકળીને ) દૂર જતી રેહેછે, ( ઈઆને તે મરી જાએછે ) ત્યારે ઉત્તર તરફના ભાગોમાંથી આએ દરૂજ નસુશ ગંધાતી માંખનાં આકારમાં ઘણાજ દુષ્ટ ખર્ફસ્તરોની માફક ગૂંટણ આગળની ( તથા ) પાછલા ભાગની બેહદ ગલીચી સાથે ધસારો કરીને દોડી આવેછે.*

૩. જ્યાંહાંસુધી કુતરો ( તે મુવેલાંના કાલબુદને ) જોએ અથવા ખાએ; અથવાતો કાલબુદ ખાનારા પક્ષિઓ તે તરફ ઉડે. ( પછી ) જ્યારે કુતરો તે ( મુવેલાંના કાલબુદ ) ને જોએ અથવા ખાએ, અથવાતો કાલબુદ ખાનારા પક્ષિઓ તે તરફ ઉડે, ત્યારે આએ કે જે દરૂજ નસુશ તે, ગંધાતી માંખના આકારમાં ઘણાજ દુષ્ટ ખર્ફસ્તરોની માફક ગૂંટણ આગળની ( તથા ) પાછલા ભાગની બેહદ ગલીચી સાથે ઉત્તર તરફના ભાગોમાં દૂર દોડી જાએછે.†

૪. અએ દાદાર! જ્યારે આએ ( માણસો ) કે જેઓ કુતરાથીજ મારેલા, ( અથવાતો ) વરૂથીજ મારેલા, ( અથવાતો ) જાદુથીજ મારેલા, ( અથવાતો ) દુઃખથીજ મારેલા (હોએ ), (અથવાતો ) ઉંચેથી પડી ગયાથીજ વાગેલું ( હોએ ), ( અથવાતો ) માણસથીજ મારેલા‡ ( હોએ ), ( અથવાતો ) જુલમથીજ મારેલા, (અથવાતો) તંગીથીજ મારેલા§ ( હોએ ) તો, આએ કે જે દરૂજ નસુશ તે કેટલો વખત પછી તેવા ( મુવેલાંઓ ) ની ઉપર ધસારો કરેછે?

---

* જ્યાંહાંસુધી બદનમાં જાન હોએછે ત્યાંહાંસુધી દરેક ભાગમાં ખોરાકનું પોષણ ચાલેછે, અને તેથી બદનમાં જે કાંઈ દર ઘડીએ ફેરફાર થાએછે તેમાં અડચણ પડતી નથી; પણ જેવો જાન ગયો અને લોહી ફરવાનું બંધ થયું, એટલે બદનના દરેક ભાગમાં ફેરફાર ચાલુ રેહેછે પણ નવી વસ્તુ પુરી પડતી નથી, તેથી તે કોહોવા માંડેછે અને વાસ મારેછે.

ડાકટર ખ૦ ફ૦ ખોરી.

† જ્યાંહાંસુધી મુવેલાં માણસને પક્ષિઓ પોતાનો ખોરાક કરે નહી ત્યાંહાંસુધી તે નસો ગંધાયા કરેછે.

ડાકટર ખ૦ ફ૦ ખોરી.

‡ માણસના ઇનસાફથી ( ઈઆને કોઈ ગુનાહના અવેજમાં ) મારી નાખ્યો હોએ ( હારલે ); ફોજદારી કાએદાથી મારી નાખ્યો હોએ ( દારમેસ્તેતે ).

§ ભુખમરાથી મારેલો ( હારલે ); ગળાંમાં ફાંસો દઈને મારેલો, ગુંગળાવી નાખેલો ( દારમેસ્તેતે ).

૫. ત્યારે હોરમજદે કહ્યું કે ઉત્તર તરફના ભાગોમાંથી આએ કે જે દરૂજ નસુશ તે, ગંધાતી માંખના આકારમાં ઘણાજ દુષ્ટ ખર્ફસ્તરોની માફક ગૂંટણ આગળની (તથા) પાછલા ભાગની બેહદ ગલીચી સાથે, દાહાડાને લગતી બિજી ગેહે (થયા) પછી, તે (મુવેલાં) ની ઉપર ધસારો કરીને દોડી આવેછે.

ખોલાસો:—(એવો સવાલ પુછવામાં આવ્યોછે કે, જો કોઈ માણસ ખુદરતી મોતથી મરી જાએતો, તેની ઉપર દરૂજ નસુશ ક્યારે ધસારો કરેછે? એના જવાબમાં એવું જણાવ્યામાં આવ્યુંછે કે દરૂજ નસુશ તેની ઉપર તરતજ ગલબો કરેછે. પણ જો કોઈ શખ્સ એ પરગરદના ૪ થા ફકરામાં જણાવ્યા પ્રમાણે કાંઈ કજાથી એકાએક મરી જાએતો, તે દરૂજ નસુશ તેની ઉપર તેજ વખતે ગલબો કરતો નથી, પણ જે ગેહેમાં તે મરણ પામેલો હોએ તે ગેહે પુરી થયા પછી, બિજી ગેહેમાં તેની ઉપર ધસારો કરેછે, ઇઆને જો કોઈ માણસ એકાએક કોઈ કજાથી હાવન ગેહેમાં મરી ગયો હોએતો, દરૂજ નસુશ રપિથ્વન ગેહેમાં, જો ઓજીરણમાં મરી ગયો હોએતો, અઇવિસ્રુથ્રેમ ગેહેમાં તેની ઉપર ગલબો કરેછે, તેજ વખતે નહી. એનું સમજવું સેહેલ છે; જે માણસ ખુદરતી મોતથી મરી જાએછે તેનું શરીર માંદગીના સબબથી નબલું અને લાગેર થએલું, તેથી તેના મુવા પછી કોહોવાટ જલદીથી થવા માંડેછે, અને તેથી કરીને (એજ પરગરદના ૨ જા ફકરામાં જણાવ્યા મુજબ), તેની ઉપર દરૂજ નસુશ તેજ વખતે ધસારો કરેછે; પણ જે માણસ પુરતી તંદરોસ્તીમાં હોએ, પણ એકાએક કાંઈ કજાથી મરી જાએતો, તેનું શરીર સારી હાલતમાં હોવાથી કોહોવાટ તરતજ પેદસ થઈ શકતો નથી, પણ એક ગેહે પુરી થયા પછી થાએછે.)*

૬. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! અગરજો માણસો એકજ જગોએ બિછાણા ઉપર અથવા સાદરી (ઇઆ ગાલિચા) ઉપર સાથે બેઠેલાં હોએ, તથા તેઓની નજદીક બિજાં બે ઇઆ પાંચ ઇઆ પચાસ, ઇઆ સો માણસો નારીઓની સાથે (બેઠેલાં) હોએ, ત્યારે (અગરજો) તે માણસોમાંનો કોઈ મરી જાએતો, ગલીચાઈ તથા કોહોવાટ તથા અપવિત્રાઈ સાથે (તે) માણસોમાંનાં કેટલાંની ઉપર તે દરૂજ નસુશ ધસારો કરેછે?

૭. ત્યારે હોરમજદે જવાબ આપ્યો કે અગરજો આથ્રવન હોએ, (ઇઆને જો

* જે શખ્સો ઘણું લગી બીમારી ભોગવેછે તેઓના બદન માંહેથી વાસ નિકલેછે, ઘણી વેળા મોહોડાં માંહેથી બદબો નિકલેછે; એટલેકે બદનમાં જે હરઘડી ફેરફાર થાએછે તેની પુરણી, ખોરાક બરોબર નહી પોહોંચવાથી અછી રીતે ચાલતી નથી, અને તેથી જીવતાં જીવતથીજ બદન વાસ મારવા માંડેછે. પણ જે માણસો અકસ્માતથી મરણ પામેછે તેઓનું બદન કોહોતાં વાર લાગેછે.

ડાકટર ખ૦ ફ૦ ખોરી.

ભર મિજલસમાં મોબેદ ઇઆ દસ્તુર ગુજરી જાએ) તો, કારણકે, અએ સઉથી પ-વિત્ર જરતોશ્ત ! તે દરૂજ નસુશ ધસારો કરેછે, તેથી ૧૧ મા (શખ્સ સુધી) ( તે ) આગળ દોડેછે, ( પણ માત્ર ) ૧૦ મા ( શખ્સ ) ને ( ઇઆને માત્ર દશ જણને ) પતરીત કરેછે. પણ અગરજો રથેશ્તાર હોએ, (ઇઆને જો ભર મિજલસમાં પાદશાહ-પેહેલવાન મરી જાએ) તો, કારણ કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! તે દરૂજ નસુશ ધસારો કરેછે, તેથી ૧૦ મા (શખ્સ સુધી) (તે) આગળ દોડેછે, (પણ માત્ર) ૯ મા ( શખ્સ ) ને ( ઇઆને માત્ર ૯ જણને ) પતરીત કરેછે. પણ અગરજો ( દેશની ) આબાદી કરનાર ખેડુત હોએ, (ઇઆને જો ભર મિજલસમાં કોઈ ખેડુત મરી જાએ) તો, કારણ કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! તે દરૂજ નસુશ ધસારો કરેછે, તેથી ૯ મા ( શખ્સ સુધી ) ( તે ) આગળ દોડેછે, ( પણ માત્ર ) ૮ મા (શખ્સ) ને (ઇ-આને માત્ર ૮ જણને ) પતરીત કરેછે.

૮. પણ અગરજો પશુની પાસબાની કરનાર કુતરો હોએ, ( ઇઆને પશુની પાસબાની કરનાર કુતરો મરી જાએ) તો, કારણકે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! તે દરૂજ નસુશ ધસારો કરેછે, તેથી ૮ મા ( શખ્સ સુધી ) ( તે ) આગળ દોડેછે, ( પણ માત્ર ) ૭ મા ( શખ્સ ) ને ( ઇઆને માત્ર ૭ જણને ) પતરીત કરેછે.

પણ અગરજો મોહોલ્લાની પાસબાની કરનાર કુતરો હોએ, (ઇઆને મોહોલ્લાની પાસબાની કરનાર કુતરો મરી જાએ ) તો, કારણકે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! તે દરૂજ નસુશ ધસારો કરેછે, તેથી ૭ મા ( શખ્સ સુધી ) ( તે ) આગળ દોડેછે, ( પણ માત્ર ) ૬ ઠા ( શખ્સ ) ને ( ઇઆને માત્ર ૬ જણને ) પતરીત કરેછે.

૯. પણ અગરજો મુરદાર ખાનાર કુતરો હોએ, ( ઇઆને મુરદાર ખાનાર કુતરો મરી જાએ ) તો, કારણકે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! તે દરૂજ નસુશ ધસારો કરેછે, તેથી ૬ ઠા ( શખ્સ સુધી ) ( તે) આગળ દોડેછે, ( પણ માત્ર ) પાંચ-મા ( શખ્સ ) ને ( ઇઆને માત્ર પાંચ જણને ) પતરીત કરેછે. પણ અગરજો કોઈ નાધલો કુતરો હોએ, (ઇઆને નાધલો કુતરો મરી જાએ) તો, કારણકે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! તે દરૂજ નસુશ ધસારો કરેછે, તેથી પાંચમા (શખ્સ સુધી) ( તે ) આગળ દોડેછે, (પણ માત્ર) ૪ થા (શખ્સ) ને, (ઇઆને માત્ર ૪ જણને) પતરીત કરેછે.*

૧૦. અએ દાદાર ! તે દરૂજ નસુશ ગલીચાઈ, કોહોવાટ તથા અપવિત્રાઈ સાથે, ( તે મુવેલાંના ) આએ બિછાના તથા ચાદર ઉપર કેટલો આગળ દોડેછે ?

---

* આએ ૯ મા ફકરાની સેવટે વળી **અએતધ અએતહે આસ્તે સ્તઈરિશ્ચ બરેજીશ્ચ હાંમ્-વેરેનાઓન્તે**—એ પ્રમાણે વધારે બોલો આવેલાછે. ધાર્‌યામેળે પાંચમી પરગરદના ૫૯ મા ફકરાના એ બોલો અહિંયાં બેકાએદે આવેલાછે.

૧૧. ત્યારે હોરમજ્દે કહ્યું કે આએ કે જે દરૂજ નસુશ તે, ગલીચાઈ તથા કોહો: વાટ તથા અપવિત્રાઈ સાથે (તે મુવેલાં માણસના) આએ બિછાનાના સઉથી ઉપરના ભાગ તરફ, તથા ઓઢવાની કાંઈબી ચીજના સઉથી નીચેના ભાગ તરફ દોડેછે.

ખોલાસો:—(બિછાનાનાં જે કપડાં મુવેલાંને લાગેલાં હોએ તેજ રીમન થાએ.)

૧૨. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર અશો હોરમજદ! જે વસ્ત્ર મુવેલા કુતરા અથવા માણસની નજદીક લઈ જવાએલાં હોએ તે શું પાક થઈ શકે?

૧૩. ત્યારે હોરમજ્દે કહ્યું કે, અએ અશો જરતોશ્ત! તે પાક થઈ શકે. શી રીતે? આએ રીતે:—જો તે કપડાં ચાંમડાંનાં હોએ અથવા વણેલાં હોએ, (પણ મુવેલાંની) રસી,* (તેના) ભીનાસ, હધાર અથવા ઓકારીને લાગેલાં (હોએ) તો, તે માજ્દયસ્નો તે કપડાંને ફાડીને (જમીનમાં) દાટે.

૧૪. પણ અગરજો (તે કપડાં મુવેલાં માણસની) રસી અથવા (તેના) ભીનાસ, અથવા હધાર અથવા ઓકારીને નહી લાગેલાં (હોએ) તો, તે માજ્દયસ્નોં તે કપડાંને બલદના નીરંગે કરીને ધોએ.

૧૫. અગરજો (તે કપડું) ચાંમડાંનું હોએતો (તેને) બલદના નીરંગે કરીને ત્રણ વખત ધોએ, ત્રણ વખત મટોડીએ કરીને ચોળે, ત્રણ વખત પાણીએ ધોએ (તથા) ઘેરની બારીની ઉપર ત્રણ મહિના સુધી હવામાં વખાતું નાખે. પણ અગરજો (તે કપડું) વણેલું હોએતો, (તેને) બલદના નીરંગે કરીને છ વખત ધોએ, છ વખત મટોડીએ કરીને ચોળે, છ વખત પાણીએ ધોએ, (તથા) ઘેરની બારીની ઉપર છ મહિના સુધી હવામાં વખાતું નાંખે.†

---

* (હારલે); મની (પેહેલવીમાં તથા દારમેસ્તેતે).

† ફકરા ૭ થી તે ૧૫ સુધી:—જે કપડાં ઉપર દરદીની રસી, ઓકારી, હધાર ઈત્યાદિ હોએ તેને ફાડી નાખીને દાટવાની ભલામણ ઘણી સારી છે. કોલારા, સહીયડ અને બિજા ઉડતા મરજોની વેળા એ વિશેની ઘણી સંભાલ રાખવી જોઇએ, નહીતો તે કપડાંની મારફતે બિજાં લોકોને તે મરજ ઉડયા વગર રેહે નહી. વળી એ પણ જણાએલું છે કે જે લોકો કોલારા તથા સહીયડના ગામથી બિજા દેશમાં જાએછે તેઓ જોકે પોતે તેથી હેરાન થતા નથી, પણ પોતાના પોશાકમાં દરદના બી લઈ જાએછે, અને તેથી બીજા લોકોમાં દરદનો ફેલાવો કરેછે. દરદીના કપડાં જો રસી, ઓકારી, હધાર ઈત્યાદિથી ખરડાએલાં નહી હોએતો, તેઓને ફરીથી હલકાં કામમાં વાપડવાની ભલામણ કરીછે; પણ તે આગમચ તે કપડાંને ચોખાં કરવાને માટે ઘણી તજવીજ બતાવીછે. ગાએ બલદના નીરંગમાં "કારબોલીક આસીડ" આવેછે તેથી તે ગલીચી દૂર કરી શકેછે. મટોડી તથા ધુલની ખુબી પણ ગલીચીને મારવાની તથા દૂર કરવાની છે. હાલ માણસના જાહાડાની ગલીચી મારવાને માટે ધુલ વાપડવાની ભલામણ થઇછે તેનું કારણ એજ છે.

ડાક્ટર ખ० ફ० ખોરી.

૧૬. ( દાદાર હોરમજદ પેગમબર જરતોશ્તને કેહેછે ):—અએ સઉથી પવિત્ર જરતોશ્ત! અરેદ્વી ( સૂર )* નામનું તે પાણી મારાં ( બિજાં ) પાણીઓને પાક કરેછે; તે ( ઇઆને અરેદ્વીસૂરનું પાણી ) મરદોની મનીને તથા બાઇડીઓના ગર્ભસ્થાનને તથા બાઇડીઓના દુધને પાક કરેછે.

૧૭. હાડમંદ મુલકોના અએ અશો પેદા કરનાર ! ( ઉપર ૧૪–૧૫ મા ફકરામાં જણાવેલાં) તે કપડાં પાક કીધા પછી, (તથા) ધોયાપછી જોતીને માટે, અથવા હાવનાનને માટે, અથવા આતરવક્ષિને માટે, અથવા ફ્રબરેતરને માટે, અથવા આબેરેતને માટે, અથવા આસ્નાતરનેમાટે, અથવા રએથ્વિશ્કરનેમાટે, અથવા સ્રઓષાવરેજને માટે, અથવા આથ્રવનને માટે, અથવા રથએશ્તાર (ઇઆને પાદશાહ–પેહેલવાન)ને માટે, અથવા તો (દેશની) આબાદી કરનાર ખેડુતને માટે શું કામમાં આવે ?

૧૮. ત્યારે હોરમજદે કહ્યું કે (ઉપર ૧૪–૧૫ મા ફકરામાં જણાવેલાં) તે કપડાં પવિત્ર કીધા પછી (તથા) ધોયા પછી (બી), જોતી અથવા હાવનાન, અથવા આતરવક્ષિ, અથવા ફ્રબરેતર, અથવા આબેરેત, અથવા આસ્નાતર અથવા રએથ્વિશ્કર, અથવા સ્રઓષાવરેજ, અથવા આથ્રવન, અથવા રથએશ્તાર ( ઇઆને પાદશાહ–પેહેલવાન ), અથવા તો ( દેશની ) આબાદી કરનાર ખેડુત (એઓને માટે) વપરાસમાં લેવાએ નહી.

૧૯. અગરજો આએ માજદયસ્નીના ઘેરમાં કોઇ ઓરત દસ્તાનવાળી હોએ, અથવા ( કોઇને ) ઘા લાગેલો (હોએ), (અથવા) ( કાંઇ ) વાગેલું (હોએ), (અથવા) ખરડાએલી જગા ( હોએ ), ત્યાંહાં બિછાના તથા ચાદર તરીકે તેઓ પાંથરે.

જ્યાંહાંસુધી કે ( તે દસ્તાનવાળી ઓરત અથવા તે જખમી થએલો શખ્સ ) દુઆમાં ( પોતાના ) હાત બાહાર કાહાડે.†

૨૦. કારણ કે હોરમજદ કપડાંને લગતી કીમતની ચીજોમાંની (કોઇબી ચીજને) રદ કરવાને આપતો નથી; અસ્પેરેનના જેટલીબી મ્હોટી નહી, (અથવાતો) અવચિનના જેટલી મ્હોટી નહી, (અથવા તો) ચરખા ઉપર સુતર કાંતનારી છોકરી અવિ (માપના) પ્રમાણ જેટલું (સુતર) નાખે (ઇઆને ચરખા ઉપર વીતારે), (તેટલુંબી થોડું કપડું નકામું ગુમાવી દેવાને, અથવા રદ કરવાને હોરમજદ આપણને નથી આપતો).

૨૧. અગરજો તે માજદયસ્નો તે મુવેલાં ( માણસ ) ની ઉપર અવિ ( માપના ) પ્રમાણ જેટલુંબી નાખે, ( અથવાતો ) તે ચરખા ઉપર સુતર કાંતનારી છોકરી અવિ ( માપના ) પ્રમાણ જેટલું ( સુતર ) નાખે, ( ઇઆને ચરખા ઉપર વીતારે )

---

* અરેદ્વીસૂરના ખોલાસા બાબે જુઓ મારી ખોરદેહ અવસ્તા બા માએની, સફા ૭૪ મો.
† એની સમજને માટે જુઓ પાંચમી પરગરદના ૫૯ મા ફકરામાં આપેલો ખોલાસો.

તેટલુંબી (જો) નાખેતો, (તે નાખનાર શખ્સ) જીવતાં જીવત અશો નહી ગણાએ; અને મુવા પછી સઉથી સરસ દુનિયાંનો (ઇઆને બેહેસ્તનો) હિસ્સો લઇ શકતો નથી.

૨૨. દરવંદોની તે દુનિયાં કે જે અંધારાને લગતી અંધારા તોખમના અંધારાની (છે ત્યાંહાં), (તે મુવેલાંની ઉપર કપડું નાખનાર) જાએછે; (તે માણસનું) પોતાનું કરતુક (તેના) પોતાના ખરાબ કામોને લીધે તેને દરવંદની સઉથી ખરાબ દુનિયાંમાં (ઇઆને દોજખમાં) લઈ જાએ.

૨૩. હાડમંદ મુલકોના અએ અશો પેદા કરનાર અશો હોરમજ્દ! જે શખ્સોએ મુવેલા કુતરા અથવા (મુવેલાં) માણસનો નસો ખાધો હોએતો તેઓ શું પાક થઈ શકે?

૨૪. ત્યારે હોરમજ્દે કહ્યું કે, અએ અશો જરતોશત! તેઓ અપવિત્ર ગણાએ. તે (મુવેલા કુતરા અથવા મુવેલાં માણસનું ગોશ્ત ખાનારા), શખ્સો (પોતાની) ઓજરીને નુકસાન કરનારા તથા (પોતાના) દિલને નુકસાન કરનારા (થાએછે); તથા તે માણસો (પોતાની) આંખમાંથી "સ્પિતિ-દોઇથ્રિ" બાહાર કાહાડેછે.

**ખોલાસોઃ**—(એની મતલબ એવી દીસેછે કે જે શખ્સ મુવેલા કુતરાનું અથવા માણસનું ગોશ્ત ખાએ તેની ઓજરીને, તેના હૃદયને તથા આંખને નુકસાન પોંહોંચેછે.)

તે (મુવેલાંનું ગોશ્ત ખાનારાઓ) ના નખની ઉપર તે દરૂજ નસુશ ઘસારો કરેછે; ત્યારપછી તેઓ હમેશને હમેશ સુધી અપવિત્ર થાએછે (ઇઆને રેહેછે.)*

૨૫. અએ દાદાર! જે (માણસો) અપવિત્રાઈથી પાણીની નજ્દીક અથવા આતશની નજ્દીક નજીસાઈ સાથનો નસો લઈ જાએતો, અએ અશો હોરમજ્દ! તે માણસો શું પાક થઈ શકે?

૨૬. ત્યારે હોરમજ્દે કહ્યું કે, અએ અશો જરતોશત! (તે માણસો) અપવિત્ર થએલાં ગણાએ; જેઓ નસાને ઉત્પન્ન કરનારા દરવંદો (છે તેઓ) મધખ્ (નામના) કુતરાને? ઘણોજ ટેકો આપનારા થાએછે; જેઓ નસાને ઉત્પન્ન કરનારા દરવંદો (છે તેઓ) ખેતીને નાશ કરનારી ટિપણીને ઘણોજ ટેકો આપનારા થાએછે.

**ખોલાસોઃ**—(જે માણસો પાણીમાં અથવા આતશમાં નસો નાખેછે, તેઓ ન-

* આએ ૨૪ મા ફકરાનો તરજુમો મને પોતાને ખાતરી ભરેલો લાગતો નથી; એનાં કરતાં વધારે સહી તરજુમો થવો જોઇએ. પ્રોફેસરો દારમેસ્તેતે તથા હારલે નીચે મુજબ તરજુમો કરેછેઃ— "તે મુવેલાંનુ ગોશ્ત ખાનારને માટે ખાડો ખોદવો જોઇએ; તેનો જાન લેવો જોઇએ, તેની નુરમંદ આંખ ફોડી નાખવી જોઇએ; દરૂજ નસુશ તેના નખના છેડા સુધી તેની ઉપર ઘસારો કરેછે, અને તે શખ્સ હમેશને હમેશ સુધી અપવિત્ર રેહેછે" (દારમેસ્તેતે). તે શખ્સો કુટુંબોની ખરાબીનું તથા માણસોના મોતનું કારણ થઈ પડેછે; તેઓ આંખની ચલકતી રોશણીને કાહાડી લેછે તથા અંધાપો ઉત્પન્ન કરેછે (હારલે).

સાની ચીજનો ફેલાવો કરેછે. પાણીમાં નસો નાખ્યાથી તેટલું પાણી રદ થવાને લીધે, પાણીની અડચણ ભોગવવી પડે તથા ખેતીનો નાશ થાએ; પણ આતશમાં નસો નાખ્યાથી પાણીની ટિપણી કેમ થાએ તે વિશે મને સમજ નથી પડતી.)

૨૭. જેઓ નસાને ઉત્પન્ન કરનારા દરવંદો ( છે તેઓ ) દેવની રાહના, ગાએ ઢોરનો નાશ કરનારા, ઉંડા બરફવાળા, ધીમે ચાલતા, ઘાતકી, ખરાબીવાળા ( તથા ) ખરાબ પેદાંએશના જમેસ્તાનને ઘણોજ ટેકો આપનારા થાએછે. તેઓના નખ ઉપર આએ કે જે દરૂજ નસુશ તે ધસારો કરેછે; ત્યારપછી તેઓ હમેશને હમેશ સુધી અપવિત્ર થાએછે.

૨૮. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર અશો હોરમજદ! તે બાળવાનાં લાકડાં કે જે મુવેલા કુતરા અથવા ( મુવેલાં ) માણસના નસાની નજદીક લઈ જવાએલાં ( હોએ તે ) શું પાક થઈ શકે?

૨૯. ત્યારે હોરમજદે કહ્યું કે, અએ અશો જરતોશ્ત ! તે પાક થઈ શકે. શી રીતે? આએ રીતેઃ—જો તે નસો કાલબુદ ખાનારા કુતરા અથવાતો કાલબુદ ખાનારા પક્ષિઓથી નહી કરડાએલો ( હોએ ) તો, ( તે નસાને લાગેલાં બાળવાના લાકડાં) જો સુક્કાં ( હોએતો ) ( નસાને લાગેલાં હોએ ત્યાંહાંથી ) એક વેંહેંત જેટલાં લાંબાં, અને જો લીલાં ( હોએતો ) બે વેંહેંત જેટલાં લાંબાં (લાકડાંને કાપી નાખે); ( અને ત્યારપછી બાકી રહેલાં લાકડાંને ) આએ જમીન ઉપર મુકે, અને તેને ચારે બાજુએથી એકવાર પાણીથી ધોએ; એ પ્રમાણે (માજદયસ્નો) (તે લાકડાંને) પાક કરે.

૩૦. પણ અગરજો ( તે ) નસો કાલબુદ ખાનારા કુતરા અથવાતો કાલબુદ ખાનારા પક્ષિઓથી કરડાએલો ( હોએતો ), ( તે નસાને લાગેલાં એસમ ) જો સુક્કાં (હોએ) તો (નસાને લાગેલાં હોએ ત્યાંહાંથી) બે વેંહેંત જેટલાં લાંબાં,અને જો લીલાં ( હોએતો ) બગલ સુધીના આખા હાતની લંબાઈ જેટલાં લાંબાં ( લાકડાંને કાપી નાખે ); ( અને ત્યારપછી તે બાકીનાં લાકડાંને) જમીન ઉપર મુકે, અને તેને ચારે બાજુએથી એકવાર પાણીથી ધોએ; એ પ્રમાણે (માજદયસ્નો) (તે લાકડાંને) પાક કરે.

૩૧. સુક્કાં એસમમાંનું એટલું, લીલાં ( એસમ ) માંનું એટલું, સખ્ત ( એસમ) માંનું એટલું, નરમ ( એસમ ) માંનું એટલું આએ જમીન ઉપર મુકે, અને તેને ચારે બાજુએથી એકવાર પાણીથી ધોએ; એ પ્રમાણે ( માજદયસ્નો ) ( જુદી જુદી જાતના એસમને ) પાક કરે.

ખોલાસોઃ—(એની મતલબ એ કે સુક્કાં, લીલાં, સખ્ત અથવા નરમ લાકડાંને જો નસો લાગો હોએતો, ૨૯—૩૦ મા ફકરામાં ફરમાવ્યા પ્રમાણે નસો લાગવાને

લીધે રદ કરવા લાએક ભાગ રદ કરીને, બાકીનો જે ભાગ રેહ્યો હોએ તેને, જમીન ઉપર મુકીને ચારે બાજુએથી પાણીથી ધોએ તો તે લાકડું પાક થએલું ગણાએ.)

૩૨. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર અશો હોરમજ્દ! તે અનાજ તથા ધાંસ ચારો કે જે મુવેલા કુતરા અથવા (મુવેલાં) માણસના નસાની નજદીક લઈ જવાએલો (હોએ તે) શું પાક થઈ શકે?

૩૩. ત્યારે હોરમજ્દે કહ્યું કે, અએ અશો જરતોશ્ત! તે પાક થઈ શકે. શી રીતે? આએ રીતેઃ—જો તે નસો કાલબુદ ખાનારા કુતરા અથવાતો કાલબુદ ખાનારા પક્ષિઓથી નહી કરડાએલો (હોએતો), (તે નસાને લાગેલો અનાજ તથા ધાંસ ચારો) જો સુકો (હોએતો) (નસાને લાગેલો હોએ ત્યાંહાંથી) બે વેહેંત જેટલો લાંબો, અને જો લીલો (હોએતો) બગલ સુધીના આખા હાતની લંબાઈ જેટલો લાંબો (ઇઆને એટલો અનાજ તથા ધાંસ ચારો રદ કરે); (અને બાકી રહેલો અનાજ તથા ધાંસ ચારો) આએ જમીન ઉપર મુકે, અને તેને ચારે બાજુએથી એકવાર પાણીથી ધોએ. એ પ્રમાણે (માજદયસ્નો) (અનાજ તથા ધાંસ ચારા ઇત્યાદિને) પાક કરે.

૩૪. પણ અગરજો તે નસો કાલબુદ ખાનારા કુતરા અથવાતો કાલબુદ ખાનારા પક્ષિઓથી કરડાએલો (હોએતો), (તે નસાને લાગેલો અનાજ તથા ધાંસ ચારો) જો સુકો (હોએતો) (તે નસાને લાગેલો હોએ ત્યાંહાંથી) બગલ સુધીના આખા હાતની લંબાઈ જેટલો લાંબો, અને જો લીલો (હોએ) તો એક વામ જેટલો લાંબો (ઇઆને તેટલો અનાજ તથા ધાંસ ચારો રદ કરે); (અને બાકીનો જે રેહે તે) જમીન ઉપર મુકે, અને તેને ચારે બાજુએથી એકવાર પાણીથી ધોએ. એ પ્રમાણે (માજદયસ્નો) (અનાજ તથા ધાંસ ચારા ઇત્યાદિને) પાક કરે.

૩૫. સુકા અનાજમાંનો એટલો, લીલા (અનાજ) માંનો એટલો, ખેડેલા (અનાજ) માંનો એટલો, નહી ખેડેલા* (અનાજ) માંનો એટલો, ફાટવાળા (અનાજ જેવાકે દાળ, વટેણા, વાલ ઇત્યાદિ) માંનો એટલો, નહી ફાટવાળા† (અનાજ જેવાકે ઘઉં, ચોખા, બાજરી ઇત્યાદિ) માંનો એટલો, ખાવા લાએક (અથવા સ્વાદદાર) (અનાજ) માંનો એટલો, નહી ખાવા લાએક (અથવા વગર સ્વાદદાર (અનાજ) માંનો એટલો, છરેલા (અનાજ) માંનો એટલો, છરયા વગરના (અનાજ) માંનો એટલો, દરેલા (અનાજ) માંનો એટલો, નહી દરેલા (અનાજ) માંનો

* નહી વાવેલો (દારમેસ્તેતે); પોતાનીમેળે ઉગેલો (હારલે).

† કાપણી કીધેલો તથા કાપણી નહી કીધેલો અનાજ (યુરોપિયન વિદ્વાનો).

એટલો, આતશ ઉપર મુકેલા* (અથવા રાંધીને ખાવા લાએક કીધેલા) અનાજમાંનો એટલો આએ જમીન ઉપર મુકે, અને તેને ચારે બાજુ એથી એકવાર પાણીથી ધોએ. એ પ્રમાણે (માજદયસ્નો) (ઉપર જણાવેલા જુદી જુદી જાતના અનાજને) પાક કરે.

**ખોલાસોઃ**—(એની મતલબ એકે ઉપર જણાવેલા જુદી જુદી જાતના અનાજને એ પરગરદના ૩૩–૩૪ મા ફકરામાં ફરમાવ્યા મુજબ, નસો લાગવાને લીધે રદ કરવા લાએક ભાગ રદ કરીને, બાકીનો જે ભાગ રેહ્યો તેને જમીન ઉપર છુટો છુટો પાંથરી નાખીને, તેની ઉપર એકવખત પાણી છાંટે તો તે અનાજ પાક થાએ.)

૩૬. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! આએ કે જેઓ માજદયસ્નો તેઓ અગરજો વૈદ્યનો ધંધો કરવાને માટે બાહાર પડેતો, પેહેલાં બેમાંના કોણની ઉપર અજમાએશ કરે, માજદયસ્નોની ઉપર કે દેવયસ્નોની ઉપર?

૩૭. ત્યારે હોરમજદે કહ્યું કે માજદયસ્નોની આગમચ પેહેલ વેહેલાં દેવયસ્નોની ઉપર તેઓ અજમાએશ કરે. (તે વૈદ્યનો ધંધો કરવાને બાહેર પડનાર શખ્સ) અગરજો દેવયસ્નની ઉપર પેહેલીવાર વાહાડકાપનું કામ કરે, (અને જો) તે (દેવયસ્ન) મરી જાએ; અગરજો દેવયસ્નની ઉપર બિજીવાર વાહાડકાપનું કામ કરે, (અને જો) તે (દેવયસ્ન) મરી જાએ; અગરજો દેવયસ્નની ઉપર ત્રીજીવાર વાહાડકાપનું કામ કરે, (અને જો) તે (દેવયસ્ન) મરી જાએતો, ખચીત તે (માણસ) હમેશને હમેશ સુધી (વૈદ્યનો ધંધો કરવાને) નાલાએક ઠરેછે.

૩૮. ત્યારપછી (તે વૈદ્યનો ધંધો કરવાને નાલાએક ઠરેલા) માજદયસ્નો (કોઇનેબી) દવા નહી આપે, તથા (કોઈ) માજદયસ્નની ઉપર વાહાડકાપનું કામ નહી કરે, તથા વાહાડકાપનું કામ કરીને (કોઇને) જખમી નહી કરે.

(પણ) અગરજો (તે વૈદ્યનો ધંધો કરવાને નાલાએક ઠરેલા) માજદયસ્નો, ત્યારપછી (ઇઓને ધંધો કરવાને નાલાએક ઠર્યા પછી), (કોઇને) દવા આપે, અગરજો (કોઈ) માજદયસ્નની ઉપર વાહાડકાપનું કામ કરે, (તથા) અગરજો વાહાડકાપનું કામ કરીને (કોઇને) જખમી કરેતો, જાણી જોઇને જખમ કીધેલાની શિક્ષામાં (તે માણસો) તોજેશ પામેલા થાએ.

૩૯. (તે વૈદ્યનો ધંધો કરવાને બાહેર પડનાર શખ્સ) અગરજો દેવયસ્નની ઉપર પેહેલીવાર વાહાડકાપનું કામ કરે, (અને જો) તે (દેવયસ્ન) સાજો થાએ; અગરજો દેવયસ્નની ઉપર બિજીવાર વાહડકાપનું કામ કરે, (અને જો) તે (દેવયસ્ન) સાજો થાએ; અગરજો દેવયસ્નની ઉપર ત્રીજીવાર વાહાડકાપનું કામ કરે,

---

* ઘાંસ ચારો (હારલે); નહી ગુંદેલો (દારમેસ્તેતે).

(અને જો) તે (દેવયસ્ન) સાજો થાએતો, ખચીત હમેશને હમેશ સુધી તે (માણસ) (વૈદ્યનો ધંધો કરવાને) લાએક ઠરેછે.

૪૦. ત્યારપછી (તે) માજદયસ્નોને ગમેતો (કોઇનેબી) દવા આપે, ગમેતો (કોઇબી) માજદયસ્નની ઉપર વાહાડકાપનું કામ કરે, (તથા) ગમેતો વાહાડ-કાપનું કામ કરીને (તેને) તંદરોસ્તી આપે.

**ખોલાસો:**—(એ પરગરદના ૩૬—૪૦ મા ફકરામાં તબીબનો ધંધો કરવા સારૂં બાહાર પડનાર શખ્સને લગતી બોના આવેલીછે; તેમાં એવું જણાવેછે કે, પેહેલ વેહેલો ડાકટરનો ધંધો કરવાને બાહાર નિકળનાર શખ્સે પોતાનો ધંધો દેવ-યસ્નોમાં ચલાવવો; માજદયસ્નોમાં નહી. દેવયસ્નોમાં કેટલીએક વખતે તપાસ કીધાથી જો તે ફતેહમંદ ઉતરે, ઇઓને તેઓને સાજા કરેતો, પછી માજદયસ્નોમાં તે ડાકટરનો ધંધો ચલાવે. પણ અગરજો તે શખ્સ દેવયસ્નોમાં કેટલીએક વખત અ-જમાએશ કીધા છતાં મુદલ ફતેહમંદ નહી ઉતરે, અને સાંભા તેઓને મારી ના-ખેતો, તે ધણી ડાકટરનો ધંધો ચલાવાને હમેશ સુધી નાલાએક ઠરેછે. બિજા હાત ઉપર, જે નવો ડાકટર દેવયસ્નોની દવા કરે અને થોડાક દાખલાઓમાં ફતેહ પામે તો, તે ધણી તબીબના ધંધાને માટે લાએક ઠરેછે; પછી ગમેતો માજદયસ્નોમાં તે પોતાનો ધંધો ચલાવે. દેવયસ્નોને માજદયસ્નોના કરતાં ઉતરતા ગણ્યાથી, અનુભવ વગરના નવા ડાકટરને પેહેલાં દેવયસ્નોમાં ધંધો ચલાવાને ફરમાવેલુંછે.)

૪૧. (તે વૈદ્યનું કામ કરવાને લાએક ઠરેલો માજદયસ્ન) આથ્રવનને ભલી દુઆના બદલામાં સારો કરે; ઘેરના ઘરધણીને સઉથી નાધલાં કદના ઢોરની કીમતના (બદલામાં) સાજો કરે; મોહોલ્લાના ધણીને વચલાં કદના ઢોરની કીમતના (બ-દલામાં) સાજો કરે; કસબાના ધણીને પેહેલ્લા કદના ઢોરની કીમતના (બદલામાં) સાજો કરે; દેશના ધણીને ચાર (ઘોડા અથવા બલદની) જોડેલી ગાડીની કીમતના (બદલામાં) સાજો કરે.

૪૨. (તે વૈદ્યનું કામ કરવાને લાએક ઠરેલો માજદયસ્ન) ઘેરના આગેવાન ઘર ધણીની બાઈડીને ગધેડીની કીમતના (બદલામાં) સાજી કરે; મોહોલ્લાના ધ-ણીની બાઇડીને ગાએની કીમતના (બદલામાં) સાજી કરે; કસબાના ધણીની બા-ઇડીને ઘોડીની કીમતના (બદલામાં) સાજી કરે; દેશના ધણીની બાઈડીને સાંઢ-ણીની કીમતના (બદલામાં) સાજી કરે.

૪૩. (તે વૈદ્યનું કામ કરવાને લાએક ઠરેલો માજદયસ્ન) કોઈ ખાનદાનના છોકરાને સઉથી પેહેલ્લા કદના ઢોરની કીમતના (બદલામાં) સાજો કરે; સઉથી

પેહેલા કદના ઢોરને વચલા કદના ઢોરની કીમતના ( બદલામાં ) સાજો કરે; વચલા કદના ઢોરને સઉથી નાધલાં કદના ઢોરની કીમતના ( બદલામાં ) સાજો કરે; સઉથી નાધલાં કદના ઢોરને માફકસર કદના પશુની કીમતના (બદલામાં ) સાજો કરે; માફકસર કદના પશુને ગોશ્તના ખોરાકની કીમતના ( બદલામાં ) સાજો કરે.

ખોલાસો:—( એ પરગરદના ૪૧—૪૩ મા ફકરાઓમાં લાએક ઠરેલા ડાકટરે બીમાર પડેલા ચઢતી ઉતરતી પદવીવાળા માણસો તથા બાઈડીઓને, તથા જુદી જુદી જાતના જાનવરોને દવા આપીને, પાછાં તંદરોસ્તીમાં લાવવાની પોતાની મેહેનતના અવેજમાં શું ફી લેવી જોઇએ તે વિશે જણાવેલુંછે; તેમાં આથ્રવન ઈઆને દસ્તુર—મોબેદ પાસેથી કાંઇબી લેવાને ફરમાવેલું નથી, તેની દવા મુફત કરવી; તેના બદલામાં તે આથ્રવન તેને સાજો કરનાર ડાકટરનેમાટે નેક દુઆ ચાહે. જેમ હાલના જમાનામાં ડાકટરને તેની ફીને માટે પૈસા આપવામાં આવેછે તેમ વંદીદાદના વખતમાં હતું નહી, પણ ગાએ, ઢોર, ગધેડી ઈત્યાદિ જાનવર આપવાને કહેલુંછે; એ સમજવું સેહેલ છે. વંદીદાદના કદીમ વખતમાં માણસોની મિલકત ગાએ ઢોર ઉપરથી ગણાતી હતી. જે ધણી વધારે ગાએ ઢોર રાખનાર તે વધારે તવંગર ગણાતો હતો. હાલમાં વપરાતા Pecuniary (=પૈસાને લગતું), Peculation (=પૈસાની ચોરી )—એ બોલો લાટીન ભાષાના "Pecus=ઢોર" ઉપરથી નિકળેલાછે. "Pecuniary" બોલનો અસલ અર્થ "ઢોરને લગતું"; પણ પાછલથી લોકોની મિલકત ગાએ ઢોરને બદલે પૈસાથી ગણાવા લાગી, તેથી Pecuniaryનો અર્થ "પૈસાને લગતું" એવો થવા લાગ્યો. )

૪૪. અએ સઉથી પવિત્ર જરતોશ્ત! ઘણી જાતના વૈદ્યો સાથે મળેછે, ( જેવાકે ) વાહાડકાપના વૈદ્યો, ઝાલાપાલાની દવા આપીને સારૂં કરનાર વૈદ્યો તથા માંથ્ર ( ભણીને ) તંદરોસ્તી આપનાર વૈદ્યો.* પવિત્ર માંથ્ર ( ભણીને ) સારૂં કરનાર* વૈદ્યો અહિંયાં સાથે મળેછે. વૈદ્યોમાંનો સઉથી ઘણીજ તંદરોસ્તી આપનાર વૈદ્ય ખચીત તે છે, કે જે પવિત્ર માંથ્ર ( ભણીને ) સારૂં કરનાર વૈદ્ય ( છે ), કે જે (વૈદ્ય) અશો માણસના અંદરખાનેથી તેને તંદરોસ્તી આપેછે.

૪૫. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! મુવેલાં માણસનું શરીર રોશણીએ ઢંકાએલું (ઇઆને તેની ઉપર રોશણી પડતી) ખોરશેદનેગીરશ્નેમાં જમીન ઉપર પડેલું હોએતો, કેટલા વખતની દરાજી પછી ( તે ) જમીન ( પાક ) થાએ?

૪૬. ત્યારે હોરમજદે જવાબ આપ્યો કે, અએ અશો જરતોશ્ત! મુવેલાં મા-

---

* એના ખોલાસા બાબે જુઓ મારી ખોરદેહ અવસ્તા બા માએની, સફે ૧૮૪ મો.

ણસનું શરીર રોશણીથી ઢંકાએલું (ઇઆને તેની ઉપર રોશણી પડતી) ખોરશેદ-નેગીરશ્નેમાં જમીન ઉપર પડેલું હોએતો, એક વરસની દરાજી પછી (તે) જમીન (પાક) થાએછે.

**ખોલાસો:**—(એ ફકરાની મતલબ એ કે ખોરશેદની રોશણીમાં ખોલ્લું કોઈ શખ્સનું મુરદું જમીન ઉપર પડેલું હોએ, અને દીનની શરિયત મુજબ તે લાશને ગીધ પાસે ખવરાવી દેવાને ઉંચી જગોએ નહી લઈ જવામાં આવી હોએતો, તે લાશવાળી જમીન એક વરસની મુદત થયા પછી પાક થએલી ગણાએ.)*

૪૭. અએ દાદાર! મુવેલા માણસનું શરીર જમીનમાં દટાએલું હોએતો, કેટલા વખતની દરાજીએ તે જમીન અગાઉના જેવી (પાક) થાએ?

૪૮. ત્યારે હોરમજદે કહ્યું કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત! મુવેલાં માણસનું શરીર જમીનની અંદર દટાએલું પડેલું હોએતો, ૫૦ વરસ પછી તે જમીન અગાઉના જેવી (પાક) થાએછે.

**ખોલાસો:**—(જે જગોએ માણસનું મુરદું દાટેલું હોએ તે મુરદાં સાથની જગો ૫૦ વરસ સુધી અપવિત્ર ગણાએ. તે જગાને ખેતીના ઇઆ બિજા કામમાં લાવવી નહી, સબબ કે તેની અંદર મુરદું પડેલુંછે. પણ જો તે મુરદાંને બાહાર કાહાડીને તે જમીનને સાફસુફ કરી નાખેતો તેટલો વખત થોભવાની કંઈ અગત નથી.)†

૪૯. અએ દાદાર! મુવેલાં માણસનું શરીર કબરમાં મુકેલું હોએતો, કેટલા વખતની દરાજી પછી તે જમીન અગાઉના જેવી (પાક) થાએ?

૫૦. ત્યારે હોરમજદે કહ્યું કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત! તે (મુવેલું શરીર) ધુલ થઈ જાએ તેની આગમચ (તે જમીન પાક થએલી) નહી (ગણાએ).

**ખોલાસો:**—(જે જગોએ મુરદું દાટેલું હોએ અને તેની ઉપર કબર બાંધેલી હોએતો, જ્યાંહાંસુધી તે દાટેલું મુરદું પોતાની મેળે તદન ખાક થઈ જાએ ત્યાંહાંસુધી, તે કબર સાથની મુરદાંવાળી જગા પવિત્ર થએલી નહી ગણાએ. તેવી જગાને

---

* ફકરા ૪૫—૪૬:—સુરજની ગરમી તથા રોશણીથી કોહોતી ચીજોમાં ઘણો જલદીથી ફેરફાર થઈ જાએછે, અને વળી ખોલ્લી હવાને લીધે બદબો પણ જલદીથી નિકળી જાએછે, સેથી એક વરસની મુદતમાં તે જગા સફાઈ થઈ શકેછે.

ડાકટર ખ૦ ફ૦ ખોરી.

† ફકરા ૪૭—૪૮:—જમીનમાં દાટેલા મુરદાં ઉપર મટ્ટી ફરી વળેછે, અને જોકે મટ્ટીમાં ખરાબ વાસ તથા ગલીચી દફે કરવાનો ગુણછે, તોપણ સુરજની ગરમી તથા રોશણી તેને નહી પોહોંચ્યાથી તે જગાને સાફ થતાં ઘણાં વરસ લાગેછે.

ડાકટર ખ૦ ફ૦ ખોરી.

પાક થવાને માટે ૫૦ વરસથી વધારે મુદત ગુજરવી જોઇએ, સબબ કે ફ્કત દાટેલાં મુરદાંની જગાને માટે એજ પરગરદના ૪૮ મા ફકરામાં ૫૦ વરસની મુદત કહેલીછે, તો કબર સાથની મુરદાંવાળી જગાને માટે વધારે થવી જોઇએ; પણ અગરજો માજદયસ્નો તે કબર ભાંજીને તે દાટેલી લાશને બાહાર કાહાડીને, તે જગાને નસાની ચીઝોથી સારીપેઠે સાફ્સુફ કરેતો તે જગા પાક થઈ શકે. ત્યારે તો ઉપર જણાવેલી મુદત સુધી ખોટી થવાનું કામ નહી; ત્યાર પછી ચાહેતો માજદયસ્નો તે જગાને કોઇબી કામમાં લાવી શકે.)

( દાદાર હોરમજદ કેહેછે ) અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! ( આએ ) હાડમંદ દુનિયાંના આએ કબરોમાંની દરેક (કબર)ને જમીનદોસ્ત કરી નાખવા સારૂં (માણસોને) તુંને તાકીદ કરવી જોઇએ.

ખોલાસોઃ—(આપણા પવિત્ર મજહબમાં જમીનની અંદર મુરદાંને નહી દાટવાને તથા તેની ઉપર કબર નહી બાંધવાને સખ્ત તાકીદ કીધેલીછે. પાક દાદાર હોરમજદ અશો પેગમબર જરતોશ્ત સાહેબને કેહેછે કે દરેક કબર ભાંજી નાખવા સારૂં માણસોને તુંને ખરાવી કેહેવું જોઇએ.)*

૫૧. જેટલું તેનું તન હોએ તેટલી મ્હોટી આએ કબરોમાંની ( કબરને ) જે કોઈ જમીનદોસ્ત કરી નાખેતો, ( અગાઉ કીધેલાં પાપને માટે ગોયા ) તે ( માણસ ) ના મને, વચને ( તથા ) કામે પતેત કીધેલી ગણાએ; ( તથા ) તેના મને, વચને ( તથા ) કામે ( અગાઉના કીધેલાં પાપને માટે ) તોજેશ કીધેલી ગણાએ.

ખોલાસોઃ—(જે શખ્સ કબરને ભાંજીને જમીનદોસ્ત કરી નાખેછે તેને એટલું સવાબ લાગેછે કે,જાણે તેણે પોતાના કીધેલા ગુનાહને માટે પતેત તથા તોજેશ કીધી.)

૫૨. કારણ કે સઉથી સરસ દુનિયાં ( ઇસ્આને બેહેસ્ત ) તરફ આગળ (જવાના) મારગમાં તે (કબર ભાંજી નાખનાર) માણસની સાંભે બે મીનો ( કે જે સપેનામીનો તથા ધનામીનો તેઓ ) લડાઈ કરવાને ઉભા નથી રેહેતા. અએ જરતોશ્ત! સેતારા તથા ચંદ્રમા તથા સૂર્ય તે ( કબર ભાંજીને જમીનદોસ્ત કરનાર ) ને આશીર્વાદ દેછે; તથા હું કે જે પેદા કરનાર હોરમજદ તે (નીચે પ્રમાણે) તેને આશીર્વાદ દેઉછું†:—

* ફકરા ૪૯—૫૦:—જે મુરદાંને પેટીમાં ઘાલીને દાટયું હોએ તેની ઉપર મટ્ટી લાગતી નથી; તેની ઉપર વળી સુરજની ગરમી તથા રોશણી ,પણ લાગુ પડતી નથી, તેથી તે કાહેછે તે વેળા પુશ્કળ બદઓ અને ગલીચી પેદા કરેછે. તે ગલીચી પેટીમાં રેહેછે અને તેથી સઘલું સાફ થઈ જવાને ઘણા વરસો લાગવાં જોઇએ.

ડાકટર ખ૦ ફ૦ ખોરી.

† અસલ એબારતમાં એ ક્રિયાપદ અપુર્ણ ભૂતકાળમાં (બેરેજએમ) છે.

" અએ માણસ ! એ પ્રમાણે તુંને મ્હોટાઈ (હોજો) ! (તું) કે જે ફાંની દુનિ:યાંમાંથી અવિનાશી દુનિયાંમાં આવ્યો."

**ખોલાસોઃ**—(જરતોશ્તી ધરમમાં મુરદાંને દાટી તેની ઉપર કબર કરવાને અજીમ ગુનાહ ભરેલું ગણ્યુંછે; તેથી ઉલટું જે શખ્સ મુરદાંવાળી કબરને ભાંજી નાખી મુરદાંને બાહાર કાહાડેછે તેને ઘણું સવાબનું કાંમ કીધા બરાબર ગણ્યુંછે. આએ ૫૨ મા ફ્કરામાં લખેછે કે આએ દુનિયાંમાં કબર ભાંજી જમીનદોસ્ત કરનાર શખ્સ પોતાના મરણ પછી બેહેશ્તમાં જાએછે, તથા તેને તે મીનો જેહાંનમાં પાક દાદાર હોરમજદ તથા બિજા મીનો ઇજદો મુબારકબાદી આપેછે. આએ એક સહરાગત ભરેલું લખાણ દીસેછે; પણ એની મૂળ મતલબ એકે જે શખ્સ કબરને ભાંજી નાખી મુરદાંને બાહાર કાહાડે તે, અશો જરતોશ્ત પેગમબરના એક સઉથી અગતના કાએદાને અનુસરીને ચાલેલો કેહેવાએ, તથા તેવા શખ્સને સવાબ હાંસેલ થાએછે.)

૫૩—૫૪. **ખોલાસોઃ**—(આએ ૫૩—૫૪ મા ફ્કરા ગુચવણ ભરેલા છે, સમજ નથી પડતા. ડાક્ટર સ્પીગલવાળી અવસ્તાની ચોપડીમાંતો એ ફ્કરા છેજ નહી; પણ પેહેલવી વંદીદાદમાં કટકે કટકે લખીને પેહેલવીમાં તેની શરેહ કીધીછે.)

૫૫. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર ! દેવ ક્યાંહાં છે ? દેવને ઇજનારો ક્યાંહાં (છે) ? દેવોનું સાથે દોડવું ક્યાંહાં (છે) ? દેવોનું સાથે મળવું ક્યાંહાં (છે) ? પચાસથી તે સો ઘણા, સોથી તે હજાર ઘણા, હજારથી તે દશ હજાર ઘણા, તથા દશ હજારથી તે અગણિત ઘણા દેવો ક્યાંહાં સાથે દોડેછે ?

૫૬. ત્યારે હોરમજદે કહ્યું કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! આએ કબરોમાં કે જે આએ જમીનની ઉપર બુલંદ બાંધેલીછે; જે (કબરો) ની અંદર મુવેલાં માણસોને (લોકો) મુકેછે, ત્યાંહાં દેવ* છે, ત્યાંહાં દેવને ઇજનારો (છે), ત્યાંહાં દેવોનું સાથે દોડવું (છે), ત્યાંહાં દેવોનું સાથે મળવું (છે); ત્યાંહાં પચાસથી તે સો ઘણા, સોથી તે હજાર ઘણા, હજારથી તે દશ હજાર ઘણા, દશ હજારથી તે અગણિત ઘણા દેવો સાથે દોડેછે.

૫૭. અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! જે પ્રમાણે કે આએ હાડમંદ દુનિયાંમાં તમો માણસો સ્વાદદાર ખોરાક તૈયાર કરોછો, તથા સ્વાદદાર ગોશ્ત ખાઓછો, તે પ્રમાણે આએ કબરમાં તે દેવો ખાએછે તથા સાથે એશકબાજી કરેછે.† (જેમ) આએ માણસો ખાએછે (તથા) રેહેછે (તેમ કબરોમાં દેવો પોતાનું મુકામ કરેછે).

૫૮. કારણ કે જ્યાંહાં સુધી તે બદબો નિકળેછે ત્યાંહાં સુધી દેવોની તે ખુશી

* **દેવ** બોલના ખોલાસા બાબે જુઓ મારી ખોરદેહ અવસ્તા બા માએની, સફે ૧૯ મે આપેલી નોટ.

† હધાર નાખેછે, નજીસાત કરેછે (હારસે તથા દારમેસ્તેતે).

છે. આએ કબરોમાં ગલીચાઈ તથા બીમારી* તથા તાપ તથા નાપાકી તથા તાહા-ડાયોતાવ તથા ધુજરી† તથા પુશ્કળ ( અથવા ઘણા વખતના પડી રહેલાં ) હાડકાં ( તથા ) બાલ સાથે એકઠા થાએછે. બામદાદના ઝઝકલાના વખતથી તે કબરોમાં માણુસ ઘણાજ નાશકારક થાએછે.

ખોલાસો:—( કબર ભાંજી નાખી દાટેલાં મુરદાંને બાહાર કાહાડવાને ઉપરના ફકરાઓમાં સખ્ત તાકીદ ફરમાવી; એનો સબબ એ પરગરદના ૫૫—૫૮ મા ફકરાઓમાં જણાવેછે, તે એકે જે જગોએ કબર હોએછે તેવે ઠેકાંણે સંખ્યાબંદ દેવ દરૂજો પોતાનું મુકામ કરીને રેહેછે, તથા તેવી જગામાંથી બદબો નિકળેછે તથા તાપ વગેરે બિજા રોગો ઉત્પન્ન થાએછે, જેથી માણસોની તંદરોસ્તીમાં બીગાડ થાએછે.)‡

૫૯. જેઓ થોડી અક્કલવાળા છે તેઓ વધારે મ્હોટી અક્કલવાળાની અદેખાઈ નથી કરતા. આએ ( ૫૮ મા ફકરામાં જણાવેલી) ગલીચીનો ત્રીજો હિસ્સો જાનય (નામનો દેવ) પોતાના હોત, હાત તથા ત્રણ ઘણા (ઈઆને પુશ્કળ) બાલમાં રાખેછે.

૬૦. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! અગરજો આએ માજદયસ્નીના ઘેરમાં કોઈ બાઈડી હમેલદાર હોએ, ( અને તેણીના પેટમાં ) એક મહિનાનું, અથવા બે મહિનાનું, અથવા ત્રણ મહિનાનું, અથવા ચાર મહિનાનું, અથવા પાંચ મહિનાનું, અથવા છ મહિનાનું, અથવા સાત મહિનાનું, અથવા આઠ મહિનાનું, અથવા નવ મહિનાનું, અથવા દશ મહિનાનું (બચ્ચું હોએ), ત્યારે ( જો ) તે બાઈડી મુવેલું છોકરૂં જનેતો, આએ કે જેઓ માજ્દયસ્નો તેઓ શું કરે?

૬૧. ત્યારે હોરમજ્દે કહ્યું કે તે માજ્દયસ્નીના ઘેરમાં ઘણીજ પાક તથા ઘણીજ સુક્કી જમીન, કે જયાંહાં પશુઓ તથા ઢોરો ઘણાંજ થોડાં તે રસ્તે આવજાવ કરે, તથા હોરમજ્દનો આતશ તથા અશોઈથી પાંથરેલી ( અથવા બાંધેલી? )

---

* દરદ, પીડા, દુઃખ ( હારલે ); ખુજલી ( દારમેસ્તેતે ).

† Rickets=બચ્ચાંઓને થતું બરડાના કાંઠાનું તથા માંથાનું એક જાતનું દરદ ( દારમેસ્તેતે ).

‡ ફકરા ૫૫—૫૮:—આએ ઠેકાણે દેવનો અર્થ પુશ્કળ નાશકારક ગલીચી કરીને થાએછે. કેટલીએક જાતની ખરાબ તાપ, જેમકે "તાઈફાઈડ ફીવર" (Typhoid Fever) અથવા "તાઈફસ ફીવર" (Typhus Fever) નું એક મૂખ્ય કારણ અતિશય ગલીચી છે. અને હાલ લંડન તથા યુરોપના બિજાં શેહેરોમાં એ રોગો ચાલેછે તેનું કારણ તે શેહેરોની પડોશનાં ઘોરસ્થાન ગણાએછે. થોડાં વરસ થયાં લંડન શેહેરમાં મુરદાં દાટવાની મનાઈ કરવામાં આવીછે, અને હાલ સઘલાં મુરદાંને શેહેરની બાહેર દૂર દાટવામાં આવેછે. દિવસની વેળા સુરજની ગરમી તથા રોશણી બદબો તથા ગલીચીને દફે કરેછે, પણ રાતની વખતે તે નહી હોવાથી દફે થઈ શકતી નથી તેથી તે વેળા તે માણસોને ઘણી નુકસાનકારક થાએછે.

ડાકટર ખ૦ ફ૦ ઓરી.

બરસમ તથા અશો માણસ ( તે જગોએ ઘણુંજ થોડા આવજાવ કરે )· ( ત્યાંહાં તે મુવેલું છોકરૂં જનનારી બાઈડીનું મુકામ કરે).

૬૨. અએ દાદાર ! આતશથી કેટલી દૂર, પાણીથી કેટલી દૂર, પાંથરેલી ( અથ્વા બાંધેલી ? ) બરસમથી કેટલી દૂર ( તથા ) અશો નરથી કેટલી દૂર ( મુવેલું છોકરૂં જનનારી બાઈડીની જગા હોવી જોઇએ ) ?

૬૩. ત્યારે હોરમજદે કહ્યું કે ૩૦ કદમ આતશથી, ૩૦ કદમ પાણીથી, ૩૦ કદમ પાંથરેલી ( અથવા બાંધેલી ? ) બરસમથી, ( અને ) ત્રણ કદમ અશો નરથી દૂર ( મુવેલું છોકરૂં જનનારી બાઈડીની જગા હોવી જોઇએ ).

૬૪. (ત્યારપછી) ત્યાંહાં તે માજ્દયસ્નો તે (મુવેલું છોકરૂં જનનારી બાઈડી) ને માટે તે જગાએ એક આસપાસથી ઘેરી લીધેલી જગા બાંધે; ત્યારપછી તે માજ્દયસ્નો ખોરાકને માટે મુકરર કરે; ત્યારપછી તે માજ્દયસ્નો કપડાંને માટે મુકરર કરે.

૬૫. અએ દાદાર ! ખોરાકોમાંનો કીયો ( ખોરાક ) તે બાઈડી પેહેલાં ખાએ ?

૬૬. ત્યારે હોરમજદે કહ્યું કે રાખને બલદના નીરંગની સાથે ( ભેળેલાંના ) ત્રણ અથવાતો ૭ અથવાતો નવ ટીપાં, (તે) મુવેલું છોકરૂં જનનારી બાઈડીના ગર્ભસ્થાનના અંદરના ભાગના તે દખ્મામાં છાંટે.

૬૭. ત્યારપછી ( તે મુવેલું છોકરૂં જનનારી બાઈડી ) ઘોડીનું, ગાએનું, મેંઢીનું તથા બકરીનું તાજું દોહેલું દુધ ( પીએ ); ( તથા ) મ્હોટો મેવો અને નાધલો મેવો ( ખાએ ); ( તથા ) પાણી વગર સ્વાદદાર કીધેલું ગોશ્ત તથા પાણી વગર (રાંધેલો) અનાજનો ખોરાક ( ખાએ ), તથા પાણી વગર ( બનાવેલો ) દારૂ ( પીએ ).

૬૮. અએ દાદાર ! ( તે મુવેલું છોકરૂં જનનારી ઓરત ) ગોશ્ત, અનાજ ખાએ તથા દારૂ પીએ તેને માટે કેટલો વખત થોભે ( તથા ) કેટલો વખત ખોટી રેહે ?

૬૯. ત્યારે હોરમજદે કહ્યું કે ( તે મુવેલું છોકરૂં જનનારી ઓરત ) ગોશ્ત, અનાજ ખાએ તથા દારૂ પીએ તેને માટે દિવસ સુધાંની ત્રણ રાત ( ઇઆને આખા ત્રણ દાહાડા ) થોભે તથા દિવસ સુધાંની ત્રણ રાત ખોટી રેહે. દિવસ સુધાંની ત્રણ રાત થયા પછી, વસ્ત્ર કાહાડી નાખીને (તે ઓરત) ૯ ખાડા ઉપર બલદના નીરંગથી તથા પાણીથી (પોતાના) તનને ઉંચે વેરથી ધોએ. એ પ્રમાણે (તે ઓરત) પાક થાએ.*

૭૦. અએ દાદાર ! અગરજો તે ( બાઈડી ) ના નાકૌતીવાળા તનને તાપ આવે, તથા અગરજો બે સઉથી ખરાબ દરદ કે જે ભૂખ તથા જે તરસ તે, પેલીની ઉપર આવી પોંહોંચે (ઇઆને તેણીને ભૂખ તથા તરસ લાગેતો) શું તે બાઈડી પાણી પીએ ?

---

* એના ખોલાસા બાબે જુઓ પરગરદ પાંચમી, ફકરા ૪૫—૫૪ મા આપેલી નોટ.

૭૧. ત્યારે હોરમજદે કહ્યું કે (તે બાઈડી) (પાણી) પીએ, (સબબકે પાણી પીધાથી) તેણીને એટલો વધારે મ્હોટો ફાએદો છે, તે એકે ( તેણીના ) જીવને નીરાંત મળે.

**ખોલાસો:**—(તે બાઈડીને પાણી આપવાં બાબે નીચે મુજબ ફરમાન આપેછે.)

દાનાવ, બાબદોમાં જાણીતા ભલા ( માણસો ) માંના કોઈબી ભલા તથા અશો ( માણસને પુછીને પછી આપવું ).* ( પણ અગરજો ) તે (મુવેલું છોકરૂં જનનારી) બાઈડી ( પોતાના હાતે ) ખોબલો ભરીને પાણી પીએતો, (તે) તમો કે જેઓ માજ્દયસ્નો ( છેઓ ) તેઓને માટે શિક્ષા ઉત્પન્ન કરેછે.

**ખોલાસો:**—( જો તે મુવેલું છોકરૂં જનનારી બાઈડી પોતાને હાતે લઇને પાણી પીએતો, તેથી તેણીની આસપાસના માજ્દયસ્નો શિક્ષાને લાએક થાએછે.)

(માત્ર) વખણાએલો સરદાર ( તથા ) વખણાએલો દોષશ્રવનગુરૂ ( તે ) શિક્ષાને મુકરર કરેછે

**ખોલાસો:**—( તે શિક્ષા મુકરર કરવાની સત્તા દીનઆગાહ સરદાર અથવા દસ્તુરના હાતમાં છે. એ શિક્ષા નીચે ૭૨ મા ફકરામાં જણાવી છે. )

**ખોલાસો:**—( મુવેલું છોકરૂં જનનારી ઓરતને સુવાવડીની હાલતમાં તાવ આવે તથા પાણીની સોખાર લાગેતો, તેણીને પાણી આપવું કે નહી એવો સવાલ એ પરગરદના ૭૦ મા ફકરામાં પુછવામાં આવ્યોછે. તેના જવાબમાં ૭૧ મા ફકરામાં એવું ફરમાન આપેલુંછે કે હા, પાણી આપવું કે તેથી કરીને તેણીના જીવને નીરાંત થાએ. પણ કેવી રીતે આપવું તે વિશે તાકીદ કીધીછે, તે એકે ડાકટરને પુછીને પછી પાણી આપવું. બિજું એવું જણાવેછે કે તે ઓરતે પોતે પોતાના હાતે લઇને પાણી પીવું નહી, પણ તેની આસપાસનાઓએ આપવું. તેની મતલબ એવી દીસેછે કે, જો તે બાઈડી પોતાને હાતે લઇને પીએતો બેફામથી વધારે પીધાથી કદાચ પેલીને નુકસાન થાએ, તેટલા માટે આવી તાકીદ કીધેલીછે. અગરજો તે ઓરત પોતાને હાતે લઇને પાણી પીએ તો, તેણીની આસપાસનાઓ શિક્ષાને લાએક થાએછે.)

૭૨. તેને માટે શું શિક્ષા છે?

**ખોલાસો:**—( ૭૧ મા ફકરામાં જણાવ્યા પ્રમાણે તે બાઈડી પોતાને હાથે પાણી પીએ, અને તે બાબે તેણીની આસપાસનાઓ સંભાલ નહી રાખેતો તેને માટે શું શિક્ષાછે?)

---

* ફકરા ૭૦—૭૧:—તાપમાં તરસ ઘણી લાગેછે; એવે વખતે પાણી એક આશીર્વાદ છે, તે તાપનું જોર નરમ પાડેછે. પણ હદથી વધારે પાણી પીધાથી અવગુણ થાએછે; તે તરસ મટાડવાને બદલે ઉલટી તરસ વધારેછે અને પેટ ભરાઈ જાએછે. એટલા માટે તેવે વખતે ડાકટર અથવા દાનાવ શખ્સની સલાહ લેવાને ફરમાવેલુંછે.

ડાકટર ખ૦ ફ૦ ખોરી.

ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના ગુનેહગાર તનને માટે (તે શખ્સે) ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૨૦૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડવાં જોઇએ, (તથા) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૨૦૦ (નુકસાનકારક જાનવરોને) (હાંકી કાહાડવાં જોઇએ).

૭૩. હાડમંદ દુનિયાંના એ અશો પેદા કરનાર અશો હોરમજ્દ! ખાવાને લગતાં તે વાસણો કે જે મુવેલા કુતરા અથવા (મુવેલાં) માણસના નસાંને લાગેલાં (હોએ તે) શું પાક થઈ શકે?

૭૪. ત્યારે હોરમજ્દે કહ્યું કે, એ અશો જરતોશ્ત! (તે વાસણો) પાક થઈ શકે. શી રીતે? આએ રીતેઃ—અગરજો (તે વાસણ) સોનાનું હોએતો બલદના નીરંગે કરીને (તેને) એક વખત ધોએ, મટોડીએ કરીને (તેને) એક વખત ઉજારે (તથા) પાણીએ (તેને) એક વખત ધોએ; ત્યારે (ઇઆને એમ કીધાથી) (તે સોનાનું વાસણ) પાક થએલું ગણાએ. પણ અગરજો (તે વાસણ) રૂપાનું હોએતો બદલના નીરંગે કરીને (તેને) બે વખત ધોએ, મટોડીએ કરીને (તેને) બે વખત ઉજારે (તથા) પાણીએ (તેને) બે વખત ધોએ; ત્યારે (તે રૂપાનું વાસણ) પાક થએલું ગણાએ.

૭૫. પણ અગરજો (તે વાસણ) લોહોડાંનું હોએતો બલદના નીરંગે કરીને (તેને) ત્રણ વખત ધોએ, મટોડીએ કરીને (તેને) ત્રણ વખત ઉજારે (તથા) પાણીએ(તેને) ત્રણ વખત ધોએ; ત્યારે (તે લોહોડાનું વાસણ) પાક થએલું ગણાએ. પણ અગરજો (તે વાસણ) જસદનુ* હોએતો બલદના નીરંગે કરીને (તેને) ચાર વખત ધોએ, મટોડીએ કરીને (તેને) ચાર વખત ઉજારે (તથા) પાણીએ (તેને) ચાર વખત ધોએ; ત્યારે (તે જસદનું વાસણ) પાક થએલું ગણાએ. પણ અગરજો (તે વાસણ) પત્થરનું હોએતો બલદના નીરંગે કરીને (તેને) ૭ વખત ધોએ, મટોડીએ કરીને (તેને) ૭ વખત ઉજારે, (તથા) પાણીએ (તેને) ૭ વખત ધોએ; ત્યારે (તે પત્થરનું વાસણ) પાક થએલું ગણાએ. પણ અગરજો (તે વાસણ) કાદવનું, લાકડાંનું (અથવા) કાંજીનું† (બનાવેલું) હોએતો, (તે) હમેશને હમેશ સુધી અપવિત્ર ગણાએ (ઇઆને ધોવાથી પાક થઈ શકેજ નહી).

**ખોલાસોઃ**—(ફકરા ૭૩—૭૫:—એ ફકરાઓના અર્થ તપાસતાં સેહેજે માલુમ

* **'હએસફ્નએનિશ'** બોલનો ચોકસ અર્થ ઠર્યો નથી; ડાકટર સ્પીગલે એ બોલનો તરજુમો કીધો નથી; કલઈ, જસદ (પ્રોફેસર હારલે); પ્રોફેસર દારમેસ્તેતે **'અયંઘ્નહએનિશ'** નો અર્થ પિત્તલ કરીને, **'હએસફ્નએનિશ'** નો અર્થ પોલાદ કરેછે.

† ચિકટ મટોડીનું (પ્રોફેસર હારલે તથા દારમેસ્તેતે); સીસાંનું (ડાકટર સ્પીગલ).

પડશે કે, જુદી જુદી જાતની ધાતુઓ તથા બિજી વસ્તુના વિશેષ ગુરૂત્વ (Specific Gravity) તથા ઘટ્ટપણા પ્રમાણે, તેઓના બનાવેલાં વાસણોને ઓછી અથવા વધતી વખત ધોવાને ફરમાવેલુંછે. મટોડી, લાંકડું તથા કાંજી એ ચીજો વધારે સુરાખવાળી હોવાને લીધે, તેની અંદર નસો જલદીથી પેવસ થઈ શકેછે, તેથી તેની ચીજોના બનાવેલાં વાસણો જો નસાને લાગ્યાં હોએતો, તે ફરીથી પાક થઈ શકે નહી પણ તદન રદ થાએ. જેમ વધારે બટ ચીજ તેમ તેની અંદર નસો થોડો પેવસ થઈ શકેછે, તેથી તેને ઓછી વખત ધોવાને ફરમાવેલુંછે.)

૭૬. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર અશો હોરમજદ! તે ગાએ જેણે મુવેલા કુતરાનો અથવા (મુવેલાં) માણસનો નસો ખાધો હોએ તે શું પાક થઈ શકે?

૭૭. ત્યારે હોરમજદે કહ્યું કે, અએ અશો જરતોશ્ત ! ( નીચે જણાવ્યા પ્રમાણે તે ગાએ ) પાક થએલી ગણાએ:—

એક વરસની દરાજીની અંદર ક્રિયાના કામમાં ( તે નસો ખાધેલી ગાએના દુધનું ) પનીર ( અથવા માખણ ), તથા બરસમને લગતી ક્રિયાના કામમાં (તેનું) જીવામ ઉપયોગમાં નહી લાવે. એક વરસની દરાજી થયા પછી અગાઉની માફક અશો માણસોને માટે ( તે ગાએનું દુધ ઇત્યાદિ ) મરજી મુજબ ખોરાક થાએ.

**ખોલાસો:**—( એ ફકરાની મતલબ એકે જો કોઈ ગાયે મુવેલા કુતરા અથવાતો મુવેલાં માણસનો નસો ખાધો હોએતો, તે નસો ખાધા પછી એક વરસ સુધી તે ગાએનું દુધ ક્રિયાના કામમાં વાપરવું નહી.)

૭૮. અએ હોરમજદ ! તે કોણ છે કે જે અશોઇને વમાસનારો ( છે ), ( તથા ) અશોઇને ઇચ્છનારો ( છે ), ( પણ ) અશોઇને તોડી નાખેછે; ( જે ) અશોઇને વમાસનારો ( છે ), ( પણ ) દરૂજને વધારેછે ( ઇઆને જુઠાઇનો વધારો કરેછે ) ?

૭૯. ત્યારે હોરમજદે કહ્યું કે, અએ અશો જરતોશ્ત ! જે (માણસ) નસાવાળાં પાણીને (તેની ઉપર) ક્રિયાનું કામ કર્યા વગર વાપરેછે, (તથા) જે (માણસ) રાતને લગતાં અંધારામાં ( ઇઆને અંધારી રાતને વખતે ) ( તેની ઉપર ) ક્રિયાનું કામ કર્યા વગર ( તે નસાવાળાં પાણીને ) કામમાં લાવેછે, તે ( શખ્સ ) ખચીત છે કે જે અશોઇને વમાસનારો ( છે ), ( તથા ) અશોઇને ઇચ્છનારો (છે), ( પણ ) અશોઇને તોડી નાખેછે; ( તે માણસ ) અશોઇને વમાસનારો (છે), ( પણ ) દરૂજને વધારેછે.

**ખોલાસો:**—( એ ફકરાની મતલબ એવી દીસેછે કે, જે પાણીમાં નસો પડયો હોએ તે નસાવાળાં પાણીને, જે શખ્સ ક્રિયાના કામમાં લાવે તે દેવ દરૂજના કૌવતને વધારેછે. )

---

# પરગરદ ૮ મી.

૧. લાકડાંના બાંધેલાં ઘેરમાં અથવા ઝાવલીના છાપરાંતળે જ્યારે કોઈ કુતરો અથવા માણસ મરી જાએ, ત્યારે આએ કે જે માઝ્દયસ્નો તેઓ કેમ કરે?

૨. ત્યારે હોરમજ્દે કહ્યું કે (તે માઝ્દયસ્નો) દખ્મુ શોધે (તથા) (તે) દખ્મુ તૈયાર કરે; અગરજો તે મુવેલાંને વધારે લઈ જવાઈ શકાએ તેવું (તે માઝ્દયસ્નો) જોએતો, તે મુવેલાંને લઈ જાએ અને ઘેરને ત્યાંહાં છોડી દે; (ત્યારપછી) (તેઓ) ઉર્વાસ્ન અથવા વોહૂ–ગઓન અથવા વોહૂ–કેરેતિ અથવા હધાનએપતની* અથવાતો હરેક કોઈ ઘણાંજ ખુશબોદાર ઝાડની ખુશબોની તે ઘેરને ધુંઈ આપે.

૩. અગરજો તે ઘેરને વધારે લઈ જવાઈ શકાએ તેવું (તે માઝ્દયસ્નો) જોએતો, તે ઘેરને લઈ જાએ† અને મુવેલાંને ત્યાંહાં રેહેવા દે; (ત્યારપછી) (તેઓ) ઉર્વાસ્ન અથવા વોહૂ–ગઓન અથવા વોહૂ–કેરેતિ અથવા હધાનએપતની અથવાતો હરેક કોઈ ઘણાંજ ખુશબોદાર ઝાડની ખુશબોની તે ઘેરને ધુંઈ આપે.‡

૪. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! આએ ઘેર કે જે માઝ્દયસ્નીનું તેમાં અગરજો કોઈ કુતરો અથવા માણસ મરી જાએ,(અને જો) વરસાદ વરસતો હોએ, અથવા બરફ પડતું હોએ, અથવા વા વીજોરું થતું હોએ, અથવા દિવસને વખતે બધું અંધારૂં પંથરાઈ ગએલું હોએ, અથવા પશુઓ ફરી વળ્યાં હોએ§ તથા માણસો ફરી વળ્યાં હોએ‖ (ઇઆને ઘોડેસ્વાર લશ્કરસાથે દુશ્મન ચઢાઈ કરે) તો, આએ કે જે માઝ્દયસ્નો તેઓ કેમ કરે?

---

* એ ચાર બોલોનો ચોકસ અર્થ ઠર્યો નથી. સાધારણ રીતે સુખડ, લોબાન, અગર તથા દાડમના ઝાડનું લાકડું—એ પ્રમાણે તરજુમો કરવામાં આવ્યોછે. ઉર્વાસ્ન=એક જાતની લસણ (દારમેસ્તેતે).

† એ જરા ગુચવણ ભરેલું લાગેછે. એ વાક્ય ઉપરથી ડાકટર સ્પીગલનો એવો વિચાર છે કે જે જમાનામાં વંદીદાદ લખાયો તે જમાનાના જરતોસ્તીઓ તંબુમાં અથવા તો એક જગાએથી બિજી જગાએ લઈ જવાઈ શકાએ તેવાં ઝુપડામાં રેહેવા જોઇએ.

‡ ફકરા ૨—૩:—ઘેર માંહેની ગલીચાઈ દુર કરવાને માટે ખુશબોદાર ચીજોની ધુંઈ આપવા ફરમાવેલુંછે. હાલ એવું માલુમ પડલુંછે કે ઘણી ખરી સઘલી ખુશબોદાર ચીજોમાં એવો ગુણ છે, તે જોકે "કારબોલીક આસીડ" જેવો જોરાવર નહી, તોપણ હલકો ગુણ ધરાવેછે. આપણા લોકો દરરોજ ઘેરમાં લોબાંન ધુપાવેછે તેની મતલબ એજ હોવી જોઈએ. ડાકટર ખ૦ ફ૦ બોરી.

§ **વરેતફ્શુ**નો અર્થ "પશુ ઢોર આડે માર્ગે જતાં હોએ, ઇઆને અડચણ હોવાથી તેઓ સીધે રસ્તે જઈ નહી શકતાં હોએ" એમ બી થઈ શકે.

‖ **વરેતો–વીર** નો અર્થ "માણસોને પોતાના કામકાજમાં ખલલ થતી હોએ, ઇઆને કાંઈ કજા બન્યાથી લોકોનો રોજગાર તદન બંદ પડી ગયો હોએ" એમ બી થઈ શકે.

**ખોલાસો:**—( એ ફકરાની મતલબ એકે અગરજો કાંઈ એવી અડચણ આવી પડી હોએ, કે જેથી કરીને મુવેલાં માણસને દીનની શરિયત મુજબ ઘટતી ક્રિયા કરીને, તેને અવલમંજલ પોંહોંચાડવાને તદન બની શકતું નહી હોએતો શું ઉપાય કરવો? એના જવાબ બાબે જુઓ નીચેના ૫ થી તે ૧૦ મા સુધીના ફકરાઓ.)

૫. ત્યારે હોરમજદે કહ્યું કે માજદયસ્નીના ઘેરમાં ઘણીજ પાક તથા ઘણીજ સુક્કી જમીન, કે જ્યાંહાં પશુઓ તથા ઢોરો ઘણાંજ થોડાં તે રસ્તે આવ જાવ કરે, તથા હોરમજદનો આતશ તથા અશોઇથી પાંથરેલી ( અથવા બાંધેલી ? ) બરસમ તથા અશો માણસ ( તે જગોએ ઘણોજ થોડો આવજાવ કરે ) ( તેવી જગોએ શું કરવું તે બાબે નીચે ૮ મા તથા ૯ મા ફકરામાં જણાવેછે).

૬. અએ દાદાર ! આતશથી કેટલી દૂર, પાણીથી કેટલી દૂર, પાંથરેલી (અથવા બાંધેલી ? ) બરસમથી દૂર કેટલી ( તથા ) અશો માણસોથી કેટલી દૂર ?

**ખોલાસો:**—( ઉપર પાંચમા ફકરામાં જણાવેલી ઘણીજ પાક તથા ઘણીજ સુક્કી જગા આતશ, પાણી, બરસમ ઈત્યાદિથી કેટલી દૂર હોવી જોઇએ ? )

૭. ત્યારે હોરમજદે કહ્યું કે આતશથી ૩૦ કદમ દૂર, પાણીથી ૩૦ કદમ દૂર, પાંથરેલી ( અથવા બાંધેલી ? ) બરસમથી ૩૦ કદમ દૂર (તથા) અશો માણસોથી ૩ કદમ દૂર ( તે જગા હોવી જોઇએ ).

૮. ત્યાંહાં ( ઇઆને ઉપર ૫—૭ મા ફકરામાં જણાવ્યા મુજબ ઘણીજ પાક તથા સુક્કી જગોએ ) તે માજદયસ્નો સખ્ત જમીનમાં અરધો પગ જેટલો ઉંડો, ( તથા ) પોચી જમીનમાં અરધા માણસપૂર ઉંડા ખાડો ખોદે; (ત્યારપછી) તે (ખોદેલી) જગાએ ( તે માજદયસ્નો ) રાખ અથવા મટોડું ( અથવા છાણ ) લઈ જાએ (.ઇઆને તે ખોદેલી જગામાં નાખે ), ( અને ત્યારપછી ) તેની ઉપરના ભાગમાં (એટલે મટોડું, તથા રાખ નાખ્યા પછી તેની ઉપર) ઇટેરદીનો અથવા પત્થરનો ભુકો અથવાતો સુક્કી જમીનની ધૂળ નાખે.*

૯. ત્યાંહાં (ઇઆને ઉપર આઠમાં ફકરામાં જણાવેલી જગામાં) તે (માણસ) ના જીવ વગરના તનને દિવસ સુધાંની આખી બે રાત, અથવા ત્રણ રાત અથવા એક મહિનાની દરાજી સુધી મુકી રાખે. જ્યાંહાંસુધી કે પક્ષિઓ ઉડવા માંડે, ઝાડ પાન ઉગે, બરફ, પાણી, કાદવ ઇત્યાદિ દૂર થાએ (તથા) પવન જમીનને સુકવી નાખે.

૧૦. ( ત્યારપછી ) જ્યારે પક્ષિઓ ઉડવા માંડે, ઝાડપાન ઉગે, બરફ, પાણી,

* મટોડામાં ગલીચીનો નાશ કરવાની ખુબી છે, તેથી તે થોડો વખત લગી મુરદાં માંહેથી બદબો પથરાતી અટકાવાને માટે ફરમાવ્યામાં આવીછે.

ડાકટર ખ૦ ફ૦ ખોરી.

કાદવ ઇત્યાદિ દૂર થાએ (અને) પવન જમીનને સુકવી નાખે, ત્યારે તે માજ્દયસ્નો તે ઘેરને કાપી નખાવે;* પછી બે ઘણાજ જોરેમંદ તથા જુવાન માણસો તે (મુવેલાં) ને ઉંચકી લઈ જાએ, (અને) આએ જમીન ઉપર મટોડીની (બનાવેલી) ઇટિરદીની અથવા પત્થરની અથવા છોએની ઉંચી સપાટ જગા ઉપર તે (મુવેલાં) ને નાગું તથા વસ્ત્ર વગર મુકે, કે જ્યાંહાંથી તેને કાલબુદ ખાનારા કુતરા અથવા કાલબુદ ખાનારા પક્ષિઓ ઘણાંજ ખચીત જોઈ શકે.†

૧૧. ત્યારપછી તે નસેસાલારો તે મુવેલાં (માણસ) થી ત્રણ કદમ જેટલા દૂર બેસે; પછી તે અશો સરદાર માજ્દયસ્નોને (નીચે પ્રમાણે) કેહે:—

"અએ માજ્દયસ્નો! (બલદના) તે નીરંગને લઈ જાઓ, કે જેથી કરીને તે નસેસાલારો (પોતાના) બાલને તથા તનને ધોએ."

૧૨. અએ દાદાર! તે નીરંગ કે જેથી તે નસેસાલારો (પોતાના) બાલને તથા તનને ધોએ તે, અએ અશો હોરમજ્દ! કોણનો હોવો જોઇએ, પશુનો કે ઢોરનો કે મરદનો કે બાઇડીનો?

૧૩. ત્યારે હોરમજ્દે કહ્યું કે પશુઓનો (નીરંગ) અથવા તો ઢોરોનો (નીરંગ); મરદનો (નીરંગ) (બી) નહી, (અથવા) બાઇડીઓનો (નીરંગ) (બી) નહી.

પોતે રાખેલાં (ઇઆને પોતાને ત્યાંહાં પલાએલાં) નર (પશુ તથા ઢોર), (તથા) પોતે રાખેલાં માદા (પશુ તથા ઢોર) જે હોએ તે બેમાંથી નિકળતો (નીરંગ) (કામમાં લાવે). (માજ્દયસ્નો) (ઉપર જણાવેલી સિફતવાળો) તે નીરંગ મુતરાવે, કે જેથી તે નસેસાલારો (પોતાના) બાલને તથા તનને ધોએ.

---

* અસલ એબારતમાં "અહે નમાનહે ઉપ-થ્વેરેસાંન્ ઉપ-થ્વેરેસયાંન્"— એ પ્રમાણે છે; એનો બોલે બોલ અર્થ "તે ઘેરના કાપી નાખવાને કાપી નખાવે" થાએછે. આએ ઠેકાણે ઘેરની મતલબ ઝાવલીનું ઘેર હોએ એવું દીસેછે. હારલે તથા દારમેસ્તેતે પેહેલવી તરજુમાને મલતો "તે ઘેરમાં (તે મુવેલાંને લઈ જવા માટે) એક મ્હોટું બગાડું પાડે" એ પ્રમાણે અર્થ કરેછે. એ અર્થના ટેકામાં દારમેસ્તેતે નોટમાં જણાવેછે કે જરમની દેશના કેટલાએક ભાગમાં મુવેલાંને ઘેરના સાધારણ દરવાજાને રસ્તે લઈ જવામાં આવતાં નથી, કારણ કે મુવેલાં તથા જીવતાંઓએ એકજ દરવાજેથી જવું નહી જોઇએ.

† ફકરા ૪—૧૦:—એ ફકરાઓની મતલબ એકે ૪ થા ફકરામાં જણાવેલી કોઈ એવી અડચણ આવી પડે, કે જેથી મુવેલાંને અવલમંજલ પોહોંચાડવાને તદન બની નહી શકેતો, માજદયસ્નોએ સઉથી સુકી તથા ઘણીજ પાક જગા ચુંટી કાહાડવી. પછી તે જગાને ખોદવી; સખ્ત જગા હોએતો અરધા પગ જેટલી ઉંડી અને પોચી જગા હોએતો અરધા માણસપૂર ઉંડી ખોદવી; પછી તે ખોદેલી જગા ઉપર રાખ તથા સુકી મટોડી પાંથરવી. ત્યારપછી તે જગોએ મુવેલાં માણસને જ્યાંહાંસુધી તે અડચણ મટી જાએ ત્યાંહાંસુધી મુકી રાખવું. પછી જ્યારે કાંઈ અડચણ જેવું નહી રેહે ત્યારે, તે મુવેલાંને દીનની શરિયત મુજબ અવલમંજલ પોહોંચાડવું, જ્યાંહાં કાલબુદ ખાનારા પક્ષિઓ તેની ચાશની કરે.

**ખોલાસો:**—( એ પરગરદના ૧૨ મા ફકરામાં એવો સવાલ પુછવામાં આ-વ્યોછે કે, નસેસાલારો પોતાના બાલ તથા તનને ધોઈને પાક કરે તેને માટે જે નીરંગ કામમાં લાવે તે કોણનો હોવો જોઈએ ? પશુઓનો કે ઢોરનો કે માણસોનો કે બાઇડીઓનો ? એના જવાબમાં ૧૩ મા ફકરામાં એવું જણાવેછે કે માણસોનો અથવાતો બાઇડીઓનો નીરંગ મુદલ કામમાં લાવવોજ નહી; પણ પાલેલાં પશુ-ઓનો તથા ઢોરોનો નીરંગ નસેસાલારને પાક કરવાને માટે વાપરવો. )*

૧૪. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર ! જે રસ્તેથી મુવેલા કુતરા તથા મુવેલાં માણસને લઈ જાએ, તે રસ્તેથી પશુ અથવા ઢોર અથવા માણસ અ-થવા બાઇડી અથવા હોરમજ્દની તરફનો ( સઘલી ચીજોને ) પાક કરનાર આતશ અથવાતો અશોઇથી પાંથરેલી ( અથવા બાંધેલી ? ) બરસમ શું જઈ શકે ?

૧૫. ત્યારે હોરમજ્દે કહ્યું કે પશુ, ઢોર, માણસ, બાઇડી, હોરમજ્દની તરફનો ( બધી ચીજોને ) પાક કરનાર આતશ ( અથવાતો ) અશોઇથી પાંથરેલી ( અથવા બાંધેલી ? ) બરસમ તે રસ્તેથી જઈ શકે નહી.

**ખોલાસો:**—( જ્યાંહાંસુધી નીચેના ૧૬—૨૧ મા ફકરામાં જણાવ્યા મુજબ તે રસ્તેથી આખી હોનવર તથા કેમ્ ના મજ્દા ભણતો ભણનો એક આશ્રવન એ-કવાર તે મુવેલાંને લઈ ગએલે રસ્તેથી નહી જાએ, અથવાતો એ ફકરામાં જણા-વેલી સિફતવાળો એક કુતરો ઓછામાં ઓછા ત્રણવાર તે મુવેલાંને લઈ ગએલે ર-સ્તેથી નહી ફરે, ત્યાંહાંસુધી તે રસ્તેથી બિજાં માણસો, આતશ તથા બરસમ જઈ શકે નહી. મુવેલાંને લઈ ગએલા રસ્તેથી આતશ તથા બરસમ નહી જઈ શકે તેની સ-મજ એકે, એ ચીજો મુવેલાંને લઇગયા પછી તરતજ તે રસ્તેથી લઈ જઈ નહી શકાએ. )

૧૬. ચાર આંખવાળા† પીળા કુતરાને, (અથવાતો) પીળાં કાનવાળા સફેદ ( કુ-તરાને ), ત્રણ વખત ( જે રસ્તેથી તે મુવેલાં માણસને લઈ જવામાં આવ્યું હોએ ) તે રસ્તેથી લઈ જાએ. ( કારણકે ) અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! ચાર આંખવાળા પીળા કુતરાને ( અથવાતો ) પીળા કાનવાળા સફેદ ( કુતરાને ), (તે રસ્તેથી) ( ત્રણ

---

* ફકરા ૧૨—૧૩:—ગાએ બદલના નીરંગમાં "કારબોલીક આસીડ" પેદા થાએછે; એ 'આસીડ' માં ગલીચીને દફે કરવાનો ગુણ છે તેથી તે નીરંગ ફરમાવ્યોછે. તન સાથે બાલને પણ નીરંગથી ધોવાનો ફરમાવેછે, કેમકે બાલમાં ખરાબ હવાઓ ભરાઈ રેહે અને તેને જો સાફ નહી કીધા હોએતો, તે શખ્સો જયારે ગામમાં આવે ત્યારે બાલ માંહેનું જેહેર બિજાને ઉડીને દરદો ફેલાવેછે.

ડાકટર ખ૦ ફ૦ ખોરી.

† ચાર આંખની મતલબ બે આંખ તથા આંખની મુકાબેલ કપાલની ઉપર બે ટિપકી સમજવી.

વખત) ફેરવ્યાથી તે દરૂજ નસુશ ગંધાતી માખના આકારમાં ઘણાજ દુષ્ટ ખર્ફસ્તરોની માફક, ગૂંટણ આગળની (તથા) પાછલા ભાગની બેહદ ગલીચી સાથે ઉત્તર તરફના ભાગોમાં દૂર દોડી જાએછે.

૧૭. નહીતો, ચાર આંખવાળા પીળા કુતરાને, (અથવાતો) પીળા કાનવાળા સફેદ (કુતરાને) છ વખત (જે રસ્તેથી તે મુવેલાં માણસને લઈ જવામાં આવ્યું હોએ) તે રસ્તેથી લઈ જાએ. (કારણકે) એ સઉથી પવિત્ર જરતોશ્ત! ચાર આંખવાળા પીળા કુતરાને (અથવાતો) પીળા કાનવાળા સફેદ (કુતરાને), (તે રસ્તેથી) (છ વખત) ફેરવ્યાથી તે દરૂજ નસુશ ગંધાતી માંખના આકારમાં ઘણાંજ દુષ્ટ ખર્ફસ્તરોની માફક, ગૂંટણ આગળની (તથા) પાછલા ભાગની બેહદ ગલીચી સાથે ઉત્તર તરફના ભાગોમાં દૂર દોડી જાએછે.

૧૮. નહીતો, ચાર આંખવાળા પીળા કુતરાને, (અથવાતો) પીળા કાનવાળા સફેદ (કુતરાને) નવ વખત (જે રસ્તેથી તે મુવેલાંને લઈ જવામાં આવ્યું હોએ) તે રસ્તેથી લઈ જાએ. (કારણકે) એ સઉથી પવિત્ર જરતોશ્ત! ચાર આંખવાળા પીળા કુતરાને (અથવાતો) પીળા કાનવાળા સફેદ કુતરાને (તે રસ્તેથી) (નવ વખત) ફેરવ્યાથી તે દરૂજ નસુશ ગંધાતી માંખના આકારમાં ઘણાંજ દુષ્ટ ખર્ફસ્તરોની માફક ગૂંટણ આગળની (તથા) પાછલા ભાગની બેહદ ગલીચી સાથે ઉત્તર તરફના ભાગોમાં દૂર દોડી જાએછે.

૧૯. નહીતો, પેહેલ વેહેલાં એક આથ્રવન (ઈઆને મોબેદ) (નીચે જણાવેલા) ફતેહ મંદ કલામ ભણતો ભણતો (જે રસ્તેથી તે મુવેલાંને લઈ જવામાં આવ્યું હોએ) તે રસ્તેથી જાએ.

યથા અહૂ વઇર્યો (જાવત) વાસ્તારેમ્*

૨૦—૨૧ કેમ્ ના મજદા (જાવત) ગએથાઓ અસ્તુવઈતીશ્ અષહે†

**ખોલાસોઃ**—(ફકરા ૧૪—૨૧:—એ ફકરાઓની મતલબ એ કે જે રસ્તેથી મુવેલાં માણસને લઈ ગએલા હોએ, તે રસ્તેથી પેહેલાં કોઈથી જવાએ નહી; પણ આખી હોનવર તથા કેમ્ ના મજદા ભણતાં ભણતાં તે રસ્તેથી એક મોબેદે જવું જોઇએ. જો તેમ નહી બની શકતું હોએતો ૧૬ મા ફકરામાં જણાવેલી સિફતનો એક કુતરો નવ વખત તે મુવેલાંને લઈ ગએલા રસ્તેથી લઈ જવો; જો તેબી નહી બની શકેતો છ વખત, અને જો છ વખત બી નહી બનેતો ત્રણ વખત તો તે રસ્તેથી

---

* એના અવસ્તા તથા અર્થ બાબે જુઓ મારી ખોરદેહ અવસ્તા બા માએની, સફો ૨—૪.

† એના અવસ્તા તથા અર્થ બાબે જુઓ મારી ખોરદેહ અવસ્તા બા માએની, સફો ૫—૭.

બચીત ૧૬ મા ફકરામાં જણાવેલી સિફતનો કુતરો લઈ જવો જોઇએ; ત્યાર પછી ગમેતો માણસો તથા પશુ ઢોર સઉ તે રસ્તે જઈ શકે. )

૨૨. ત્યાર પછી ગમેતો માજ્દયસ્નો તે રસ્તેથી જાએ; તથા પશુઓ, ઢોરો, માણસો, બાઇડીઓ, હોરમજ્દની તરફનો (બધી ચીજોને) પાક કરનાર આતશ, અથવા અશોઇથી પાંથરેલી ( અથવા બાંધેલી ? ) બરસમ ( તે રસ્તેથી જઈ શકે. )*

ત્યારપછી મરજી મુજબ માજ્દયસ્નો તે ઘેરમાં ગોશતનું તથા દારૂનું ખાણું બનાવેતો, (તે તૈયાર કીધેલું ખાણું) અગાઉની માફક રીમન થયા વગર પવિત્ર ગણાએ.

૨૩. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર ! મુવેલાંની ઉપર માણસના પગના મોજાં જેટલું બી વણેલું અથવાતો ચામડાંનું કપડું જો કોઈ શખ્સ નાખેતો તેને વાસ્તે શું શિક્ષા છે ?

ત્યારે હોરમજ્દે કહ્યું કે (તે શખ્સે) ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૪૦૦ ( નુકસાનકારક જાનવરોને ) હાંકી કાહાડવાં જોઇએ, ( તથા ) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૪૦૦ ( નુકસાનકારક જાનવરોને ) ( હાંકી કાહાડવાં જોઇએ. )

૨૪. અએ દાદાર ! મુવેલાંની ઉપર બેહુ પગમાં આવે તેવી ઇજાર જેટલું બી વણેલું અથવાતો ચામડાંનું કપડું જો કોઈ શખ્સ નાખેતો તેને વાસ્તે શું શિક્ષા છે ?

ત્યારે હોરમજ્દે કહ્યું કે (તે શખ્સે) ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૬૦૦ ( નુકસાનકારક જાનવરોને ) હાંકી કાહાડવાં જોઇએ, ( તથા ) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૬૦૦ ( નુકસાનકારક જાનવરોને ) (હાંકી કાહાડવાં જોઇએ).

૨૫. અએ દાદાર ! મુવેલાંની ઉપર એક માણસને લાએકનું મ્હોટું પેહેરવાનું વસ્ત્ર ( જેમકે ઝભ્ભો અથવા તેવુંજ બિજું કપડું ) જેટલું બી વણેલું અથવા ચામડાંનું કપડું જો કોઈ શખ્સ નાખેતો તેને વાસ્તે શું શિક્ષા છે ?

ત્યારે હોરમજ્દે કહ્યું કે ( તેશખ્સે ) ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૧૦૦૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડવાં જોઇએ, (તથા) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૧૦૦૦ ( નુકસાનકારક જાનવરોને ) ( હાંકી કાહાડવાં જોઇએ ).†

**ખોલાસો:**—( મુવેલાંને સંજોગવા માટે ઘટતું હોએ તેટલુંજ સોજું ધોએલું પણ જુનું કપડું વાપરવું. નવું અથવા જોઇએ તેના કરતાં વધારે કપડું હરગેજ કામમાં લાવવું નહીં. એ બાબે જરતોશ્તી ધરમમાં સખ્ત મનાઈ કીધેલી છે. )

૨૬. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર ! અગરજો ( કોઈ માણસ )

* હોરમજદનો આતશ તથા બરસમ તે રસ્તેથી જાએ. એની મતલબ એવી સમજવી કે જો અગત પડેતો એ ચીજો તે રસ્તેથી લઈ જવામાં આવે અથવા ખપ પડવે ત્યાંહાં મુકે અને વાપરે.

† એની સમજ બાબે જુઓ ૩જી પરગરદના ૩૬ મા ફકરાની નીચે આપેલો ખોલાસો.

બેએખ્ત્યારીથી બી નાખે* (ઇઆને ગોસલ થાએ) તો તેને માટે શું શિક્ષા છે?

ત્યારે હોરમજ્દે કહ્યું કે (તે શખ્સે) ઘોડાના ચાબુક કરીને હાંકી કાહાડવામાંના ૮૦૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડવાં જોઇએ, (તથા) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૮૦૦ (નુકસાનકારક જાનવરોને) (હાંકી કાહાડવાં જોઇએ).

૨૭. અએ દાદાર! અગરજો (કોઈ માણસ) પોતાની ખુશીથી બી નાખે* તો તેને માટે શું શિક્ષા છે? તેનું પ્રાયશ્ચિત્ત શું છે? તેની પવિત્રાઈ શું છે?

ખોલાસો:—(જો કોઈ માણસ જાણી જોઇને પોતાની મની ખરાબ કરેતો તેને માટે શિક્ષા શું છે? તથા તે કેમ પાક થઈ શકે?)

ત્યારે હોરમજ્દે કહ્યું કે તેની શિક્ષા નથી; તેનું પ્રાયશ્ચિત નથી; તેની પવિત્રાઈ નથી; (આવા) અનિવારણીય કામો (કીધા) થી હમેશને હમેશ સુધી (પ્રાયશ્ચિત છેજ નહી).

૨૮. શી રીતે? આએ રીતે. (પ્રાયશ્ચિત નહી થઈ શકે એવાં કામોનો કરનાર) જો કોઈ માજ્દયસ્ની દીનની વખાણ કરનાર અથવા સાંભળનાર હોએ (તેને માટે તોજેશ નથી).

પણ અગરજો (કોઈ શખ્સ) માજ્દયસ્ની દીનને વખાણ નહી કરનારો અથવા નહી સાંભળનારો હોએ, (ઇઆને માજ્દયસ્ની છતાં ફલાના ગુનાહ પ્રાયશ્ચિત કીધાથી બી સાફ નહી થઈ શકે એવું તેના જાણવામાં નહી આવ્યું હોયતો), આએ (માણસો કે જેઓ) માજ્દયસ્ની દીનને વખાણ કરનારા (છે) તેઓથી તે (નહી જાણનારો શખ્સ) શિખે. (એમ કીધાથી ઇઆને માજ્દયસ્ની દીનની ખુબી સમજ્યાથી તે શખ્સ) ત્યારપછી નાલાએક કામ નહી કરનારો (થાએછે). (તેનો સબબ નીચેના ફકરામાં જણાવેછે.)

૨૯. કારણ કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત! માજ્દયસ્ની દીન એ, તે દીન ઉપર એકીન રાખનારા માણસની બેડીને કાહાડી નાખેછે, ઠગાઈ કાહાડી નાખેછે, જાદુ ચલાવવાના કાંમને કાહાડી નાખેછે, અશોને મારવાના કાંમને કાહાડી નાખેછે, નસો દાટવાનું કાહાડી નાખેછે, પુલગુજાર નહી થાએ એવાં ગુનાહના કાંમોને

---

* એ ફકરાઓમાં 'વિફ્યેઇતિ વિફ્યેઇતિચ' એ પ્રમાણે આવેછે, તે ઘાસ્લામેસે વાંચનારના મનમાં વધારે અસર કરવા સારૂં એ વખતે લખ્યું હોએ એવું જણાએછે. એજ પ્રમાણે આપણને ઇજશ્નેના ૩૬ મા હાના પેહેલા ફકરામાંથી મળી આવેછે:—**પઇરિ–જસામઇદે મજ્દા અહુરા થ્વા થ્વા મઇન્યૂ સ્પેનિશ્તા,** ઇઆને અએ સઉથી વૃદ્ધિ કરનાર મીનો હોરમજ્દ! (હમો) તુને તુંને પોહોંચીએ છીએ. અગર જો એક 'વિફ્યેઇતી' ને ક્રિયાપદ લઈને બિજાને 'વિફ્યત્' ઉપરથી વર્તમાન કૃદંત પુલ્લિંગ સાતમી એકવચનમાં લઇએ તો એનો અર્થ બી નાખનારમાં (ઇઆને પુરૂષમાં) બી નાખે એવો થઇ શકે.

કાહાડી નાખેછે, મુશ્કેલીથી અદા થઈ શકે એવાં કરજને કાહાડી નાખેછે, ( તથા ) તમામ તે ગુનાહ ભરેલાં કાંમો જે કોઈ કરેછે તે કાહાડી નાખેછે.

૩૦. અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! જે પ્રમાણે કે સખ્ત ફુકતો પવન દક્ષિણ તરફથી ( આવીને ) વાતાવરણને બધી તરફથી સાફ કરી નાખેછે, તે પ્રમાણે માજ્દયસ્નની દીન અશો માણસના તમામ ખરાબ વિચાર તથા ખરાબ વચન તથા ખરાબ કાંમોને સાફ કરેછે. અએ જરતોશ્ત ! અહિંયાં ( ઇઆને આએ દુનિયાંમાં ) નેક કામ કીધેલુંજ ભલું; ભલી માજ્દયસ્ની દીન પુરતી રીતે શિક્ષાને કાપી નાખેછે.

૩૧. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર ! દેવ કોણ છે ? ( ઇઆને દેવ કોણને કેહેવો ? ) દેવને ઇજનારો કોણ (છે) ? દેવોનો સોબતી તે કોણ ? દેવોની માશુક* તે કોણ ? દેવોની ખરાબ બાઇડી તે કોણ ? દેવ પોતે તે કોણ ? તમામ દેવ તે કોણ ? મુવા આગમચ દેવ કોણ ( થાએછે ) ? મરી ગયા પછી કોણ મીનોઈ દેવ ( ઇઆને દોજખના દેવ ) થાએછે ?

૩૨. ત્યારે હોરમજ્દે કહ્યું કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! ગોલામબારગી કરાવેલો મરદ તથા ગોલામબારગી કરનાર મરદ તે દેવ છે, તે દેવને ઇજનારો (છે), તે દેવોનો સોબતી (છે), તે દેવોની માશુક (છે), તે દેવોની ખરાબ બાઇડી (છે), તે પોતે દેવ (છે), તે તમામ ( ઇઆને સઘલી પ્રકારે ) દેવ (છે). જ્યારે એક મરદ (બિજા) મરદમાં ( પોતાની ) મની નાખેછે, અથવા તો જ્યારે એક મરદ (બિજાં) માણસોની મની (પોતામાં) ધરી લેછે તે (શખ્સ) મુવા આગમચ દેવ (છે), (તથા) મરી ગયા પછી તે મીનોઈ દેવ ( ઇઆને દોજખના દેવ ) થાએછે.†

૩૩. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર ! તે માણસો શું પાક થઈ શકે, અએ અશો હોરમજ્દ ! કે જેઓ એક વરસથી વધારે થએલાં ગુજરી ગએલાંના સુક્કા નસાની નજદીક ઉભાં રેહે ?

૩૪. ત્યારે હોરમજ્દે કહ્યું કે. અએ અશો જરતોશ્ત ! તે માણસો પવિત્ર ગણાએ. સુક્કું સુક્કાંને વલગી રેહેતું નથી, ( કારણ કે ) અગર જો સુક્કું સુક્કાંને વલગી રેહેતો, અએ નસાઓનો જથ્થો કે જે આએ જમીન ઉપર મુવેલો પડેલો છે તેથી કરીને, જલદીથી અને ખચીત ( આએ ) મારી તમામ હાડમંદ દુનિયાંનાં લોકો

* પ્રોફેસર હારલે તથા પ્રોફેસર દારમેસ્તેતે.

† ગોલામબારગીનું કામ કરનાર તથા ગોલામબારગીનું કામ કરાવનાર એ બેહુને અવસ્તામાં ઘણાજ ધિક્કારેલા છે. જીવતાંજીવત તેમજ મુવા પછી તેઓને દેવ ગણેલાછે. કોઈબી પ્રાયશ્ચિતથી તેઓ પાક થઈ શકતા નથી; જુઓ પેહલી પરગરદનો ૧૨ મો ફકરો.

પાપી તનવાળાં (થાએ); (અને અગરજો કોઈ માણસ) અશોઈ પ્રમાણે પોતાની જીંદગી ગુજારવાને ચાહેતો તે કચવાએલા જીવવાળો (થાએ).

**ખોલાસો:**—(જે નસાને એક વરસથી વધારે મુદત ગુજરી ગઈ હોએ, તેને જો કોઈ શખ્સ અડકે તો તેથી તે અડકનાર રીમન થતો નથી, તેનો સબબ એ કે તે નસામાંનો ચીકાસ, રસી તથા ભીનાસ તદન સુકઈ ગયાથી તેની નજદીકની બિજી કોઈબી ચીજને તે રીમન કરી શકતો નથી.)*

૩૫. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! જે માણસો મુવેલા કુતરા અથવા (મુવેલાં) માણસના નસાની નજદીક ગએલા હોએ તેઓ, અએ અશો હોરમજદ! શું પાક થઈ શકે?

૩૬. ત્યારે હોરમજદે કહ્યું કે, અએ અશો જરતોશ્ત! તેઓ પાક થઈ શકે.

શી રીતે? આએ રીતે:—અગરજો કાલખુદ ખાનારા કુતરાથી અથવા કાલખુદ ખાનારા પક્ષિઓથી તે નસો કરડાએલો (હોએ) તો, (તે રીમન થએલા માણસે) પોતાના તનને બલદના નીરંગે કરીને તથા પાણીએ કરીને પાક કરવું જોઇએ; એ પ્રમાણે (તે માજદયસ્નો) પાક થાએ.

૩૭. પણ જો કાલખુદ ખાનારા કુતરા અથવા કાલખુદ ખાનારા પક્ષિઓથી (તે) નસો નહી કરડાએલો (હોએ) તો, પેહેલી વખતે (તે) માજદયસ્નો તે (રીમન થએલાં માણસ) ને માટે ત્યાંહાં આએ જમીનમાં ત્રણ ખાડા ખોદે; ત્યારપછી બલદના નીરંગે કરીને (તે રીમન થએલો શખ્સ) પોતાના તનને પાક કરે, પાણીએ નહી.

(પછી) મારા કુતરાને (તે રીમન થએલા માણસની) આગલ બાહારથી લઈ જઇને ઉભો રાખે, છેક અંદર નહી લઈ જાએ.†

૩૮. બિજી વખતે (તે) માજદયસ્નો તે (રીમન થએલા માણસ)ને માટે ત્યાંહાં આએ જમીનમાં ત્રણ ખાડા ખોદે; ત્યાર પછી બલદના નીરંગે કરીને (તે રીમન થએલો શખ્સ) પોતાના તનને પાક કરે, પાણીએ નહી.

(પછી) મારા કુતરાને તે માણસની આગલ બાહારથી લઈ જઇને ઉભો રાખે, છેક અંદર નહી લઈ જાએ.†

---

* હાડકાં તદન સુકાયા પછી તેમાંહે ગલીચી રેહેતી નથી અને તેથી તેને અડકયાથી કાંઇપણ નસો બદનને લાગતો નથી.

ડાકટર ખ૦ ફ૦ ખોરી.

† એ વાક્ય જરા ગુચવણ ભરેલો છે. કુતરો લાવવાની મતલબ એવી દીસેછે કે, તે કુતરો નસાને અડકીને રીમન થએલા માણસના મોંહોંડાં તરફ નજર કરે.

. જ્યાંહાં સુધી કે તે (રીમન નાહાનાર) ના માથાંનો સઉથી ઉપરનો ભાગ (તથા) ( તે માથાંના ) સઉથી ઉપરના બાલ સુકઈ જાએ ત્યાંહાંસુધી તે થોભે.

૩૯. પેહેલ્લા બે ( ત્રણ ત્રણ ખાડા )થી ત્રણ કદમ જેટલા દૂર ત્રીજી વખતે (તે) માજ્દયસ્નો તે ( રીમન થએલા શખ્સ )ને માટે આએ જમીનમાં ( બિજા ) ત્રણ ખાડા ખોદે; ત્યારપછી પાણીએ ( તે ) પોતાના તનને પાક કરે, નીરંગે નહી.*

**ખોલાસો:**—( મુવેલાંને અડકીને રીમન થએલા શખ્સની રીમની દૂર કરીને તેને પાક કરવા માટે, ઉપર ૩૭—૩૯ મા ફકરાઓમાં જણાવ્યા મુજબ, તે શખ્સને હેલાએદા બેસાડીને તરણ મરતબે તેના બદન ઉપર નીરંગ ચોપડાવવો. ત્યારપછી નીચે ૪૦ થીતે ૭૨ મા ફકરાઓમાં તે શખ્સના બદનના દરેક ભાગ ઉપર ચોખું પાણી છાંટવાને ફરમાવેછે. એ પાણી છાંટવાની અથવા નામવાની બીના ઘણી બારીકીથી વીગતવારે જણાવીછે, તેનું કારણ એવું દીસેછે કે, તે શખ્સનો નસો તેના આંગના કોઇબી ભાગ ઉપર રેહી નહી જાએ. તે રીમન નાહાનારના બેહુ હાત ધોવરાવ્યા પછી સઉથી પેહેલ્લાં તેના માથાનાં સઉથી ઉપરના ભાગ ઉપર પાણી છાંટવાને કહેલુંછે. )

૪૦. પેહેલવેહેલાં ( તે માજ્દયસ્નોએ ) તે ( રીમન થએલા માણસ ) ના બેહુ હાત ધોવરાવવા જોઇએ; અગરજો તેના બેહુ હાત નહી ધોએલા ( હોએ ) તો, ( તે રીમન નાહાનાર શખ્સ ) પોતાના તમામ તનને અપવિત્ર કરેછે.

**ખોલાસો:**—( રીમન નાહાનાર શખ્સ અગરજો પેહેલ્લાં પોતાના બેહુ હાતો ધોયા વગર આખું તન ધોએતો તે પવિત્ર થએલો નહી ગણાએ; તેના રીમન થએલા હાત બદનને લાગ્યાથી તે બી રીમન થાએછે, માટે તેણે પેહેલ્લાં પોતાના બેહુ હાત ત્રણ વખત ધોવા જોઇએ, અને ત્યારપછી નીચે લખેલા ફકરાઓમાં જણાવ્યા પ્રમાણે પોતાનું બદન ધોવું જોઇએ; એમ કીધાથી તેની રીમની દૂર થઇને તે પવિત્ર થએલો ગણાએછે. )

જ્યારે તેના બેહુ હાત ત્રણ વખત ધોવાએ, ત્યારે (તે) બેહુ હાત ધોવાએલા થયા પછી, પેહેલ્લાં તેના માથાંના ઉપરના ભાગ ઉપર તુંને પાણી છાંટવું જોઇએ.

૪૧. અએ દાદાર ! જ્યારે ( તે ) સારૂં ( ઇઆને ચોખું ) પાણી પ્રથમ તે ( રીમન નાહાનાર )ના માથાંને મથાલે લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જા-

* ફકરા ૩૫—૩૯:— મુરદાં માંહેથી જે પેહેલ્લાં બદબો નિકળેછે તે વધારે જેહેરી હોએછે. ઘણો વખત થયા પછી તેનો બદબો એટલો જેહેરી રેહેતો નથી. વળી મુવાપછી તરત ઉડતાં દરદો ફેલાવાની ધાસ્તી હોએછે, જે પછી એટલી બધી રેહેતી નથી.

ડાકટર ખ૦ ફ૦ બોરી.

એછે ? ત્યારે હોરમજ્દે કહ્યું કે તે માણસના બેહુ ભવાંની વચ્ચેના ભાગ તરફ તે દરૂજ નસુશ દોડી જાએછે.

૪૨. અએ દાદાર ! જ્યારે (તે) ચોખું પાણી તે માણસના બેહુ ભવાંની વચ્ચેના ભાગ તરફ લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે ?

ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના માથાંની પછવાડે તે દરૂજ નસુશ દોડી જાએછે.

૪૩. અએ દાદાર ! જ્યારે (તે) ચોખું પાણી (તે માણસના) માથાંની પછવાડે લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ કયાંહાં દોડી જાએછે ?

ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના ગાલની તરફ* તે દરૂજ નસુશ દોડી જાએછે.

૪૪. અએ દાદાર ! જ્યારે (તે) ચોખું પાણી (તેના) ગાલની તરફ લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે ?

ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના જમણા કાન તરફ તે દરૂજ નસુશ દોડી જાએછે.

૪૫. અએ દાદાર ! જ્યારે (તે) ચોખું પાણી (તેના) જમણા કાનને લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે ?

ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના ડાબા કાન તરફ તે દરૂજ નસુશ દોડી જાએછે.

૪૬. અએ દાદાર ! જ્યારે (તે) ચોખું પાણી (તેના) ડાબા કાનને લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે ?

ત્યારે હોરમજ્દે કહ્યું કે તેની જમણી ખાંધ તરફ તે દરૂજ નસુશ દોડી જાએછે.

૪૭. અએ દાદાર ! જ્યારે (તે) ચોખું પાણી (તેની) જમણી ખાંધને લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે ?

ત્યારે હોરમજ્દે કહ્યું કે તેની ડાબી ખાંધ તરફ તે દરૂજ નસુશ દોડી જાએછે.

૪૮. અએ દાદાર ! જ્યારે (તે) ચોખું પાણી (તેની) ડાબી ખાંધને લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે ? ત્યારે હોરમજ્દે કહ્યું કે તેની જમણી બગલ આગલ તે દરૂજ નસુશ દોડી જાએછે.

૪૯. અએ દાદાર ! જ્યારે (તે) ચોખું પાણી (તેની) જમણી બગલને લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે ?

ત્યારે હોરમજ્દે કહ્યું કે તેની ડાબી બગલ આગળ તે દરૂજ નસુશ દોડી જાએછે.

૫૦. અએ દાદાર ! જ્યારે (તે) ચોખું પાણી (તેની) ડાબી બગલને લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે ?

ત્યારે હોરમજ્દે કહ્યું કે તેની ઉપરની છાતી તરફ તે દરૂજ નસુશ દોડી જાએછે.

---

* જડબાં આગલ (પ્રોફેસર હારલે તથા પ્રોફેસર દારમેસ્તેતે).

૫૧. અએ દાદાર ! જ્યારે (તે) ચોખું પાણી ( તેની ) ઉપરની છાતી તરફ લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે ?

ત્યારે હોરમજ્દે કહ્યું કે તેની પીઠ આગળ તે દરૂજ નસુશ દોડી જાએછે.

૫૨. અએ દાદાર ! જ્યારે ( તે ) ચોખું પાણી ( તેની ) પીઠને લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે ?

ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના જમણા થાન આગળ તે દરૂજ નસુશ દોડી જાએછે.

૫૩. અએ દાદાર ! જ્યારે ( તે ) ચોખું પાણી ( તેના ) જમણા થાનને લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે ?

ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના ડાબા થાન આગળ તે દરૂજ નસુશ દોડી જાએછે.

૫૪. અએ દાદાર ! જ્યારે ( તે ) ચોખું પાણી ( તેના ) ડાબા થાનને લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ કયાંહાં દોડી જાએછે ?

ત્યારે હોરમજ્દે કહ્યું કે તેની જમણી પાંસળી આગળ તે દરૂજ નસુશ દોડી જાએછે.

૫૫. અએ દાદાર ! જ્યારે ( તે ) ચોખું પાણી ( તેની ) જમણી પાંસળીને લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે ?

ત્યારે હોરમજદે કહ્યું કે તેની ડાબી પાંસળી આગળ તે દરૂજ નસુશ દોડી જાએછે.

૫૬. અએ દાદાર ! જ્યારે (તે) ચોખું પાણી ( તેની ) ડાબી પાંસળીને લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે ?

ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના જમણા થાપા આગળ તે દરૂજ નસુશ દોડી જાએછે.

૫૭. અએ દાદાર ! જ્યારે ( તે ) ચોખું પાણી ( તેના ) જમણા થાપાને લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે ?

ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના ડાબા થાપા આગળ તે દરૂજ નસુશ દોડી જાએછે.

૫૮. અએ દાદાર ! જ્યારે ( તે ) ચોખું પાણી ( તેના ) ડાબા થાપાને લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે ?

ત્યારે હોરમજ્દે કહ્યું કે તેની પીડુ આગળ તે દરૂજ નસુશ દોડી જાએછે.

અગરજો ( રીમન નાહાનાર ) મરદ હોએ તો, પેહેલ્લાં તેની પછવાડે ( ઈઆને પીડુની નીચેના પછવાડેના ભાગમાં ) તુંને પાણી છાંટવું જોઇએ, ( અને ) ત્યારપછી આગળ ( ઇઆને પીડુની નીચેના આગલા ભાગમાં ) ( પાણી છાંટવું જોઇએ ). ( પણ ) અગરજો ( રીમન નાહાનાર ) બાઇડી હોએ તો, પેહેલ્લાં તેણીની આગળ ( ઈઆને પીડુની નીચેના તેણીના આગલા ભાગમાં ) તુંને પાણી છાંટવું જો-

ઇએ; ( અને ) ત્યારપછી પછવાડે ( ઇઆને પીડુની નીચેના તેણીના પાછલા ભાગમાં) ( તુંને પાણી છાંટવું જોઇએ ).*

૫૯. અએ દાદાર ! જ્યારે ( તે ) ચોખું પાણી ( તેની ) પીડુને લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે ?

ત્યારે હોરમજ્દે કહ્યું કે તેની જમણી જાંગ આગળ તે દરૂજ નસુશ દોડી જાએછે.

૬૦. અએ દાદાર ! જ્યારે ( તે ) ચોખું પાણી ( તેની ) જમણી જાંગને લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે ?

ત્યારે હોરમજ્દે કહ્યું કે તેની ડાબી જાંગ આગળ તે દરૂજ નસુશ દોડી જાએછે.

૬૧. અએ દાદાર ! જ્યારે ( તે ) ચોખું પાણી ( તેની ) ડાબી જાંગને લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે ?

ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના જમણા ગૂંટણ આગળ તે દરૂજ નસુશ દોડી જાએછે.

૬૨. અએ દાદાર ! જ્યારે ( તે ) ચોખું પાણી ( તેના ) જમણા ગૂંટણને લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે ?

ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના ડાબા ગૂંટણ આગળ તે દરૂજ નસુશ દોડી જાએછે.

૬૩. અએ દાદાર ! જ્યારે (તે) ચોખું પાણી ( તેના ) ડાબા ગૂંટણને લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે ? ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના જમણા પગના ટેટાં આગળ તે દરૂજ નસુશ દોડી જાએછે.

૬૪. અએ દાદાર ! જ્યારે ( તે ) ચોખું પાણી ( તેના ) જમણા પગના ટેટાંને લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે ? ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના ડાબા પગના ટેટાં આગળ તે દરૂજ નસુશ દોડી જાએછે.

૬૫. અએ દાદાર ! જ્યારે ( તે ) ચોખું પાણી ( તેના ) ડાબા પગના ટેટાંને લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે ? ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના જમણા પગના નળા આગળ તે દરૂજ નસુશ દોડી જાએછે.

૬૬. અએ દાદાર ! જ્યારે ( તે ) ચોખું પાણી ( તેના ) જમણા પગના નળાને

---

* રીમન નાહાનાર મરદ ઈઆ ઓરત હોએ તેને માટે માથાંથી તે પીડુ સુધી સરખી રીતે પાણી છાંટવાને ફરમાવેલુંછે; પણ ત્યાર પછી મરદ ઈઆ ઓરત પ્રમાણે પીડુની નીચેના આગલા તથા પાછલા ભાગમાં પાણી છાંટવામાં ફેર રાખ્યોછે, તે એકે જો રીમન નાહાનાર મરદ હોએતો, પીડુની નીચે પછવાડેના ભાગમાં પેહેલલાં પાણી છાંટવું અને ત્યાર પછી પીડુની નીચેના આગલા ભાગમાં. જો રીમન નાહાનાર ઓરત હોએતો એથી ઉલટું કરવું, ઈઆને પીડુની નીચેના આગલા ભાગમાં પેહેલલાં પાણી છાંટવું અને પછી પાછલા ભાગમાં. એ પ્રમાણે ફેર રાખવામાં કાંઈબી. મતલબ હોવી જોઈએ.

લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે? ત્યારે હોરમજદે કહ્યું કે તેના ડાબા પગના નળા આગળ તે દરૂજ નસુશ દોડી જાએછે.

૬૭. અએ દાદાર! જ્યારે (તે) ચોખું પાણી (તેના) ડાબા પગના નળાને લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે? ત્યારે હોરમજદે કહ્યું કે તેના જમણા પગની પાટલી આગળ તે દરૂજ નસુશ દોડી જાએછે.

૬૮. અએ દાદાર! જ્યારે (તે) ચોખું પાણી (તેના) જમણા પગની પાટલીને લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે? ત્યારે હોરમજદે કહ્યું કે તેના ડાબા પગની પાટલી આગળ તે દરૂજ નસુશ દોડી જાએછે.

૬૯. અએ દાદાર! જ્યારે (તે) ચોખું પાણી (તેના) ડાબા પગની પાટલીને લાગેછે, ત્યારે તે દરૂજ નસુશ ક્યાંહાં દોડી જાએછે? ત્યારે હોરમજદે કહ્યું કે માંખની પાંખની માફક (તે દરૂજ નસુશ) (તેના) પગના તળિયાં તળે ભરાઈ બેસેછે.

૭૦. નીચે વાળેલા બેહુ પગના આંગલાંએ કરીને, (તથા) ઉંચે કીધેલી બેહુ પગની એરીએ કરીને, જમણા પગના તળિયાં ઉપર તાબડતોબ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દરૂજ નસુશ (તેના) ડાબા પગના તળિયાં તરફ દોડી જાએછે. (ત્યારે) તેના ડાબા પગના તળિયાં ઉપર તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દરૂજ નસુશ માંખની પાંખની માફક (તેના) પગના આંગલાં તળે ભરાઈ બેસેછે.

૭૧. નીચે વાળેલી બેહુ પગની એરીએકરીને, (તથા) ઉંચે કીધેલાં બેહુ પગનાં આંગલાંએ કરીને, તેના જમણા પગના આંગલાં ઉપર તાબડતોબ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દરૂજ નસુશ (તેના) ડાબા પગનાં આંગલાં તરફ દોડી જાએછે. (ત્યારે) તેના ડાબા પગનાં આંગલાં ઉપર તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દરૂજ નસુશ ગંધાતી માંખના આકારમાં ઘણાજ દુષ્ટ ખર્ફસ્તરોની માફક ગૂંટણ આગળની તથા પાછલા ભાગની બેહદ ગલીચી સાથે ઉત્તર તરફના ભાગોમાં ભરાઈ બેસેછે.

૭૨. ત્યારે આએ (નીચે જણાવેલા અવસ્તાના) કલામો તુંને ભણવા જોઇએ, કે જે ઘણાજ ફતેહમંદ તથા ઘણાજ તંદરોસ્તી આપનારા છેઃ—

યથા અહૂ વઇર્યો (જાવત) વાસ્તારેમ્.*

કેમ્ નાં મજદા (જાવત) ગએથાઓ અસ્ત્વઇતીશ્ અષહે*

૭૩. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! અગરજો આએ કે જે માજ્દયસ્નો તેઓ પગે ચાલતા જતા હોએ, અથવા દોડતા હોએ (અથવા વાહા-

* આખી હોનવર તથા આખી કેમ્ના મજદાના અવસ્તાના કલામો, તેના તરજુમા તથા ખોલાસા બાબે જુઓ મારી ખોરદેહ અવસ્તા બા માએની, સફે ૨-૪ તથા સફે ૫-૭

ણમાં બેસીને જતા હોએ) અથવા ઘોડા ઉપર સ્વાર થઇને જતા હોએ, અથવા ગાડીમાં બેસીને જતા હોએ, (અને જો) નસો પકાવતા આતશની નજદીક જઈ પોંહોંચે (કે જ્યાંહાં કોઈ માણસો) નસાને બાલતા હોએ, (અથવા) નસાને પકાવતા હોએતો, આએ કે જે માજ્દયસ્નો તેઓ શું કરે?

૭૪. ત્યારે હોરમજ્દે કહ્યું કે તે નસો પકાવતા (આતશ) ને મારવો જોઇએ (ઈઆને વધારે બલવાથી અટકાવવું જોઇએ); તે (નસાવાળા આતશ)ને તેઓ મારે (ઈઆને વધારે બલવાથી અટકાવે; (તથા) બલતાં લાકડાના ઢગલાને વીખેરી નાખે; (તથા) નસા સુધાનાં તે બલતાંના ઢગલાને વીખેરી નાખે.*

૭૫. (ત્યાર પછી) એસમને (તે નસાવાળા) આતશથી (દૂર) બલતાંની જાહારે કરીને તું સલગાવે.

**ખોલાસો:**—(તે એસમ કેવું હોવું જોઇએ તે વિશે નીચે જણાવેછે):—

જે (એસમ) આતશની તોખ્મનાં (ઈઆને જલદીથી સલગી ઉઠે તેવાં) આએ ઓરવરોનું (હોવું જોઇએ); અથવા સલગાવાને લાએકના આએ ઓરવરના (એસમથી), તે (નસા પકાવતા) આતશની ઉંચેથી જાહાર (લે); (ત્યાર પછી) (તે નસો પકાવતા આતશને) દૂર પાંથરી નાખે તથા વીખેરી નાખે, કે જેથી કરીને (તે આતશ) ઘણોજ જલદીથી બુજાઈ જાએ.

૭૬. ત્યાર પછી પેહેલ્લીવાર (બિજાં લાકડાંને) (તે બલતાંની જાહારથી લીધેલા આતશ) સાથે મેળવી નાખીને, (તે સલગાવેલા લાકડાંના કટકાને) નસો પકાવતા આતશથી એક વેંહેંત જેટલું દૂર જમીન ઉપર મુકે; (ત્યાર પછી) (તેની આગમચ લીધેલા આતશને) દૂર પાંથરી નાખે તથા વીખેરી નાખે, કે જેથી કરીને તે ઘણોજ જલદીથી બુજાઈ જાએ.

૭૭—૭૮. **ખોલાસો:**—(આએ ૭૭—૭૮ મા ફકરાઓમાં ઉપલા ૭૬ મા ફકરામાં જણાવ્યા મુજબ નવ વખત આતશ લેવાને ફરમાવેલુંછે.)

**ખોલાસો:**—(એ પરગરદના ૭૩ મા ફકરાથી તે ૭૮ મા ફકરા સુધી મુરદાંના આતશને લગતી બીના આવેલીછે. તેમાં એવું જણાવેછે કે અગરજો માજ્દયસ્નો રસ્તે ચાલતા જતા હોએ, અથવા ગાડીમાં બેસીને જતા હોએ ઈત્યાદિ, અને મુરદું બલતાં જોએતો તે માજ્દયસ્નોએ તરત મુરદાં સાથની બલતી ચૂલને વીખેરી નાખી, આગળ વધારે બલવાથી અટકાવ કરવો, તે મુરદાંને બલવા દેવું

* એ ફકરાની આખેરીએ આવેલા "યત હમ અવિ નોઈત્ અઓપેમ્ નધો સઓસુન્યયો" બોલો પેહેલવી શરેહનાં છે.

નહી. ત્યારપછી તે મુરદાંના આતશને નીચે જણાવ્યા મુજબ પાક કરવાને ફરમાવેછેઃ—મુરદાંના આતશની ઉંચેથી બલતાંની જાહાર લેવી, તે એવી રીતે કે એક સુરાખવાળી ચમચ ઉપર સુખડનો ભુકો ઇઆ જલદીથી સલગી ઉઠે એવી કાંઈ સોજી ચીજ મુકીને, તે ચમચને તે નસાવાળા આતશથી ઉંચે તેને લાગે નહી તેમ ધરવી, કે જાહારથી તે ચમચ ઉપરનો ભુકો સલગી ઉઠે. પછી તે જાહારથી લીધેલા આતશને સુખડ ઇઆ લાકડાંના કટકા સાથે સલગાવીને, પેલા નસાવાળા આતશથી એક બિલ્લસ દૂર મુકવો. પછી તે મુરદાંના આતશને થંડો થવા દેવો. એ પ્રમાણે નવ વખત કર્યા કરવું. )

૭૯. અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! (જો) કોઈ શખ્સ ઉર્વાસ્ન અથવા વોહૂ–ગઓન અથવા વોહૂ–કેરેતિ અથવા હધાનએપતની, અથવાતો હરેક કોઈ ઘણાજ ખુશબોદાર ઓરવંરની એસમને અશોઇએ કરીને ( આતશને વાસ્તે ) લઈ જાએતો,

૮૦. જે તરફથી પવન આતશની ( ઉપર મુકેલી ખુશબોદાર ચીજની ) બોએને પાંથરી નાખેછે તે તરફ, મીનો દેવો કે જેઓ અંધારાની સુરતના દરવંદો (છે તેઓ) ને, ( તથા તેથી ) બેવડા જાદુગરોને તથા પરીઓને હોરમજદનો આતશ હજાર ઘણા મારનાર તરીકે સાંભે જાએછે.

ખોલાસોઃ—( ઉપલા બે ફકરાઓની મતલબ એકે આતશ ઉપર સુખડ, અગર, લોબાંન ઇત્યાદિ ખુશબોદાર ચીજ મુકયાથી, તેનો સુગંધ આસપાસ પંથરાયાને લીધે તે જગાની દેવસ્તાની, બદબો તથા ખરાબ હવા દૂર થાએછે. )

ખોલાસોઃ—( જુદી જુદી જાતના આતશો જેઓની ઉપર આજાબ પડતો હોએ તેઓને, ચોકસ ક્રિયા કરીને લાએક જગાએ લઈ જઈ રોશણ રાખનાર શખ્સને કેટલું સવાબ પુગેછે, તે બાબે નીચે ૮૧ થી તે ૯૬ મા ફકરા સુધી બીના આવેલીછે. )

૮૧. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર ! જે ( કોઈ શખ્સ ) નસો પકાવતા આતશને તેની લાએક જગોએ* લઈ જાએછે, ( તે શખ્સના ) શરીરનું તથા

* અગીઆરીમાં ઇજિસ્ને કરવાની જગોએ મ્હોટાં આફરગાનિયાંમાં હમેશાં આતશ રોશણ રાખેછે તેને આપણા લોકો "દાદગાહ" કરીને કેહેછે. એ "દાદગાહ" બોલ જંદમાં **દાઈત્ય ગાતુ** કરીને આવેછે. **દાઈત્ય ગાતુ**નો અસલ અર્થ "લાએક જગા"; પછી તે જગા કોઈબી ચીજ ઇઆ જાનવરની હોએ, પણ તેને માટે લાએક હોવી જોઇએ. જેમકે વંદીદાદની ૧૩ મી પરગરદના ૧૭—૧૯ મા ફકરાઓમાં જુદી જુદી જાતના કુતરાઓની લાએક જગાને માટે **દાઈત્યો-ગાતુ** બોલ આવેછે. પણ હાલમાં આપણા લોકોમાં "દાદગાહ" બોલ "આતશની લાએક જગા" એવો ચોકસ અર્થે વપરાએછે. જોકે અસલ અર્થ કાંઈ એવો નથી. એજ પ્રમાણે એરીઅનને લગતી બિજી ભાષાઓમાં આપણને બોલો મલી આવેછે, જેઓનો અર્થ પાછલથી સાંકડો થઇને ચોકસ વસ્તુને લાગો.

બુદ્ધિનું (એક બિજાથી) છુટું પડયા પછી (ઇઆને તેના ગુજરવા પછી), તે મા-ણસને માટે (પેલી જેહાંનમાં) કેટલો બદલો હોએ? ત્યારે હોરમજ્દે કહ્યું કે આએ હાડમંદ દુનિયાંમાં દશ હજાર બલતાં લાકડાંને તેની લાએક જગાએ લઈ જાએ તેટલો.

**ખોલાસો:**—(મુરદાં બાલવાના આતશને તેની લાએક જગોએ લઈ ગયાથી, તે લઈ જનાર ૧૦૦૦૦ બલતાં લાકડાંને તેની લાએક જગોએ લઈ જાએ, તેથી તેને જેટલું પુણ્ય લાગે તેટલું પુણ્ય તે મુરદાંના આતશને, ઉપર જણાવ્યા મુજબ પાક કરીને તેની લાએક જગોએ લઈ ગયાથી લાગેછે.)*

૮૨. અએ દાદાર! જે (કોઈ શખ્સ) નજીસાઈ પકાવતા આતશને તેની લા-એક જગાએ લઈ જાએછે, (તે શખ્સના) શરીરનું તથા બુદ્ધિનું (એક બિજાથી) છુટું પડયા પછી (ઇઆને તેના ગુજરવા પછી), તે માણસને માટે (પેલી જેહાં-નમાં) કેટલો બદલો હોએ? ત્યારે હોરમજ્દે કહ્યું કે આએ હાડમંદ દુનિયાંમાં હ-જાર બલતાં લાકડાંને તેની લાએક જગાએ લઈ જાએ તેટલો.†

૮૩. અએ દાદાર! જે (કોઈ શખ્સ) કચરામાંથી‡ આતશને તેની લાએક જ-ગાએ લઈ જાએછે, (તે શખ્સના) શરીરનું તથા બુદ્ધિનું (એક બિજાથી) છુટું પડયા પછી (ઇઆને તેના ગુજરવા પછી), તે માણસને માટે (પેલી જેહાંનમાં) કેટલો બદલો હોએ? ત્યારે હોરમજ્દે કહ્યું કે આએ હાડમંદ દુનિયાંમાં ૫૦૦ બ-લતાં લાકડાંને તેની લાએક જગાએ લઈ જાએ તેટલો.†

૮૪. અએ દાદાર! જે (કોઈ શખ્સ) કુંભાર (અથવા) મટોડી પકાવનારને ત્યાંહાંથી§ આતશને તેની લાએક જગાએ લઈ જાએછે, (તેના) શરીરનું તથા બુ-દ્ધિનું (એક બિજાથી) છુટું પડયા પછી (ઇઆને તેના ગુજરવા પછી), તે મા-ણસને માટે (પેલી જેહાંનમાં) કેટલો બદલો હોએ? ત્યારે હોરમજ્દે કહ્યું કે આએ હાડમંદ દુનિયાંમાં ૪૦૦ બલતાં લાકડાંને તેની લાએક જગાએ લઈ જાએ તેટલો.†

૮૫. અએ દાદાર! જે (કોઈ શખ્સ) કુંભાર(અથવા) કોરીના વાસણ બનાવ-નારને ત્યાંહાંથી‖ આતશને તેની લાએક જગાએ લઈ જાએછે, (તેના) શરીરનું તથા

---

* એજ પ્રમાણે એની પછીના ફકરાઓ (૮૨ થી તે ૯૬ સુધી) ની મતલબ સમજવી, જોકે તે ઠેકાણે સવાબનો હિસ્સો એટલો બધો નથી, પણ એથી ઉતરતો છે.

† એની સમજ બાબે જુઓ એજ પરગરદના ૮૧ મા ફકરામાં આપેલો ખોલાસો તથા તેની નોટ.

‡ જાનવરનુ છાણ–લીદ (સ્પીગલ); ગાએનું છાણ (દારમેસ્તેતે); નરક, જાનવરની નજીસાત (હારલે).

§ અથવા ઇંટ–ચુનો પકાવવાની ભઠ્ઠીમાંથી.

‖ અથવા ફુકીને કાચના વાસણો તથા જીનસો બનાવનારની ભઠ્ઠીમાંથી.

બુદ્ધિનું (.એક બિજાથી) છુટું પડયા પછી (ઇઆને તેના ગુજરવા પછી), તે માણસને માટે (પેલી જેહાંનમાં) કેટલો બદલો હોએ? ત્યારે હોરમજદે કહ્યું કે કોરીના (વાસણો બનાવતાં) જેટલા વધ ઘટનાં કટકા (પડેલા હોએ), તે દરેક (કટકા) જેટલાં બલતાં લાકડાંને સાથે લઇને તેની લાએક જગાએ લઈ જાએ તેટલો.

૮૬. અએ દાદાર! જે (કોઈ શખ્સ) પિત્તલ (અથવા ત્રાંબુ) સાથે કલાઈની મેલવણીથી બનેલી મિશ્રિત ધાતુનાં* (કારખાનામાંથી) આતશને તેની લાએક જગાએ લઈ જાએછે, (તે શખ્સના) શરીરનું તથા બુદ્ધિનુ (એક બિજાથી) છુટું પડયા પછી (ઈઆને તેના ગુજરવા પછી), તે માણસને માટે (પેલી જેહાંનમાં) કેટલો બદલો હોએ? ત્યારે હોરમજદે કહ્યું કે જેટલાં ઓરવર (હોએ) તેટલાં બલતાં લાકડાંને સાથે લઇને તેની લાએક જગાએ લઈ જાએ તેટલો.†

૮૭. અએ દાદાર! જે (કોઈ શખ્સ) સોનાને ઘડવાના કારખાનાંમાંથી આતશને તેની લાએક જગાએ લઈ જાએછે, (તે શખ્સના) શરીરનું તથા બુદ્ધિનું (એક બિજાથી) છુટું પડયા પછી (ઇઆને તેના ગુજરવા પછી), તે માણસને માટે (પેલી જેહાંનમાં) કેટલો બદલો હોએ? ત્યારે હોરમજદે કહ્યું કે આએ હાડમંદ દુનિયાંમાં ૧૦૦ બલતાં લાકડાંને તેની લાએક જગાએ લઈ જાએ તેટલો.†

૮૮. અએ દાદાર! જે (કોઈ શખ્સ) રૂપુ ઘડવાના કારખાનાંમાંથી આતશને તેની લાએક જગાએ લઈ જાએછે, (તે શખ્સના) શરીરનું તથા બુદ્ધિનું (એક બિજાથી) છુટું પડયા પછી (ઇઆને તેના ગુજરવા પછી), તે માણસને માટે (પેલી જેહાંનમાં) કેટલો બદલો હોએ? ત્યારે હોરમજદે કહ્યું કે આએ હાડમંદ દુનિયાંમાં ૯૦ બલતાં લાકડાંને તેની લાએક જગાએ લઈ જાએ તેટલો.†

૮૯. અએ દાદાર! જે (કોઈ શખ્સ) લોહોડું ઓતવાના કારખાનાંમાંથી અતશને તેની લાએક જગાએ લઈ જાએછે, (તે શખ્સના) શરીરનું તથા બુદ્ધિનું (એક બિજાથી) છુટું પડયા પછી (ઇઆને તેના ગુજરવા પછી), તે માણસને માટે (પેલી જેહાંનમાં) કેટલો બદલો હોએ? ત્યારે હોરમજદે કહ્યું કે આએ હાડમંદ દુનિયાંમાં ૮૦ બલતાં લાકડાંને તેની લાએક જગાએ લઈ જાએ તેટલો.†

૯૦. અએ દાદાર! જે (કોઈ શખ્સ) જસદ ઓતવાના‡ કારખાનાંમાંથી આત-

---

* કાચી ધાતુની ખાણ (ડાકટર સ્પીગલ તથા પ્રોફેસર હારલે).

† એની સમજ બાબે જુઓ એજ પરગરદના ૮૧ મા ફકરામાં આપેલો ખોલાસો તથા તેની નોટ.

‡ 'હઓસફ્નએનિશ' બોલનો ચોકસ અર્થ ઠર્યો નથી; ડાકટર સ્પીગલે એ બોલનો તરજુમો કીધો નથી; કલઈ, જસદ (પ્રોફેસર હારલે); પ્રોફેસર દારમેસ્તેતે 'અયંધ્રહએનિશ' નો અર્થ પિત્તલ કરીને, 'હઓસફ્નએનિશ' નો અર્થ પોલાદ કરેછે.

શને તેની લાએક જગાએ લઈ જાએછે, (તે શખ્સના) શરીરનું તથા બુદ્ધિનું (એક બિજાથી) છુટું પડયા પછી (ઇઆને તેના ગુજરવા પછી), તે માણસને માટે (પેલી જેહાંનમાં) કેટલો બદલો હોએ? ત્યારે હોરમજ્દે કહ્યું કે આએ હાડમંદ દુનિયાંમાં ૭૦ બલતાં લાકડાંને તેની લાએક જગાએ લઈ જાએ તેટલો.*

૯૧. અએ દાદાર! જે (કોઈ શખ્સ) ભઠ્ઠીમાંથી† આતશને તેની લાએક જગાએ લઈ જાએછે, (તે શખ્સના) શરીરનું તથા બુદ્ધિનું (એક બિજાથી) છુટું પડયા પછી (ઇઆને તેના ગુજરવા પછી), તે માણસને માટે (પેલી જેહાંનમાં) કેટલો બદલો હોએ? ત્યારે હોરમજ્દે કહ્યું કે આએ હાડમંદ દુનિયાંમાં ૬૦ બલતાં લાકડાંને તેની લાએક જગાએ લઈ જાએ તેટલો.*

૯૨. અએ દાદાર! જે (કોઈ શખ્સ) બલતી ચુહુલમાંથી‡ આતશને તેની લાએક જગાએ લઈ જાએછે, (તે શખ્સના) શરીરનું તથા બુદ્ધિનું (એક બિજાથી) છુટું પડયા પછી (ઇઆને તેના ગુજરવા પછી), તે માણસને માટે (પેલી જેહાંનમાં) કેટલો બદલો હોએ? ત્યારે હોરમજ્દે કહ્યું કે આએ હાડમંદ દુનિયાંમાં ૫૦ બલતાં લાકડાંને તેની લાએક જગાએ લઈ જાએ તેટલો.*

૯૩. અએ દાદાર! જે (કોઈ શખ્સ) કલ્લઈ બનાવવાના (કારખાનાં) માંથી§ આતશને તેની લાએક જગાએ લઈ જાએછે, (તે શખ્સના) શરીરનું તથા બુદ્ધિનું (એક બિજાથી) છુટું પડયા પછી (ઇઆને તેના ગુજરવા પછી), તે માણસને માટે (પેલી જેહાંનમાં) કેટલો બદલો હોએ? ત્યારે હોરમજ્દે કહ્યું કે આએ હાડમંદ દુનિયાંમાં ૪૦ બલતાં લાકડાંને તેની લાએક જગાંએ લઈ જાએ તેટલો.*

૯૪. અએ દાદાર! જે (કોઈ શખ્સ) ગાએ ઢોરને ચરવાને લગતા રસ્તામાંથી‖ આતશને તેની લાએક જગાએ લઈ જાએછે, (તે શખ્સના) શરીરનું તથા બુદ્ધિનું (એક બિજાથી) છુટું પડયા પછી (ઇઆને તેના ગુજરવા પછી), તે માણસને માટે (પેલી જેહાંનમાં) કેટલો બદલો હોએ? ત્યારે હોરમજ્દે કહ્યું કે આએ હાડમંદ દુનિયાંમાં ૩૦ બલતાં લાકડાંને તેની લાએક જગાએ લઈ જાએ તેટલો.

---

* એની સમજ બાબે જુઓ એજ પરગરદના ૮૧ મા ફકરામાં આપેલો ખોલાસો તથા તેની નોટ.

† ઈઆંને રોટલી, મિઠાં પકવાન ઈત્યાદિ બનાવવાના તંદુર—તંનુરમાંથી.

‡ ઈઆને કોઈ બી કામને સારૂં ચુહુલ સલગાવી હોએ જેમકે બબરચીએ રાંધવાનેસારૂં, અથવા કાંઈ બિજી ચીજ બનાવવા મ્હોટી ચેહે સલગાવી હોએ.

§ કપડાં નીખારનાર અથવા ધોબીની ભઠ્ઠીમાંથી (હારલે); molten earths (સ્પીગલ).

‖ ભરવાડના આતશ વિશે ઈશારો કીધોછે. ભરવાડો પોતાના ગાએઢોરને ચરવા લઈ ગયા હોએ, અને ત્યાંહાં પોતાના કામ સારૂં આતશ સલગાવ્યો હોએ, અને પછી તે આતશને રખડતો નાખ્યો હોએ, તે આતશ બાબે હંઈ ઈશારો કીધોછે.

૯૫. અએ દાદાર ! જે ( કોઈ શખ્સ ) લશ્કરગાહમાંથી* આતશને તેની લાએક જગાએ લઈ જાએછે, ( તે શખ્સના ) શરીરનું તથા બુદ્ધિનું ( એક બિજાથી ) છુટું પડયા પછી ( ઈઆને તેના ગુજરવા પછી ), તે માણસને માટે (પેલી જેહાંનમાં ) કેટલો બદલો હોએ ? ત્યારે હોરમજદે કહ્યું કે આએ હાડમંદ દુનિયાંમાં ૨૦ બલતાં લાકડાંને તેની લાએક જગાએ લઈ જાએ તેટલો.

૯૬. અએ દાદાર ! જે ( કોઈ શખ્સ ) સઉથી નજદીકથી† ( ઈઆને પડોસીના ઘેરમાંથી ) આતશને તેની લાએક જગાએ લઈ જાએછે, (તે શખ્સના) શરીરનું તથા બુદ્ધિનું ( એક બિજાથી ) છુટું પડયા પછી (ઈઆને તેના ગુજરવા પછી), તે માણસને માટે ( પેલી જેહાંનમાં ) કેટલો બદલો હોએ ? ત્યારે હોરમજદે કહ્યું કે આએ હાડમંદ દુનિયાંમાં ૧૦ બલતાં લાકડાંને તેની લાએક જગાએ લઈ જાએ તેટલો.‡

૯૭. હાડમંદ મુલકોના અએ અશો પેદા કરનાર અશો હોરમજદ ! જે માણસો જંગલોની દુર જગામાં નસાની નજદીક ઉભેલા હોએ ( ઈઆને નસાને અડકેલા હોએ ) તેઓ શું પાક થઈ શકે ?

---

* શેકારીઓની છાવણીમાંથી ( દારમેસ્તેતે ); શેકારીઓની છાવણીમાંથી અથવા ઘોડાઓના થાન અથવા પાયગામાંથી ( હારલે ).

† ઘેરમાંથી ( સ્પીગલ ); પોતાના ચુલા–સગડીમાંથી ( દારમેસ્તેતે ); ચુલા–સગડીમાંથી (હારલે).

‡ હાલમાં આતશબેહેરાંમ નવા પરથવાની ક્રિયામાં ૧૬ જાતના આતશો લેછે, તથા તે આતશોને કેટલીએક તરતીબથી લઈને તેઓને પાક કરવા માટે, તે દરેક જાતના આતશની ઉપર કેટલીએક ઈજસ્નેઓ તથા વંદીદાદ તથા બિજી ક્રિયાઓ કરેછે. ત્યાર પછી ઈઆને તે દરેક જાતના આતશ ઉપર ચોકસ ક્રિયાઓ કીધા પછી, તે બધા આતશોને એક મ્હોટાં આફ્રરગાંનિયાંમાં સાથે એકઠા કરીને, પછી તેની ઉપર વળી બિજી કેટલીએક ઈજસ્ને તથા વંદીદાદની ક્રિયા કરેછે, ત્યારપછી એક જશન કરીને તે આતશબેહેરાંમ સાહેબને તખ્તનશીન કરેછે.

આતશબેહેરાંમ નવા પરથવાની ક્રિયામાં ૧૬ જાતના જે આતશ લેછે તે નીચે મુજબ જાણવા:—

૧. નસાનો અથવા મુરદાંનો આતશ; ૨. રંગરેજનો આતશ ઈઆને રંગારી કપડાંઓને રંગેછે તેની દેગ નીચેનો આતશ; ૩. હમાંમખાનાનો આતશ; ૪. કુંભારનો આતશ ઈઆને મટોડીના વાસણો બનાવનારની ભઠ્ઠીનો આતશ; ૫. પંજાબી ઈઆને ઈટરડી બનાવનારની ભઠ્ઠીનો આતશ; ૬. ખોદાને યાદ કરનાર ફકીરની ધુંઈ તથા કંસારાનો આતશ; ૭. કીમીઆગર તથા સોનીનો આતશ; ૮. ટંકસાલ ઈઆને જ્યાંહાં સોના, રૂપાં, ત્રાંબા ઈત્યાદિના સિક્કા પડતા હોએ તે ભઠ્ઠીનો આતશ; ૯. લોહારની ભઠ્ઠીનો આતશ; ૧૦. હથિયારો બનાવનારાઓનાં કારખાનાંનો આતશ; ૧૧. ભઠિયારાને ત્યાંહાંનો આતશ; ૧૨. કલાલખાનાનો તથા બુતપરસ્તનો આતશ, ઈઆને મોવડાં ગાળીને દારૂ બનાવનારની ભઠ્ઠીનો તથા દેહેરાંને પુજનારાનો આતશ; ૧૩. પાદશાહ અને લશ્કરી સરદારો તથા લશ્કરના સ્વારોનો અને રાહદારીઓનો આતશ, ઈઆને જે ઠેકાણે લશ્કર છાંવણી કરીને પડેલું હોએ તથા મુસાફરો ખાણું પકાવતા હોએ તેઓનો આતશ; ૧૪. ભરવાડ તથા ગોવાલીઆ જેઓ જંગલોમાં ગાએ ઢોર ચરાવેછે તેઓનો આતશ; ૧૫. વીજલીનો આતશ; ૧૬. માજદયસ્નના ઘેરનો આતશ ઈઆને દસ્તુર, મોબેદ તથા બેહેદીનના ઘેરનો આતશ.

૯૮. ત્યારે હોરમજ્દે કહ્યું કે, અએ અશો જરતોશ્ત ! તેઓ પાક થઈ શકે. શી રીતે? આએ રીતે (ઈઆને નીચે જણાવ્યા મુજબ):—

અગરજો તે નસો કાલબુદ ખાનારા કુતરા અથવા કાલબુદ ખાનારા પક્ષિઓથી કરડાએલો હોએતો, (તે નસાને અડકેલા માણસે) પોતાના બદનને બલ્લદના નીરંગે કરીને પાક કરવું જોઇએ. (ત્યારપછી) દર વખતે હંચે વેરથી માથાં ઉપર પાણી નામીને ૩૦ વખત (પોતાના બદનને) ધોએ, ૩૦ વખત (પોતાના બદનને) (હાત વડે) ચોળે; (એ પ્રમાણે કીધાથી તે માણસ પાક થઈ શકે).

ખોલાસોઃ—(એ ફ્રકરાની મતલબ એકે જંગલમાં જો કોઈ શખ્સ ગીધ ઈત્યાદિ પક્ષિઓથી ખવાએલા નસાને અડકેતો, તે શખ્સે પેહેલ વેહેલાં પોતાના તમામ બદન ઉપર નીરંગ ચોપડવો જોઈએ; ત્યારપછી ૩૦ વખત હંચેવેરથી પાણી નામીને તમામ બદનને સારી પેઠે ચોળવું જોઇએ, કે જેથી કરીને કાંઈબી રીમની તેના આંગ ઉપર રેહી નહી જાએ.)

૯૯. પણ અગરજો તે નસો કાલબુદ ખાનારા કુતરા અથવા કાલબુદ ખાનારા પક્ષિઓથી નહી કરડાએલો હોએતો, (તે નસાને અડકેલા માણસે) પોતાના બદનને બલદના નીરંગે કરીને પાક કરવું જોઇએ; (ત્યારપછી) ૧૫ વખત પાણી નામીને (પોતાના બદનને) ધોએ, (તથા) ૧૫ વખત (પોતાના બદનને) (હાત વડે) ચોળે.

ખોલાસોઃ—(પછી બિજું શું કરવું તે વિશે ૧૦૦–૧૦૩ ફ્રકરામાં જણાવેછે.)

૧૦૦. (તે નસાને અડકેલો શખ્સ) ત્યાંહાંથી (ત્યારપછી) પેહેલો ફ્રરસંગ આગળ ચાલે (ઈઆને એક ફ્રરસંગ જેટલું આગળ ચાલે); (અને) (આએ) હાડમંદ દુનિયાંનો જો કોઈ શખ્સ તે (નસાને અડકેલા) ને (રસ્તામાં) મલેતો, (તે શખ્સ) તેને મ્હોટે સાદે કેહે કે, "મનમાં, વચનમાં (તથા) કામમાં ચાહયા વગર* મુવેલાંના તનને હું અડકેલો છેઉં, (અને) મારી ઈચ્છા પવિત્ર થવાની છે."

(હવે) પેહેલ્લા ફ્રરસંગ સુધી ચાલીને ગયા પછી, (રસ્તામાં મળેલો શખ્સ) જો તે (નસાને અડકેલા શખ્સ) ને પવિત્ર નહી કરેતો, તેના (ગુનાહ ભરેલાં) કામનો ત્રીજો હિસ્સો માફ થાએછે.†

૧૦૧. (તે નસાને અડકેલો શખ્સ) ત્યાંહાંથી (ઈઆને ઉપર ૧૦૦મા ફ્રક-

---

* ઈઆને જાણી જોઇને નહી, પણ તદન અનજાણપણેથી.

† અથવા તે (ગુનાહભરેલાં) કામનો ત્રીજો હિસ્સો (રીમની નહી ઉતારનાર શખ્સ) પોતે લેછે, ઈઆને પેલો રસ્તામાં મળેલો રીમની નહી ઉતારનાર શખ્સ અગરજો તે રીમન થએલા માણસની રીમની નહી ઉતારેતો, તેના ગુનાહનો એક તૃતીયાંશ સાંભા શખ્સને લાગુ પડેછે. એજ પ્રમાણે ૧૦૧–૧૦૨ મા ફ્રકરામાં બી સમજવું.

રામાં જણાવ્યા પ્રમાણે પેહેલ્લો ફ્રરસંગ ચાલ્યા પછી ), (એક) બિજો ફ્રરસંગ આગળ ચાલે; ( અને ) ( આએ ) હાડમંદ દુનિયાંનો જો કોઈ શખ્સ તે ( નસાને અડકેલા ) ને ( રસ્તામાં ) મલેતો, ( તે નસાને અડકેલો શખ્સ) તેને મ્હોટે સાદે કેહે કે, "મનમાં, વચનમાં ( તથા ) કામમાં ચાહાયા વગર મુવેલાંના તનને હું અડકેલો છેઉં, ( અને ) મારી ઇચ્છા પવિત્ર થવાની છે"

( હવે ) બિજા ફ્રરસંગ સુધી ચાલીને ગયા પછી (બી), (રસ્તામાં મળેલો શખ્સ) જો તે (નસાને અડકેલા શખ્સ) ને પવિત્ર નહી કરેતો, તેના (ગુનાહ ભરેલાં) કામનો અરધો ભાગ માફ થાએછે.

૧૦૨. ( તે નસાને અડકેલો શખ્સ ) ત્યાંહાંથી ( ઈઆને ઉપર ૧૦૧ મા ફકરામાં જણાવ્યા પ્રમાણે બિજો ફ્રરસંગ ચાલ્યા પછી ), ત્રીજો ફ્રરસંગ આગળ ચાલે; ( અને ) ( આએ ) હાડમંદ દુનિયાંનો જો કોઈ શખ્સ તે ( નસાને અડકેલા )ને (રસ્તામાં) મલેતો, ( તે નસાને અડકેલો શખ્સ ) તેને મ્હોટે સાદે કેહે કે, " મનમાં, વચનમાં ( તથા ) કામમાં ચાહાયા વગર મુવેલાંના તનને હું અડકેલો છેઉં, (અને) મારી ઈચ્છા પવિત્ર થવાની છે."

( હવે ) ત્રીજા ફ્રરસંગ સુધી ચાલીને ગયા પછી ( બી ), (રસ્તામાં મળેલો શખ્સ) જો તે નસાને અડકેલા શખ્સને પવિત્ર નહી કરેતો ( ઇઆને તેની રીમની નહી ઉતારેતો ), તેના ( ગુનાહ ભરેલાં ) કામનો ( બાકીનો ) તમામ (ભાગ) માફ થાએછે.

૧૦૩. ( ત્યારપછી ) ત્યાંહાંથી ( તે નસાને અડકેલો શખ્સ ) આગળ ચાલે, અને સઉથી નજદીકના ઘેર, મોહોલ્લા, કસબા (અથવાં) ગામ આગળ (આવીને) ત્યાંહાં મ્હોટે સાદે બુમ પાડીને કેહે કે, " મનમાં, વચનમાં ( તથા ) કામમાં ચાહાયા વગર મુવેલાંના તનને હું અડકેલો છેઉં, (અને) મારી ઇચ્છા પવિત્ર થવાની છે."

( ઉપર જણાવ્યા પ્રમાણે કેહ્વાથી ) જો ( માજ્દયસ્નો ) તેને પવિત્ર નહી કરેતો, તે શખ્સે પોતાના ( રીમન થએલાં ) તનને બલદના નીરંગે કરીને તથા પાણીએ કરીને પાક કરવું જોઇએ; એ પ્રમાણે ( માજ્દયસ્નો ) પાક થાએ.

**ખોલાસો:**—(૯૯—૧૦૩:—એ ફકરાઓની મતલબ એકે વસ્તીથી દૂર જંગલમાં જો કોઈ શખ્સ ગીધ ઈત્યાદિ પક્ષિઓથી નહી ચુંથાએલા નસાને અડકેતો, તે શખ્સે પેહેલ વેહેલાં પોતાના તમામ બદન ઉપર નીરંગ ચોપડવો જોઇએ, અને પછી ૧૫ વખત પાણી નામીને તથા સારીપેઠે ચોળીને પોતાનું આંગ સાફ કરવું જોઇએ, ઇઆને તુરત વેળા થોડીઘણી રીમની ઉતારવાને માટે એ પ્રમાણે કરવું. એટલું કીધાથી તેની બધી રીમની કાંઈ નિકળી નહી ગઈ. પણ બિજું વધારે કરવાને ફ્ર-

માવેછે તે એકે, તે શખ્સે એક ફરસંગ ચાલીને રસ્તામાં જો કોઈ માણસ મળેતો તેને રીમની ઉતારવાને કેહે; પણ જો તે સાંભો ધણી નહી નહવારેતો, તેના ગુનાહનો ત્રીજો હિસ્સો માફ થાએછે. ત્યારપછી તે શખ્સ એક બિજો ફરસંગ આગળ ચાલે, અને રસ્તામાં જો કોઈ માણસ મળેતો તેને રીમની ઉતારવાને કેહે; પણ જો તે સાંભો ધણી નહી નહવારેતો, તેના બાકી રહેલા ગુનાહનો અરધો હિસ્સો માફ થાએછે. ત્યારપછી તે શખ્સ ત્રીજો ફરસંગ આગળ ચાલે, અને રસ્તામાં જો કોઈ માણસ મળેતો તેને રીમની ઉતારવાને કેહે; પણ જો તે સાંભો ધણી નહી નહવારેતો તેનો બાકી રહેલો તમામ ગુનાહ માફ થાએછે; જેમકે પેલા રીમન થએલા માણસના આખા ગુનાહને માટે ૧ લઇએતોઃ $૧-\frac{૧}{૩}=\frac{૨}{૩}$; $\frac{૨}{૩}\times\frac{૧}{૨}=\frac{૧}{૩}$; $\frac{૧}{૩}-\frac{૧}{૩}=૦$. ત્યારપછી તે શખ્સ સઉથી નજદીકના ઘેર આગળ જઇને કોઇને નહવારવાને માટે કેહે; જો તે બી નહી નહવારેતો, તે શખ્સ નાચારીથી પોતાને હાતે નીરંગ ચોપડીને પાણીથી નાહેતો તે પાક થએલો ગણાએ. એ ઉપરથી આપણને એક ઉમદા નસીહત મલેછે, તે એકે આપરે આપણી ફરજ બજાવવામાં બનતી કોશેશ કરવી, પછી તે બની શકે કે નહી. પેલા રીમન થએલા શખ્સે પોતાની રીમની ઉતારવાને માટે દરેક ફરસંગ ચાલતાં રસ્તામાં માણસોને કહ્યું, પણ સાંભા ધણીએ તેની રીમની નહી ઉતારવાથી, દર ફરસંગે તેના ગુનાહનો ત્રીજો હિસ્સો માફ થતો ગયો.)

૧૦૪. અએ દાદાર ! જો (તે રીમન થએલા શખ્સને) તે રસ્તાના દરમીઆંનમાં પાણી નડેતો (તે) પાણી (તેને માટે) શિક્ષા લાવેછે. તેને માટે શું શિક્ષા છે ?

**ખોલાસોઃ**—(એનો મતલબ એકે નસાને અડકીને રીમન થએલો શખ્સ રસ્તામાં ચાલતાં પાણીના ઝરાને અડકેતો, તેથી તે શખ્સ નીચે ૧૦૫ મા ફકરામાં જણાવેલી શિક્ષાને લાએક થાએછે. રીમન થએલા શખ્સે જ્યાંહાંસુધી પોતાના બદન ઉપરની રીમની ઉતારી નહી હોએ, ત્યાંહાંસુધી રસ્તામાં ચાલતાં પાણીને અડકીને તે પાણીને રીમન નહી કરવું, સબબકે પાંણીને અડક્યાથી તે વાપરવાને માટે નાલાએક થાએછે. પોતાનું આંગ સાફ કરવાને જેટલાં પાણીની અગત હોએ, તેટલું પાણી બિજા શખ્સ પાસે માંગીને વાપરવું, તેની કાંઈ અડચણ નહી.)

૧૦૫. ત્યારે હોરમજદે કહ્યું કે (તે શખ્સે) ઘોડાના ચાબુકથી હાંકી કાહાડવામાંના ૪૦૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડવાં જોઇએ, (તથા) સ્રઓષોચરન નામના કોરડાથી ૪૦૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડવાં જોઇએ.*

૧૦૬. અએ દાદાર ! જો (તે રીમન થએલા શખ્સને) તે રસ્તાના દરમીઆનમાં ઓરવર નડેતો આતશ (તેને માટે) શિક્ષા લાવેછે. તેને માટે શું શિક્ષા છે ?

* એની સમજ બાબે જુઓ ત્રીજી પરગરદના ૩૬ મા ફકરાના તરજુમાની નીચે આપેલો ખોલાસો.

ખોલાસો:—( નસાને અડકીને રીમન થએલો શખ્સ રસ્તામાં ચાલતાં ઝાડ પાનને અડકે તો, તે નીચે ૧૦૭ મા ફકરાની શરૂઆતમાં જણાવેલી શિક્ષાને લાએક થાએછે, અને તે શિક્ષા આતશ તેની ઉપર લાવેછે; તે એવી રીતે કે, તે ઝાડ જેને તે રીમન થએલો શખ્સ અડકયો હોએ, તેના લાકડાં જો કોઈ બિજો શખ્સ લાવીને આતશ ઉપર બાલે તો, તે અડકનારને તેની શિક્ષા થાએછે. )

૧૦૭. ત્યારે હોરમજ્દે કહ્યું કે (તે શખ્સે) ઘોડાના ચાબુકથી હાંકી કાહાડવામાંના ૪૦૦ ( નુકસાનકારક જાનવરોને ) હાંકી કાહાડવાં જોઇએ, ( તથા ) સ્રઓષોચરન નામના કોરડાથી ૪૦૦ (નુકસાનકારક જાનવરોને) (હાંકી કાહાડવાં જોઇએ).

અશો (માણસ)ને માટે તોજેશ કરવા સારૂં આએ તેની શિક્ષા છે, (તથા) આએ તેની પ્રાયશ્ચિત છે. તોજેશ નહી કરનારને માટે ( એ શિક્ષા ) નથી, ( કારણ કે ) ( તે શખ્સ તો ) ખરેખર દરૂજના મુકામમાં જવાનો છે.

ખોલાસો:—( એની મતલબ એકે ઉપર ૧૦૫ મા તથા ૧૦૭ મા ફકરાઓમાં જે શિક્ષા કેહી તે, જે માણસ પોતાના ગુનાહને માટે તોજેશ કરે તેનેમાટે છે; એ શિક્ષા ખમ્યા પછી તે શખ્સનો ગુનાહ માફ થાએછે, તેને કપાલે ચોંટી રેહેતો નથી. પણ જે શખ્સ ગુનાહ કીધા પછી તેનેમાટે પસ્તાવો નહી કરે તેનેમાટે એ શિક્ષા નથી; તેવા શખ્સો તો મુવા પછી દેવદરૂજના મુકાંમને લાએક થશે. )

---

## પરગરદ ૯ મી.

૧. જરતોશ્તે હોરમજ્દને પુછ્યું કે, હાડમંદ મુલુકોના એ ઘણોજ વૃદ્ધિ કરનાર મીનો, અશો પેદા કરનાર હોરમજ્દ ! અહિંયાં ( આએ ) હાડમંદ દુનિયાંમાં જે માણસો પોતાના રીમન થએલાં ( તથા ) મુવેલાંને અડકેલાં તનને પાક કરવા માગે તેઓએ શું તદબીર કરવી ( અથવા કોણને શોધી કાહાડવો જોઇએ* )?

૨. ત્યારે હોરમજ્દે કેહ્યું કે, એ સઉથી પવિત્ર જરતોશ્ત ! એક અશો નરને ( માજ્દયસ્નો શોધે ). જે ( અશો મરદ ) સાચા વચન બોલનારો, માંથ્ર જાણનારો તથા રાસ્ત હોએ; ( તથા ) જે ( મરદ ) યોજદાથ્રેગર પાસેથી માજ્દયસ્ની દીનની પવિત્રાઇને લગતું કામ ઘણી સારી રીતે શિખેલો હોએ.

ખોલાસો:—( મુવેલાંને અડકેલા માણસની રીમની ઉતારીને પાક કરવા સારૂં માજ્દયસ્નોએ ઉપર જણાવેલી સિફતવાળો એક અશો માણસ શોધવો જોઇએ. )

* આએ પરગરદની શરૂઆતથી તે ૩૬ મા ફકરા સુધી બરસ્નૂમને લગતી બીના આવેલીછે.

**ખોલાસો**:—( તે યોજદાથ્રેગરે મુવેલાંને અડકેલા માણસની રીમની ઉતારવા માટે ૧૧ મા ફકરાસુધી ફરમાવ્યા મુજબનું એક બરશ્નૂમગાહ તૈયાર કરવું. )

( ઉપર જણાવેલી સિફતવાળો ) શખ્સ આએ પોહોળી જમીન ઉપર દરેક બાજુથી ૯ વામ જેટલી લાંબી ( જગામાંથી ) ઓરવરોને કાપી નાખે.

૩. જે (બરશ્નૂમ આપવાની જગા) આએ જમીન (ઉપર) ની સઉથી પાંણી વગરની, તથા તદન ઓરવર વગરની, તથા ઘણીજ પાક, તથા ઘણીજ સુક્કી. ( હોએ ); કે જ્યાંહાં પશુઓ તથા ઢોરો ઘણાંજ થોડાં તે રસ્તે આવજાવ કરે; તથા હોરમજ્દનો આતશ તથા અશોઇથી પાંથરેલી ( અથવા બાંધેલી ? ) બરસમ તથા અશો મરદ ( તે જગોએ ઘણોજ થોડો આવજાવ કરે. )

૪. એએ દાદાર ! આતશથી કેટલી દૂર, પાણીથી કેટલી દૂર, પાંથરેલી (અથવા બાંધેલી ? ) બરસમથી કેટલી દૂર, ( તથા ) અશો મરદથી કેટલી દૂર ( તે બરશ્નૂમ આપવાની જગા હોવી જોઇએ ) ?

૫. ત્યારે હોરમજ્દે કહ્યું કે ૩૦ કદમ આતશથી, ૩૦ કદમ પાણીથી, ૩૦ કદમ પાંથરેલી ( અથવા બાંધેલી ? ) બરસમથી, ( અને ) ૩ કદમ અશો મરદથી દૂર ( તે બરશ્નૂમ આપવાની જગા હોવી જોઇએ ).

૬. ઉનાળાના આવવાથી ( ઇઆને ઉનાળાની શરૂઆતથી ) ( ઉપર ૩–૫ મા ફકરાઓમાં જણાવેલી સિફતવાળી જગામાં ) પેહેલો ખાડો બે આંગલ ઉંડો તુંને ખોદવો જોઇએ; ( તથા ) જમેસ્તાનના બરફના આવવાથી ( ઇઆને શિયાળાની શરૂઆતથી ) ચાર આંગલ.( ઉંડો ખાડો તુંને ખોદવો જોઇએ ).

**ખોલાસો**:—( જો ઉનાળાની મોસમ હોએતો તે ખાડો બે આંગલ ઉંડો ખોદવો, અને જો શિયાળાના બરફની મોસમ હોએતો ચાર આંગલ ઉંડો ખોદવો. )

૭. ઉનાળાની શરૂઆતથી બિજો ખાડો બે આંગલ ઉંડો તુંને ખોદવો જોઇએ; (તથા) જમેસ્તાનના બરફની શરૂઆતથી ચાર આંગલ ( ઉંડો ખાડો તુંને ખોદવો જોઇએ). ઉનાળાની શરૂઆતથી ત્રીજો ખાડો બે આંગલ ઉંડો તુંને ખોદવો જોઇએ; ( તથા ) જમેસ્તાનના બરફની શરૂઆતથી ચાર આંગલ ઉંડો ખાડો તુંને ખોદવો જોઇએ ). ઉનાળાની શરૂઆતથી ત્રીજો ખાડો બે આંગલ ઉંડો તુંને ખોદવો જોઇએ; ( તથા ) જમેસ્તાનના બરફની શરૂઆતથી ચાર આંગલ ( ઉંડો ખાડો તુંને ખોદવો જોઇએ ). ઉનાળાની શરૂઆતથી ચોથો ખાડો બે આંગલ ઉંડો તુંને ખોદવો જોઇએ; ( તથા ) જમેસ્તાનના બરફની શરૂઆતથી ચાર આંગલ ( ઉંડો ખાડો તુંને ખોદવો જોઇએ ). ઉનાળાની શરૂઆતથી પાંચમો ખાડો બે આંગલ ઉંડો તુંને

ખોદવો જોઇએ; ( તથા ) જમેસ્તાનના બરફની શરૂઆતથી ચાર આંગલ ( ઉંડો ખાડો તુંને ખોદવો જોઇએ ). ઉનાળાની શરૂઆતથી છઠ્ઠો ખાડો બે આંગલ ઉંડો તુંને ખોદવો જોઇએ; ( અને ) જમેસ્તાનના બરફની શરૂઆતથી ચાર આંગલ (ઉંડો ખાડો તુંને ખોદવો જોઇએ.)

૮. ( તે ૭ ખાડા ) એક બિજાથી કેટલા ( દૂર હોવા જોઇએ ) ?

જવાબ:—એક કદમ જેટલા. એક કદમ તે કેટલું?

જવાબ:—ત્રણ પગલાં ( અથવા ત્રણ પગના તલિયાની લંબાઈ) જેટલું.

૯. ( ત્યાર પછી ) ઉનાળાના આવવાથી ( ઇઆને ઉનાળાની શરૂઆતથી ) બે આંગલ ઉંડા ( તથા ) જમેસ્તાનના બરફના આવવાથી ( ઇઆને શિયાળાની શરૂઆતથી ) ચાર આંગલ ઉંડા બિજા ત્રણ ખાડા તુંને ખોદવા જોઇએ.*

એ ( ત્રણ ખાડા ) પેહેલા ( ૭ ખાડા )થી કેટલા ( દૂર હોવા જોઇએ ) ?

જવાબ:—ત્રણ કદમ જેટલા. ત્રણ કદમ તે કેટલું ?

જવાબ:—( ત્રણ ) કદમ એકબિજા સાથે જોડીને લંબાઇમાં મુકાએ તેટલું.

( ત્રણ ) કદમ એકબિજા સાથે જોડીને લંબાઇમાં મુકાએ તે કેટલું ?

જવાબ:—નવ પગલાં ( અથવા નવ પગના તળિયાંની લંબાઈ) જેટલું.

૧૦. ( ત્યારપછી ) તીક્ષ્ણ ધાતુએ કરીને ( ઇઆને ધાતુના તીક્ષ્ણ હથિયારે કરીને ) તુંને એક કશ ખેંચવો જોઇએ. ( તે કશ ) ખાડાઓથી કેટલો દૂર ?

જવાબ:—ત્રણ કદમ જેટલો. ત્રણ કદમ તે કેટલું?

જવાબ:—( ત્રણ ) કદમ એકબિજા સાથે જોડીને લંબાઇમાં મુકાએ તેટલું.

( ત્રણ ) કદમ એકબિજા સાથે જોડીને લંબાઇમાં મુકાએ તે કેટલું ?

જવાબ:—નવ પગલાં ( અથવા નવ પગના તળિયાંની લંબાઈ ) જેટલું.

૧૧. ત્યાર પછી ( નીચે જણાવ્યા પ્રમાણે ) બાર કશ તુંને ખેંચવા જોઇએ.

( પેહેલા ) ત્રણ ખાડાની આસપાસ ત્રણ કશ તુંને ખેંચવા જોઇએ; ( ત્યારપછી ) ( પેહેલા ) ૭ ખાડાની આસપાસ ત્રણ કશ તુંને ખેંચવા જોઇએ; ( ત્યારપછી ) નવ ખાડાની આસપાસ ત્રણ કશ તુંને ખેંચવા જોઇએ. ( ૭ ) ખાડાની બાહાર ત્રણ ખાડાની આસપાસ ( બિજા ) ત્રણ કશ તુંને ખેંચવા જોઇએ.†

---

* બધા મલીને ૯ ખાડા થયા; એક ખાડો ખોદવાને ૬ ઠા ફકરામાં કહ્યું, પાંચ ખાડા ૭ મા ફકરામાં, તથા ત્રણ ખાડા ખોદવાને ૯ મા ફકરામાં કહ્યું. હાલમાં બરસ્નુમ લેવાની જગામાં ત્રણ તથા પાંચ પથરા મુકેછે જેને "પાહાડીઆં" કરીને કેહેછે.

† **થ્રાયો ઉપ નવ-પયેમ્ અસાનો આઈતિ મધ આર્ઈતિ-બરોઈશ્**—એ વાક્યમાંનો દરેક બોલ સમજ પડેછે, પણ આખો અર્થ સલસલાબંદ થઈ શકતો નથી તેથી મુકી દેવો પડયોછે.

(ત્યાર પછી) (ઉપર જણાવેલા ૧૨ કશની અંદર) "સક્" અથવા "દાદર" અથવા "જેમ્-વરેત"* અથવા કોઈબી જાતની કઠણ મટોડી (અથવા રેતી) (તુંને લઈ જવી જોઇએ).†

૧૨. ત્યાર પછી તે મુવેલાંને અડકેલા શખ્સે તે ખાડાઓની નજદીક જવું જોઇએ. અએ જરતોશ્ત! તુંને કશની બાહાર ઉભું રેહેવું જોઇએ, (તથા) આએ (નીચે જણાવેલા) વચન તુંને ભણવા જોઇએઃ—"નેમસ્ચા યા આર્મઇતિશ્ ઇજ્યાચા"‡

(ત્યાર પછી) તે મુવેલાંને અડકેલાં માણસે (બી) નેમસ્ચા યા આર્મઇતિશ્ ઇજ્યાચા કરીને ભણવું જોઇએ.

૧૩. (ઉપર જણાવેલાં) પદોમાંના દરેક પદે (ઈઆને દરેક પદ ભણે ત્યારે) તે દરુજ નાકોતીવાળો થાએછે. (એ અવસ્તાના પદ) દુષ્ટ હારેમનને મારવાને માટે, (તથા) ભયંકર હથિયારવાળા એશ્મ દેવને મારવાને માટે, (તથા) માજનદરાનના દેવોને મારવાને માટે, (તથા) તમામ દેવોને મારવાને માટે (છે).

ખોલાસોઃ—(ઉપલાં અવસ્તાના પદો ભણ્યાથી હારેમન તથા તમામ દેવ દરુજો શક્તિ વગરના થાએછે.)

૧૪. ત્યારપછી ગોમેજને લોહોડાંના અથવા તો સીસાંના (ચમચામાં) નામવો જોઇએ. અગરજો સીસાંના (ચમચામાં) (તે નીરંગ) રેડવો હોએ તો, અએ જરતોશ્ત! નવ ગાંઠવાળી લાકડી તુંને લેવી જોઇએ; (પછી) તે સીસાંના (ચમચા) ને તે (નવ ગાંઠવાળી) લાકડીના આગળા ભાગ સાથે તુંને બાંધવી જોઇએ.

ખોલાસોઃ—(એની મતલબ એકે મુવેલાંને અડકીને રીમન થએલા શખ્સને દુરેથી નીરંગ નામવા માટે, એક સીસાંનો ચમચો લઇને તેને એક નવ ગાંઠવાળી લાકડી જેને "નવ ગરેહ" કરીને કેહેછે તેને છેડેથી બાંધવો જોઇએ.)

૧૫. પેહેલ વેહેલાં (તે માજદયસ્નોએ) તે (રીમન થએલા માણસ) ના બેહુ હાત ધોવરાવવા જોઇએ; અગરજો તેનાં બેહુ હાત નહી ધોવાએલા (હોએ) તો, (તે રીમન નાહાનાર શખ્સ) પોતાના તમામ તનને અપવિત્ર કરેછે. જ્યારે તેના બેહુ હાત ત્રણ વખત ધોવાએ, ત્યારે (તે) બેહુ હાત ધોવાએલા થયા પછી, પેહેલાં

* એ જુદી જુદી જાતની મટોડી અથવા રેતીના નામ છે.

† એની મતલબ એવી દીસેછે કે તે બરસ્નુમ લેવાની જગામાં એ વાક્યમાં જણાવેલી કોઈબી જાતની રેતી પાંથરવી, જેમ હાલમાં કાંકરા તથા સુક્કી રેતી પાંથરેછે તેમ.

‡ અસલ એ પદ ઇજસ્નેના ૪૯ મા હાના ૧૦ મા ફકરામાં આવેછે. હાલમાં શરૂઆતથી તે **નેમસ્ચા યા આર્મઇતિશ્ ઇજ્યાચા** સુધી સરોશ બાજ ભણવામાં આવેછે.

તેનાં માથાંના ઉપરના ભાગ ઉપર* તુંને પાણી છાંટવું જોઇએ.† ત્યારે તે દ્રુજ નસુશ તે માણસના બેહુ ભવાંની વચ્ચેના ભાગ તરફ દોડી જાએછે.

૧૬. તે માણસના બેહુ ભવાંની વચ્ચેના ભાગ તરફ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દ્રુજ નસુશ (તેના) માથાંની પછવાડે દોડી જાએછે. તેના માથાંની પછવાડે તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દ્રુજ નસુશ (તેના) ગાલની તરફ‡ દોડી જાએછે. તેના ગાલ તરફ‡ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દ્રુજ નસુશ (તેના) જમણા કાંન તરફ દોડી જાએછે.

૧૭. તેના જમણા કાંન તરફ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દ્રુજ નસુશ (તેના) ડાબા કાંન તરફ દોડી જાએછે. તેના ડાબા કાંન તરફ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દ્રુજ નસુશ (તેની) જમણી ખાંધ તરફ દોડી જાએછે. તેની જમણી ખાંધ તરફ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દ્રુજ નસુશ (તેની) ડાબી ખાંધ તરફ દોડી જાએછે. તેની ડાબી ખાંધ તરફ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દ્રુજ નસુશ (તેની) જમણી બગલ તરફ દોડી જાએછે.

૧૮. તેની જમણી બગલ તરફ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દ્રુજ નસુશ (તેની) ડાબી બગલ તરફ દોડી જાએછે. તેની ડાબી બગલ તરફ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દ્રુજ નસુશ (તેની) ઉપરની છાતી તરફ દોડી જાએછે. તેની ઉપરની છાતી તરફ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દ્રુજ નસુશ (તેની) પીઠ (અથવા બરડા) તરફ દોડી જાએછે.

૧૯. તેની પીઠ તરફ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દ્રુજ નસુશ (તેના) જમણા થાન આગળ દોડી જાએછે. તેના જમણા થાન તરફ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દ્રુજ નસુશ (તેના) ડાબા થાન તરફ દોડી જાએછે. તેના ડાબા થાન તરફ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દ્રુજ નસુશ (તેની) જમણી પાંસળી તરફ દોડી જાએછે.

* રીમન નાહાવાની ક્રિયાને આપણા લોકો "બરસ્નૂમ" કરીને કેહેછે, તેનું કારણ એકે રીમન ઉતારતી વખતે બેહુ હાત ધોયા પછી, પેહેલવેહેલાં તે રીમન થએલા માણસના માથાંના સઉથી ઉપરના ભાગ ઉપર (**બરેશ્નમ્ હે વઘ્ધનેમ**) ચોખું પાણી રેડેછે, તે ઉપરથી રીમન ઉતારવાની આખી ક્રિયાનું નામ "બરસ્નૂમ" પડયુંછે. "બરસ્નૂમ" નો અર્થ કાંઈ "રીમન ઉતારવાની ક્રિયા" થતો નથી. એ બોલ અસલ જંદ **બરેશ્નૂમ્** છે, અને **બરેશ્નૂમ્** એ **બરેશ્નુ** બોલની બિજી એકવચનછે; **બરેશ્નુનો** અર્થ "શીખર મથાલું, ઉંચાઈ" એવો થાએછે. એ પ્રમાણે આપણ વારેઘડીએ ઇજશ્નેના હાને માટે બોલીએ છિયઃ—જેમકે "હાવનીમ" નો હા. હવે "હાવનીમ" એ કાંઈ હાને માટે આપેલું નામ નથી, પણ ઈજશ્નેના ૯ મા હાનો પેહેલો બોલ **હાવનીમ્** છે તે ઉપરથી નામ પડયું.

† એની સમજ બાબે જુઓ ૮ મી પરગરદના ૪૦ મા ફકરાના તરજુમા નીચે આપેલો ખોલાસો.

‡ જડબાં આગળ (હારલે તથા દારમેસ્તેતે); હડપચી, થુથડી (સ્પીગલ).

૨૦. તેની જમણી પાંસળી તરફ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દરૂજ નસુશ (તેની) ડાબી પાંસળી તરફ દોડી જાએછે. તેની ડાબી પાંસળી તરફ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દરૂજ નસુશ (તેના) જમણા થાપા તરફ દોડી જાએછે. તેના જમણા થાપા તરફ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દરૂજ નસુશ (તેના) ડાબા થાપા તરફ દોડી જાએછે.

૨૧. તેના ડાબા થાપા તરફ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દરૂજ નસુશ (તેની) પીડુ આગળ દોડી જાએછે. તેની પીડુ આગળ તુંને પાણી છાંટવું જોઇએ.

અગરજો (રીમન નાહાનાર) મરદ હોએ તો, પેહેલાં તેની પછવાડે (ઇઆને પીડુની નીચેના પછવાડેના ભાગમાં) તુંને પાણી છાંટવું જોઇએ, (અને) ત્યાર પછી આગળ (ઇઆને પીડુની નીચેના આગળા ભાગમાં). અગરજો (રીમન નાહાનાર) બાઈડી હોએતો, પેહેલાં તેણીની આગળ (ઈઆને પીડુની નીચેના તેણીના આગળા ભાગમાં) તુંને પાણી છાંટવું જોઇએ. (અને) ત્યારપછી પછવાડે (ઇઆને પીડુની નીચેના તેણીના પાછલા ભાગમાં) (તુંને પાણી છાંટવું જોઇએ).*

ત્યારે તે દરૂજ નસુશ તેની જમણી જાંગ આગળ દોડી જાએછે.

૨૨. તેની જમણી જાંગ તરફ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દરૂજ નસુશ (તેની) ડાબી જાંગ તરફ દોડી જાએછે. તેની ડાબી જાંગ તરફ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દરૂજ નસુશ (તેના) જમણા ગૂંટણ આગળ દોડી જાએછે. તેના જમણા ગૂંટણ આગળ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દરૂજ નસુશ (તેના) ડાબા ગૂંટણ આગળ દોડી જાએછે.

૨૩. તેના ડાબા ગૂંટણ આગળ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દરૂજ નસુશ (તેના) જમણા પગના ટેટાં આગળ દોડી જાએછે. તેના જમણા પગના ટેટાં આગળ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દરૂજ નસુશ (તેના) ડાબા પગના ટેટાં આગળ દોડી જાએછે. તેના ડાબા પગના ટેટાં આગળ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દરૂજ નસુશ (તેના) જમણા પગના નળા આગળ દોડી જાએછે. તેના જમણા પગના નળા આગળ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દરૂજ નસુશ (તેના) ડાબા પગના નળા આગળ દોડી જાએછે.

૨૪. તેના ડાબા પગના નળા આગળ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દરૂજ નસુશ (તેના) જમણા પગની પાટલી તરફ દોડી જાએછે. તેના જમણા પગની પાટલી તરફ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દરૂજ નસુશ (તેના) ડાબા

* વધારે ખોલાસા માટે જુઓ ૮ મી પરગરદના ૫૮ મા ફકરામાં આપેલી નોટ.

પગની પાટલી તરફ દોડી જાએછે. તેના ડાબા પગની પાટલી તરફ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દરૂજ નસુશ માંખની પાંખની માફક તેના પગનાં તળિયાં તળે ભરાઈ બેસેછે.

૨૫. નીચે વાળેલા બેહુ પગના આંગલાંએ કરીને, (તથા) ઉંચે કીધેલી બેહુ પગની એરીએ કરીને, જમણા પગના તળિયાં ઉપર તાબડતોબ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દરૂજ નસુશ (તેના) ડાબા પગના તળિયાં તરફ દોડી જાએછે. (ત્યારે) તેના ડાબા પગના તળિયાં ઉપર તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દરૂજ નસુશ માંખની પાંખની માફક (તેના) પગના આંગલાં તળે ભરાઈ બેસેછે.

૨૬. નીચે વાળેલી બેહુ પગની એરીએ કરીને, (તથા) ઉંચે કીધેલાં બેહુ પગનાં આંગલાંએ કરીને, તેના જમણા પગના આંગલાં ઉપર તાબડતોબ તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દરૂજ નસુશ (તેના) ડાબા પગના આંગલાં તરફ દોડી જાએછે. (ત્યારે) તેના ડાબા પગનાં આંગલાં ઉપર તુંને પાણી છાંટવું જોઇએ. ત્યારે તે દરૂજ નસુશ ગંધાતી માંખના આકારમાં ઘણાજ દુષ્ટ ખર્ફસ્તરોની માફક ગૂંટણ આગળની તથા પાછલા ભાગની બેહુદ ગલીચી સાથે ઉત્તર તરફના ભાગોમાં ભરાઈ બેસેછે.

૨૭. ત્યારે આએ (નીચે જણાવેલા અવસ્તાના) કલામો તુંને ભણવા જોઇએ, કે જે ઘણાજ ફતેહમંદ તથા ઘણાજ તંદરોસ્તી આપનારા છેઃ—

યથા અહૂ વઇર્યો (જાવત) વાસ્તારેમ્.*

કેમ્ ના મજદા (જાવત) ગએથાઓ અસ્તુવઇતીશ્ અષહે.*

૨૮. પેહેલા ખાડા આગળ નસૌ (તે રીમન નાહાનાર) માણસથી છુટો થાએછે. ત્યારે આએ (નીચે જણાવેલા અવસ્તાના) કલામો કે જે ઘણાજ ફતેહમંદ તથા ઘણાજ તંદરોસ્તી આપનારા છે તે તુંને ભણવા જોઇએઃ—

યથા અહૂ વઇર્યો (જાવત) વાસ્તારેમ્.

કેમ્ ના મજદા (જાવત) ગએથાઓ અસ્તુવઇતીશ્ અષહે.

બિજા ખાડા આગળ નસો (તે રીમન નાહાનાર) માણસથી છુટો થાએછે. ત્યારે આએ (નીચે જણાવેલા અવસ્તાના) કલામો કે જે ઘણાજ ફતેહમંદ તથા ઘણાજ તંદરોસ્તી આપનારા છે તે તુંને ભણવા જોઇએઃ—

યથા અહૂ વઇર્યો (જાવત) વાસ્તારેમ્.

કેમ્ ના મજદા (જાવત) ગએથાઓ અસ્તુવઇતીશ્ અષહે.

---

* આખી હોનવર તથા આખી કેમ્ ના મજદાના અવસ્તાના કલામો તથા તેના ખોલાસા સાથના તરજુમા બાબે જુઓ મારી ખોરદેહ અવસ્તા બા માએની,' સફો ૨–૪ તથા ૫–૭.

ત્રીજા ખાડા આગળ નસો (તે રીમન નાહાનાર) માણસથી છુટો થાએછે. ત્યારે આએ ( નીચે જણાવેલા અવસ્તાના ). કલામો કે જે ઘણાજ ફતેહમંદ તથા ઘણાજ તંદરેસ્તી આપનારા છે તે તુંને ભણવા જોઇએઃ—

યથા અહૂ વઇર્યો ( જાવત ) વાસ્તારેમ.

કેમ્ ના મજદા ( જાવત ) ગએથાઓ અસ્તવઇતીશ્ અષહે.

ચોથા ખાડા આગળ નસો (તે રીમન નાહાનાર) માણસથી છુટો થાએછે. ત્યારે આએ ( નીચે જણાવેલા અવસ્તાના ) કલામો કે જે ઘણાજ ફતેહમંદ તથા ઘણાજ તંદરેસ્તી આપનારા છે તે તુંને ભણવા જોઇએઃ—

યથા અહૂ વઇર્યો ( જાવત ) વાસ્તારેમ.

કેમ્ ના મજદા ( જાવત ) ગએથાઓ અસ્તવઇતીશ્ અષહે.

પાંચમા ખાડા આગળ નસો ( તે રીમન નાહાનાર ) માણસથી છુટો થાએછે. ત્યારે આએ ( નીચે જણાવેલા અવસ્તાના ) કલામો કે જે ઘણાજ ફતેહમંદ તથા ઘણાજ તંદરેસ્તી આપનારા છે તે તુંને ભણવા જોઇએઃ—

યથા અહૂ વઇર્યો ( જાવત ) વાસ્તારેમ.

કેમ્ ના મજદા ( જાવત ) ગએથાઓ અસ્તવઇતીશ્ અષહે.

છઠ્ઠા ખાડા આગળ નસો (તે રીમન નાહાનાર) માણસથી છુટો થાએછે. ત્યારે આએ ( નીચે જણાવેલા અવસ્તાના ) કલામો કે જે ઘણાજ ફતેમંદ તથા ઘણાજ તંદરેસ્તી આપનારા છે તે તુંને ભણવા જોઇએઃ—

યથા અહૂ વઇર્યો ( જાવત ) વાસ્તારેમ.

કેમ ના મજદા ( જાવત ) ગએથાઓ અસ્તવઇતીશ્ અષહે.

૨૯. ત્યાર પછી તે મુવેલાંને અડકીને રીમન થએલા માણસે બિજા ખાડાઓથી ૪ આંગલ જેટલો દૂર, બાજુએથી ( એક બિજા જુદાજ ) ખાડાની વચમાં બેસવું જોઇએ, ( અને ત્યાંહાં ) મટોડી ચોળવાએ કરીને સારીપેઠે ઘસરે.*

૩૦. ૧૫ વખત મટોડી (અથવા રેતી) ઘસરે; (ત્યારપછી) તે (રીમન નાહાનાર માણસ )ના માથાંનો સઉથી ઉપરનો ભાગ ( તથા ) (તે માથાંના) સઉથી ઉપરના બાલ સુકા થાએ ત્યાંહાંસુધી તે થોભે.

**ખોલાસોઃ**—( રીમન નાહાનાર શખ્સને તેના બદન ઉપર ૧૫ વખત રેતી ઘસરવાને ફરમાવેછે તેનું કારણ એકે, રીમની દૂર કરવા માટે પોતાના બદન ઉપર તેણે જે નીરંગ ચોપડયો હોએ તેનો ભીનાસ રેહી નહી જાએ; પાણી નાખ્યાની

* મટોડીમાં ગલીચી દૂર કરવાનો ગુણ છે. ડાકટર ખ૦ ફ૦ બોરી.

. આગમચ તે નીરંગને સુકવી નાખવો જોઇએ. વળી રેતી ઘસરવાનું બિજું કારણ એકે, રીમની દૂર કરવામાટે ચોપડેલા નીરંગની અસર તેના બદન ઉપર વધારે થાએ.)

૩૧. જ્યારે તે (રીમન નાહાનાર શખ્સ) નું તન સુકાઈ જાએ, (તથા) ( તેના તન ઉપર ચોળેલી) રેતી સુકાઈ જાએ, ત્યારે તેણે બિજા ખાડા આગળ જવું જોઇએ. પેહેલા ખાડા આગળ પોતાના તનને પાણીથી એક વખત (ધોઇને) પાક કરવું જોઇએ; બિજા ખાડા આગળ પોતાના તનને પાણીથી બે વખત (ધોઇને) પાક કરવું જોઇએ; ત્રીજા ખાડા આગળ પોતાના તનને પાણીથી ત્રણ વખત (ધોઇને) પાક કરવું જોઇએ.

૩૨. ત્યારપછી તે ( માણસ )ને ઉર્વાસ્ન અથવા વોહુ—ગઓન અથવા વોહુ—કેરેતિ અથવા હધાનએપતની* અથવાતો હરેક કોઈ ઘણાજ ખુશબોદાર ઝાડની ખુશબોની ધુંઈ આપે.† ત્યારપછી (તેણે) કપડાં પેહેરવાં જોઇએ, પછી ( કોઈ એકાંત ) મુકામમાં જવું જોઇએ (જેમ હાલમાં અગીઆરી ઇચિઆ દરેમેહેરમાં બેસેછે તેમ ).

**ખોલાસો:**—( હવે જે મુકામમાં તે રીમન નાહેલો શખ્સ જાએ તે મુકામ કેવું હોવું જોઇએ તથા ત્યાંહાં કેવી રીતે બેસવું તથા કેટલો વખત બેસવું, તે બાબે નીચે ૩૩—૩૫ મા ફકરાઓમાં ખોલાસો કરેછે.)

૩૩. બિજા માજ્દયસ્નોથી એક બાજુએ ( ઇચિઆને દૂર ) ( તે રીમન નાહેલા શખ્સે ) ( તે ) મુકામના મધ્ય ભાગની એકાંત જગાએ નિરાંતમાં બેસવું જોઇએ; ( અને ) જ્યાંહાં સુધી ત્રણ રાત ગુજરે ત્યાંહાંસુધી આતશ, પાણી, ( ખેતીવાડીને લગતી ) જમીન, ગાએ ઢોર, ઓરવર, ( તથા ) અશો નર ( તથા ) અશો નારીની નજદીક ( તે રીમન નાહેલા શખ્સે ) મરજી પ્રમાણે નહીં જવું જોઇએ.

દિવસ સુધાંની ત્રણ રાત ગુજર્યા પછી (ઇચિઆને આખા ત્રણ દાહાડા થયાપછી), (પોતાના બદન ઉપરથી) કપડાં કાહાડીને ( તેણે ) ( પોતાના ) તનને બલદના નીરંગથી તથા પાણીથી ધોવું જોઇએ;‡ એ પ્રમાણે (માજ્દયસ્નો તે માણસને) પાક કરે.

૩૪. બિજા માજ્દયસ્નોથી એક બાજુએ ( ઇચિઆને દૂર ) ( તે રીમન નાહેલા શખ્સે ) ( તે ) મુકામનાં મધ્ય ભાગની એકાંત જગાએ નિરાંતમાં બેસવું જોઇએ; ( અને ) જ્યાંહાં સુધી ૬ રાત ગુજરે ત્યાંહાં સુધી આતશ, પાણી, ( ખેતીવાડીને લગતી ) જમીન, ગાએ ઢોર, ઓરવર ( તથા ) અશો નર ( તથા ) અશો નારીની

---

* એ બોલોના ખોલાસા બાબે જુઓ ૮ મી પરગરદના બિજા ફકરામાં આપેલી નોટ.

† ખુશબોદાર વસ્તુની ધુંઈ આપ્યાથી પણ ગલીચી દૂર થઈ શકેછે.

ડાકટર ખ૦ ફ૦ બોરી.

‡ બરસ્નૂમાં બેઠેલો શખ્સ ત્રણ રાત પુરી થયા પછી, ચોથે દાહાડે નીરંગ ચોપડીને ચોખાં પાણીએ નાહેછે તેને આપણા લોકો "પેહેલ્લો નવસો નાહાવો" કરીને કેહેછે.

નજ઼દીક (તે રીમન નાહેલા શખ્સે) મરજી પ્રમાણે નહી જવું જોઇએ. દિવસ સુધાંની ૬ રાત ગુજર્યા પછી (ઇઆને આખા ૬ દાહાડા પછી), (પોતાના બદન ઉપરથી) કપડાં કાહાડીને (તેણે) (પોતાના) તનને બલદના નીરંગથી તથા પાણીથી ધોવું જોઈએ;* એ પ્રમાણે (માજ઼દયસ્નો તે માણસને) પાક કરે.

૩૫. બિજા માજ઼દયસ્નોથી એક બાજુએ (ઇઆને દૂર) (તે રીમન નાહેલા શખ્સે) (તે) મુકામના મધ્ય ભાગની એકાંત જગાએ નિરાંતમાં બેસવું જોઇએ; (અને) જ્યાંહાં સુધી ૯ રાત ગુજરે ત્યાંહાંસુધી આતશ, પાણી, (ખેતીવાડીને લગતી) જમીન, ગાએ ઢોર, ઓરવર (તથા) અશો નર (તથા) અશો નારીની નજ઼દીક (તે રીમન નાહેલા શખ્સે) મરજી પ્રમાણે નહી જવું જોઇએ. દિવસ સુધાંની ૯ રાત ગુજર્યા પછી (ઇઆને આખા નવ દાહાડા થયા પછી), (પોતાના બદન ઉપરથી) કપડાં કાહાડીને (તે માણસે) (પોતાના) તનને બલદના નીરંગથી તથા પાણીથી ધોવું જોઇએ;† એ પ્રમાણે (માજ઼દયસ્નો તે માણસને) પાક કરે.

૩૬. ત્યારપછી (ઇઆને આખા નવ દાહાડા પુરા થયા પછી) તે માણસ પોતાની મરજી પ્રમાણે આતશ, પાણી, (ખેતીવાડીને લગતી) જમીન, ગાએ ઢોર, ઓરવર (તથા) અશો નર (તથા) અશો નારીની નજ઼દીક જાએ.

**ખોલાસો:**—(જે શખ્સ મુવેલાંના તનના નસાની સાથે લાગેલો હોએ, તેની રીમની ઉતારીને તેને પાક કરવા માટે શું કરવું જોઇએ, તે બાબેનું વીગતવારે ફ઼રમાન આએ ૯ મી પરગરદની શરૂઆતથી તે ૩૬ મા ફકરા સુધી કહ્યું. હવે જે શખ્સ મુવેલાં માણસના નસાની સાથે આમેજ઼ થઇને રીમન થયો હોએ, તેને પાક કરનાર યોજ઼દાથ્રેગરને તેની મેહેનતના બદલામાં શું આપવું, તે વિશે ૩૭—૩૯ મા ફકરામાં જણાવેછે. તે રીમન નાહાનાર (મરદ ઈઆ ઓરત) ચઢતા અથવા ઉતરતા દરજ્જાના હોએ તે પ્રમાણે વધતું ઈઆ ઓછું આપવા કહેલુંછે.)

૩૭. આથ્રવન (ઇઆને દસ્તુર—મોબેદ)ને ભલી દુઆના બદલામાં પાક કરે.

**ખોલાસો:**—(એની મતલબ એકે જો કોઈ દસ્તુર ઇઆ મોબેદ મુવેલાનાં નસાને અડકીને રીમન થયો હોએ તો તેને પાક કરનાર શખ્સ, તે દસ્તુર ઇઆ મોબેદ પાસેથી પોતાની મેહેનતના અવેજમાં કાંઈ લે નહી, પણ તે દસ્તુર ઇઆ મોબેદ તેની

---

* બરશ્નૂમમાં બેઠેલો શખ્સ ૬ રાત પુરી થયા પછી, સાતમે દાહાડે નીરંગ ચોપડીને ચોખાં પાણીએ નાહેછે તેને આપણા લોકો "બિજો નવસો નાહાવો" કરીને કેહેછે.

† બરશ્નૂમમાં બેઠેલો શખ્સ ૯ રાત પુરી થયા પછી, દશમે દાહાડે નીરંગ ચોપડીને ચોખાં પાણીએ નાહેછે તેને આપણા લોકો "ત્રીજો નવસો નાહાવો" કરીને કેહેછે.

.રીમની ઉતારનારને માટે પાક દાદાર હોરમજદ પાસે નેક દુઆ ચાહે.)*

દેશના ધણીને પેહેલા કદના ઉંઠના બદલામાં પાક કરે; કસબાના ધણીને પેહેલા કદના ઘોડાના બદલામાં પાક કરે; મોહોલ્લાના ધણીને પેહેલા કદના બલદના બદલામાં પાક કરે; ઘર ધણીને પોતાની મેળે ચરતી ગાએના† બદલામાં પાક કરે.

૩૮. ઘર ધણીની બાઈડીને હેલ ખેડનારી ગાએના બદલામાં પાક કરે; મોહોલ્લેદારની ( બાઈડીને ) તથા માયા-પુંજીવાળા શખ્સની ( બાઈડીને ) ભાર ઉચકનારી ગાએના બદલામાં પાક કરે; સઉથી નાંહલાં બચ્ચાંને માફકસર કદના પશુના ( ગોશ્તના ) કટકાના‡ બદલામાં પાક કરે.

૩૯. અગરજો બની શકેતો તે માજદયસ્નો તે (રીમન નહવારીને પાક કરનાર) માણસને ( તેની મેહેનતના બદલામાં ) તે પશુઓ તથા ઢોરો આપે. (પણ) જો તે પશુઓ તથા ઢોરો ( આપવાને ) તે માજદયસ્નો તાકાત નહી રાખતા હોએતો, તે (રીમન નહવારનાર) માણસને ( કાંઈ ) બિજી કીમતની ચીજ આપે, કે જેથી કરીને તે યોજદાથ્રેગર શખ્સ આએ ઘેરમાંથી ખુશી થઇને (તથા) દુઃખી થયા વગર જાએ.

**ખોલાસોઃ**—( એ ફકરાની મતલબ એકે રીમન નાહીને પાક થનાર શખ્સ રીમન નહવારનારને તેની મેહેનતના બદલામાં ઉપર ૩૭—૩૮ મા ફકરામાં જણાવ્યા મુજબ પશુઓ તથા ઢોરો આપે. પણ અગરજો તેમ આપવાનું નહી બનતું હોએતો, તેને બદલે કાંઈ બિજી કીમતની ચીજ આપે, જેમકે અનાજ, કપડાં ઈત્યાદી, કે જે સાંભા ધણીને ખપમાં આવી શકે. એ પ્રમાણે કાંઈબી ચીજ આપીને તે યોજદાથ્રેગર મોબેદને ખુશી કરીને મોકલે; તેની મેહેનત નકામી નહી જવાદે.)

૪૦. અગરજો તે યોજદાથ્રેગર શખ્સ આએ ઘેરમાંથી દુઃખી ( તથા ) નાખુશ થઇને જાએતો, અએ સઉથી પવિત્ર જરતોશત ! તેની પછી ( ઈઆને તે યોજદાથ્રેગર ઘેરમાંથી ગયા પછી ), તે દરૂજ નસુશ (તે નાહાનારના) નાખવાટે, આંખવાટે, જુબાનવાટે, કાંનવાટે, આલાતવાટે ( તથા ) પાછલા ભાગ વાટે જાએછે.

૪૧. તે દરૂજ નસુશ તેઓના નખ ઉપર ઘસારો કરેછે; (અને) ત્યારપછી તેઓ

---

* આએ ૩૭—૩૮ મા ફકરાઓની મુકાબેલ જુઓ ૭ મી પરગરદના ૪૧—૪૩ મા ફકરાઓનો તરજુમો, તથા તે તરજુમાની આખેરીએ આપેલો ખોલાસો.

† **ગઉશ અજયાઓ** નો તરજુમો પ્રોફેસરો હારલે તથા દારમેસ્તેતે એઓએ સાધારણ અર્થને મલતો ‘ ત્રણ વરસની ગાએ ’ કરીને કીધોછે

‡ **ગરેબુશ** નો ચોકસ અર્થ ઠર્યો નથી, એ ત્રણ રીતે સમજાવામાં આવ્યોછે; નાંહલું પશુ (સ્પીગલ તથા હારલે); મેંઢાં—ઘેટાંનુ બચ્ચું, હલવાન ( દારમેસ્તેતે ).

હમેશને હમેશ સુધી અપવિત્ર થાએછે.* કારણ કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત! (તે યોજ્દાથ્રેગરને તેની મેહેનતનું નહી આપ્યાથી) તે પાછા રીમન થએલા માણસની ઉપર ખોરશેદ, ચંદ્રમાહ તથા સેતારાઓ નાખુશીથી પ્રકાશેછે.

**ખોલાસો:**—(જે શખ્સો રીમન નાહીને પાક થાએ, તેઓ અગરજો રીમન નહવારનાર શખ્સને તેની મેહેનતનું કાંઈ નહી આપે પણ લુચ્ચાઈ કરેતો, તેઓની રીમની પાછી આવેછે અને તેથી તેઓ પાક થએલા નહી ગણાએ. વળી બિજું એ જે, તે લુચ્ચાઈ કરનાર શખ્સની ઉપર આફ્તાબ, માહતાબ તથા સેતારાઓ પોતાની રોશણી પ્રકાશવાને કચવાએછે; ઇઆને આફ્તાબ, માહતાબ તથા સેતારાઓ તે લુચ્ચાઈ કરનાર શખ્સ તરફ્ ધિક્કાર બતલાવેછે.)

૪૨. કારણ કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત! તે યોજ્દાથ્રેગર માણસ કે જે મુવેલાંને અડકેલાને નસાથી છુટો કરેછે (ઇઆને તેની રીમની ઉતારેછે) તે (નીચે જણાવેલી પેદાએશને) ખુશી કરેછે:—(તે શખ્સ) આતશને ખુશી કરેછે, પાણીને ખુશી કરેછે, જમીનને ખુશી કરેછે, ગાએ ઢોરને ખુશી કરેછે, ઓરવરને ખુશી કરેછે, અશો નરને ખુશી કરેછે (તથા) અશો નારીને ખુશી કરેછે.

**ખોલાસો:**—(એ ઉપરથી સાફ્ માલુમ પડેછે કે, રીમની ઉતારનાર યોજ્દાથ્રેગરની મેહેનતનું જે કાંઈ થાએ તે તેને આપવું, તેનો ખરો હક્ક દુબારવો નહી. દરેક માણસનો તેનો ખરો હક્ક આપ્યાથી દાદાર હોરમજ્દ રાજી થાએછે.)

૪૩. જરતોશ્તે તેને (ઇઆને દાદાર હોરમજ્દને) પુછ્યું કે, હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! (જે માણસ) મુવેલાંને અડકીને રીમન થએલાને નસાથી છુટો કરેછે (ઇઆને તેનો નસો ઉતારી નાખેછે), તેના શરીર તથા બુદ્ધિનું (એક બિજાથી) છુટું પડ્યા.પછી, તે માણસને (પેલી જેહાંનમાં) કેટલો બદલો હોએ?

**ખોલાસો:**—(એની મતલબ એકે, રીમની ઉતારનાર યોજ્દાથ્રેગરને મરી ગયા પછી પેલી જેહાંનમાં કેટલું સવાબ હાંસેલ થાએછે?)

૪૪. ત્યારે હોરમજ્દે કહ્યું કે તે માણસને પેલી જેહાંનમાં આએ બદલો કે જે બેહેશ્તનું સુખ તે આપવામાં આવે.†

૪૫. જરતોશ્તે તેને (ઇઆને દાદાર હોરમજ્દને) પુછ્યું કે, હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! અહિંયાં (તે) દરૂજ કે જે મુવેલાંની ઉપરથી જીવતાં ઉપર ધસારો કરેછે તેને હું કેમ હાંકી કાહાડું? (તથા) અહિંયાં (તે) નસો કે જે મુવેલાંની ઉપરથી જીવતાંને લાગેછે તેની સાંભે હું કેમ થાઉં?

---

* એ વાક્ય ૩ જી પરગરદના ૧૪ મા ફ્કરાની આખેરીએ બી આવેછે.

† **દિસ્યાત્** નો અર્થ "આશા બાંધવાને કારણ આપે, કબૂલાત આપે" બી થઈ શકે.

૪૬. ત્યારે હોરમજ્દે કહ્યું કે આએ વચનો કે જે ગાથામાં બિશામ્રૂત (ઈઆને બે વખત બોલાએલા) છે તે તું ભણ; આએ વચનો કે જે ગાથામાં થ્રિશામ્રૂત (ઈઆને ત્રણ વખત બોલાએલા ) છે તે તું ભણ; આએ વચનો કે જે ગાથામાં ચથ્રુશામ્રૂત ( ઈઆને ચાર વખત બોલાએલા ) છે તે તું ભણ.*

( ઉપર જણાવેલા વચનો ભણ્યાથી ) અએ સઉથી પવિત્ર જરતોશ્ત! તે નસુશ ( દરૂજ ) સારીપેઠે ચીલ્લો ચહડાવેલા તીરની માફક, અથવા એક વરસથી ઉપર (થએલાં) (સુક્કાં) ઘાંસની મિસાલે, અથવા તો વખતસર દોડનારા ઘોડાની† માફક નાહાસી જાએછે ( અથવા નાબુદ થઈ જાએછે. )

૪૭. અએ દાદાર! જે (માણસ) યોજ્દાથ્રેગર પાસેથી માજ્દયસ્નીની દીનની પવિત્રાઈને લગતું કામ નહી શિખેલો હોએ, તે માણસ અગરજો કોઈ ( બિજા શખ્સને ) પાણી છાંટે (ઇઆંને તેની રીમની ઉતારે) તો, અહિંયાં (તે) દરૂજ કે જે મુવેલાંની ઉપરથી જીવતાં ઉપર ધસારો કરેછે તેને હું કેમ હાંકી કાહાડું? ( તથા ) અહિંયાં (તે) નસો કે જે મુવેલાંની ઉપરથી જીવતાંને લાગેછે તેની સાંભે હું કેમ થાઉં?

૪૮. ત્યારે હોરમજ્દે કહ્યું કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત! તે દરૂજ નસુશ જેટલો અગાઉ હતો તેના કરતાં પુરતી રીતે વધારે જોરાવર (થાએછે); (તેની સાથે વળી) (તે રીમન નાહાનાર શખ્સને) બરાબર અગાઉની માફક તે દરદ, તે પીડા ( તથા ) તે હાની ( પુગેછે ).

**ખોલાસોઃ**—(ફકરા ૪૭–૪૮. જે પ્રમાણે એક નીમહકીમ કોઈ દરદી માણસને ખરાબ દરદથી સાજો કરવાને બદલે તેનો "કેસ" સાંભો બગાડી નાખેછે, તે પ્રમાણે જે શખ્સ યોજ્દાથ્રેગર પાસેથી રીમની ઉતારવાનું કામ બરાબર રીતે નહી શિખેલો હોએ, અને જો તે બિજાની રીમની ઉતારવાનું કામ માથે લે તો, તેથી કરીને તે રીમન થએલા માણસનો નસો દૂર કરવાને બદલે, સાંભો તેનો નસો વધારેછે તથા તેને વધારે નુકસાન કરેછે; એટલા માટે તે ઠગાઈ કરનાર શખ્સને માટે નીચે ૪૯ મા ફકરામાં ઘણીજ સખ્ત શિક્ષા ફરમાવેલીછે.)‡

---

* **બિશામ્રૂત, થ્રિશામ્રૂત, ચથ્રુશામ્રૂત** વચનો તે કીયા—તે બાબે જુઓ ૧૦ મી પરગરદના ૩—૪, ૭—૮, તથા ૧૧—૧૨ ફકરાઓ.

† **'રથ્‌વ્ય વરેન'** નો અર્થ "વખત સરનું (જમીનનું) ઢાંકણ, વસંત ઋતુની (જમીનની) લીલોતરી" બી થઈ શકે.

‡ ફકરા ૪૭—૪૮ :—જે શખ્સ ગલીચી શી તરેહ દૂર કરવી તે સમજે નહી તેનેથી ગલીચી દૂર થઈ શકતી નથી, અને તેવા શખ્સોથી નુકસાની થાએછે.

ડાકટર ખ૦ ફ૦ ખોરી.

૪૯. અએ દાદાર ! તેને વાસ્તે શિક્ષા શું છે ?

**ખોલાસોઃ**—( એની મતલબ એ કે જો એક નાવાકેફ યોજદાથ્રેગર કોઈની રીમની ઉતારીને તેને પાક કરવાનું કામ માથે લે, અને તેથી તેનો નસો દૂર કરવાને બદલે તે નસાને વધારેતો તેવા ઠગારાને શું શિક્ષા કરવી જોઇએ ? )

ત્યારે હોરમજદે કહ્યું કે (તે ગુનેહગાર માણસને) બેડીએ કરીને તે માજદયસ્નો બાંધે; પેહેલવેહેલાં તેના બેહુ હાત સાથે બાંધે, (તથા) (બદનમાંથી) તેના કપડાં કાહાડી નાખે; (ત્યાર પછી) તેના માથાંને ચાંમડીની ઉંડાઈ સુધી કાપી નાખવાને ફરમાવે, (તથા) સપેનામીનોને લગતી પેદાએશમાંના કાલબુદ ખાનારા કેહરકાસ પક્ષિઓમાંના ઘણાજ પુરતી રીતે ખાનારાં (પક્ષિઓ) ને માટે ( તેમની ) નજદીક, (તે ગરદન મારેલાનું) કાલબુદ (ખાવા) આપે. (ત્યાર પછી તે માજદયસ્નો આએ પ્રમાણે ( ઇઆને નીચે પ્રમાણે ) બોલેઃ—

" જે કોઈ તમામ ખોટો વિચાર તથા ખોટું વચન તથા ખોટું કામ કરે ( તેની આએ શિક્ષા અથવા તેના આવા હાલ )."*

**ખોલાસોઃ**—( તે ઠગાઈ કરનારને એ ફકરામાં જણાવેલી શિક્ષા કીધા પછી બિજાઓ તેમ નહી કરે તે બાબે સાઉચેત રાખવા સારૂં, તથા તેમને ચાનક લગાડવા સારૂં, તે શિક્ષા ફરમાવનાર માજદયસ્નો આસપાસનાઓને જણાવે કે, જે કોઈ શખ્સ પાક જરતોશ્તી ધરમને લગતી પાકીજગીનું કામ નહી સમજ્યા છતાં, ખોટો દાવો કરીને ઠગાઈ કરશે તેના આવા હાલ થશે.)

૫૦. અગરજો ( કોઈ માણસ ) બિજાં ( વધારે) ગુનાહ ભરેલાં કાંમોથી દૂર રેહે તો, પસ્તાવો એ તેની શિક્ષા (છે); પણ અગરજો બિજાં (વધારે) ગુનાહ ભરેલાં કાંમોથી દૂર નહી રેહે તો, તે માણસ હમેશને હમેશ સુધી ગુનેહગાર (થાએછે).†

૫૧. અએ હોરમજદ ! તે કોણ હતો કે જેણે મારી ઉપર હુમલો કીધો ? ( તે કોણ હતો કે જેણે ) આબાદી લઈ લીધી (તથા) વૃદ્ધિ લઈ લીધી ? (તથા જે) દરદને નજદીક લાવ્યો, (તથા) પીડાને નજદીક લાવ્યો ?

૫૨. ત્યારે હોરમજદે કહ્યું કે, અએ અશો જરતોશ્ત ! આએ હાડમંદ દુનિયાંમાં યોજદાથ્રેગર પાસેથી માજદયસ્નની દીનનું પવિત્રાઇને લગતું કામ (જે શખ્સ) નહી શિખેલો હોએ, (અને) (બિજા રીમન થએલા શખ્સને) પાણી છાંટવાએ કરીને પાણી

---

* શેહેરનો " હેલ્થ આફીસર " જો પોતાનું કામ બરાબર સમજે નહીતો તે એ શિક્ષાને લાએક થાએછે.

ડાકટર ખ૰ ફ૦ ખોરી

† એ બાબે જુઓ ૩ જી પરગરદના ૨૧ ફકરાની નીચે આપેલો ખોલાસો.

છાંટેછે (ઈઆને તેની રીમની ઉતારેછે), તે શખ્સ ખચીત નાપાક આશ્મોગ છે.*

૫૩. ત્યારથી† તે જગામાંથી તથા શેહેરમાંથી પુશ્કળપણું, આબાદી, સુખાકારી, તંદરોસ્તી, ચઢતી કળા, વૃદ્ધિ, વધારો તથા અનાજ અને ઘાંસ ચારાની જીઆદતી (એ સઘળું) દૂર જતું રેહેછે.‡

ખોલાસો:—(ટુકામાં કેહીએતો તે દેશની તમામ આબાદી ઓછી થઈ જાએછે.)§

૫૪. અએ દાદાર! તે જગામાં તથા શેહેરમાં પુશ્કળપણું, આબાદી, સુખાકારી, તંદરોસ્તી, ચઢતી કળા, વૃદ્ધિ, વધારો તથા અનાજ અને ઘાંસ ચારાની જીઆદતી હમારે માટે ક્યારે પાછી આવે?

૫૫. ત્યારે હોરમજ્દે કહ્યું કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત! તેની આગમચ¶ તે જગામાં તથા શેહેરમાં પુશ્કળપણું, આબાદી, સુખાકારી, તંદરોસ્તી, ચઢતી કળા, વૃદ્ધિ, વધારો તથા અનાજ અને ઘાંસ ચારાની જીઆદતી પાછી આવે નહી.

૫૬. જ્યાંહાં સુધી તે નાપાક આશ્મોગને ત્યાંહાં મારીનાખે, અથવાતો તે દેશમાં‖ અશો સરોશ ઈજદને ત્રણ દિવસ (તથા) ત્રણ રાત સુધી (ઈઆને આખા ત્રણ દાહાડા સુધી) બલતા આતશની સનમુખ, પાંથરેલી (અથવા બાંધેલી?) બરસમથી (તથા) જોશ આવતા હોમથી (માજ્દયસ્નો) ઈજે.

૫૭. ત્યાર પછી§ તે જગામાં તથા શેહેરમાં પુશ્કળપણું, આબાદી, સુખાકારી, તંદરોસ્તી, ચઢતી કળા, વૃદ્ધિ, વધારો તથા અનાજ અને ઘાંસ ચારાની જીઆદતી પાછી આવેછે.

## પરગરદ ૧૦ મી.

૧. જરતોશ્તે હોરમજ્દને પુછ્યું કે, હાડમંદ મુલુકોના અએ ઘણોજ વૃદ્ધિ ક-

* અસલ એબારતમાં "હતો" (=આસ) છે.

† ઈઆને જે દાહાડેથી તે નાલાએક તથા દીનની પવિત્રાઈને લગતાં કામથી નાવાકેફગાર માણસ બિજાની રીમની ઉતારીને તેને પાક કરવાનું કામ માથે લેછે તે દાહાડેથી.

‡ અસલ એબારતમાં "દૂર જતું રેહું" (=પર...અક્ષ્તત) છે.

§ ફકરા. ૫૧—૫૩:–જે "હેલ્થ આફીસર" પોતાનું કામ સમજે નહી તે શેહેરમાં દરદ અને મોહોત લાવેછે. ડાકટર ખ૦ ફ૦ ખોરી.

¶ શાની આગમચ તે વિશે નીચે ૫૬ મા ફકરામાં જણાવેછે.

‖ ઈઆને જે જગોએ તે પવિત્રાઈની ક્રિયાથી નાવાકેફગાર માણસે રીમની ઉતારવાનું કામ માથે લીધું હોએ તે જગોએ.

§ ઈઆને તે નાપાક આશ્મોગને મારીનાખ્યા પછી, અથવા તો અશો સરોશ ઈજદને આખા ત્રણ દાહાડા સુધી ઇજ્યા પછી.

રનાર મીનો, અશો પેદા કરનાર હોરમજ્દ ! આહિંયાં (તે) દરૂજ કે જે મુવેલાંની ઉપરથી જીવતાં ઉપર ધસારો કરેછે તેની સાંભે હું કેમ થાઉં ? ( તથા ) આહિંયાં તે નસો કે જે મુવેલાંની ઉપરથી જીવતાંને લાગેછે તેને હું કેમ હાંકી કાહાડું ?

૨. ત્યારે હોરમજ્દે કહ્યું કે આએ વચનો કે જે ગાથામાં બિશામ્રૂત (ઇઆને બે વખત બોલાએલા) છે તે તું ભણ; આએ વચનો કે જે ગાથામાં થ્રિશામ્રૂત (ઇઆને ત્રણ વખત બોલાએલા) છે તે તું ભણ; આએ વચનો કે જે ગાથામાં ચથ્રુશામ્રૂત (ઇઆને ચાર વખત બોલાએલા) છે તે તું ભણ. આએ વચનો કે જે ગાથામાં બિશામ્રૂત, થ્રિશામ્રૂત, તથા ચથ્રુશામ્રૂત છે તે તું ભણ.

૩. અએ દાદાર ! તે વચનો કીયાં કે જે ગાથામાં બિશામ્રૂત ( ઇઆને બે વખત બોલાએલા) છે ? ત્યારે હોરમજ્દે કહ્યું કે આએ ( નીચે ૪ થા ફ્રકરામાં જણાવેલા ) તે વચનો ( છે ) કે જે ગાથામાં બિશામ્રૂત ( ઇઆને બે વખત બોલાએલા ) છે; તે વચનોને તું બે વખત ભણ.

ખોલાસો:–(નીચે જાવતમાં જણાવેલા ફ્રકરાઓ ગાથામાં બે વખત ભણાએછે):–

૪. અહ્યા યાસા ( જાવત ) ઉર્વાનેમ.[1]
હુમતનાંમ્ ( જાવત ) મહી.[2]
અષહ્યા આઅત્ સઇરે ( જાવત ) અહુઆ.[3]
યથા તૂ ઈ ( જાવત ) અહુરા.[4]
હુમાઇમ્ થ્વા ( જાવત ) હુદાસ્તેમા.[5]
થ્વોઈ સ્તઓતરસ્ચા ( જાવત ) અહુરા.[6]
ઉશ્તા અહ્માઇ ( જાવત ) મનંઘ્રહો.[7]
સ્પેન્તા મઇન્યૂ ( જાવત ) અહુરે.[8]
વોહૂ–ક્ષથ્રેમ્ ( જાવત ) વરેષાને.[9]

---

૧ એ ફ્રકરો ઇજિસ્નેના ૨૮ મા હાના ૨ જા ફ્રકરામાં આવેછે.
૨ એ ફ્રકરો ઇજસ્નેના ૩૫ મા હાના ૨ જા ફ્રકરામાં આવેછે.
૩ એ ફ્રકરો ઈજિસ્નેના ૩૫ મા હાના ૮ મા ફ્રકરામાં આવેછે.
૪ એ ફ્રકરો ઇજિસ્નેના ૩૯ મા હાના ૪ થા ફ્રકરામાં આવેછે.
૫ એ ફ્રકરો ઇજસ્નેના ૪૧ મા હાના ૩ જા ફ્રકરામાં આવેછે.
૬ એ ફ્રકરો ઇજિસ્નેના ૪૧ મા હાના ૫ મા ફ્રકરામાં આવેછે.
૭ એ ફ્રકરો ઇજસ્નેના ૪૩ મા હાના ૧ લા ફ્રકરામાં આવેછે.
૮ એ ફ્રકરો ઇજિસ્નેના ૪૭ મા હાના ૧ લા ફ્રકરામાં આવેછે.
૯ એ ફ્રકરો ઇજસ્નેના ૫૧ મા હાના ૧ લા ફ્રકરામાં આવેછે.

વહિશ્તા ઈશ્તિશ્ ( જાવત ) શ્ક્યઓથનાચ[10]

૫. બિશામૃત વચનોની પછી (ઈઆને ઉપર ૪ થા ફકરામાં જણાવેલા ફકરાઓને બે વખત ભણ્યા પછી), આએ ફતેહમંદ (તથા) તંદરોસ્તી આપનારા વચનો તું ભણ.

ખોલાસો:—(આએ ફકરાનો નીચેનો બાકીનો ભાગ તથા આખો ૬ ઠો ફકરો જે અંગ્રેમેન્યુશને તથા નસાને દફે કરવાને માટે છે તે તું ભણ):—

"ઘેરમાંથી, મોહોલ્લામાંથી, કસબામાંથી, દેશમાંથી (તથા) પોતાના તનમાંથી, "મુવેલાંને અડકીને રીમન થએલા માણસમાંથી, મુવેલાંને અડકીને રીમન થ- "એલી બાઈડીમાંથી, ઘર ધણીમાંથી, મોહોલ્લાના ધણીમાંથી, કસબાના ધણીમાંથી, "દેશના ધણીમાંથી (તથા) અશો (હોરમજદ)ના દરેક મનુષ્યમાંથી અંગ્રેમેન્યુશને "દૂર કરવાને માટે તેની હું સાંભે થાઉંછું."

૬. "ઘેરમાંથી, મોહોલ્લામાંથી, કસબામાંથી, દેશમાંથી (તથા) પોતાના તન- "માંથી, મુવેલાંને અડકીને રીમન થએલા માણસમાંથી, મુવેલાંને અડકીને રીમન "થએલી બાઈડીમાંથી, ઘર ધણીમાંથી, મોહોલ્લાના ધણીમાંથી, કસબાના ધણી- "માંથી, દેશના ધણીમાંથી તથા અશો (હોરમજદ) ના દરેક મનુષ્યમાંથી (નસાને, "હમરીતને તથા પતરીતને કાહાડી દૂર કરવાને માટે) હું નસાની સાંભે થાઉંછું, હું હ- "મરીતની સાંભે થાઉંછું (તથા) હું પતરીતની સાંભે થાઉંછું."

૭. એ દાદાર! તે વચનો કીયાં કે જે ગાથામાં થ્રિશામૃત (ઈઆને ત્રણ વખત બોલાએલા) છે? ત્યારે હોરમજદે કહ્યું કે આએ (નીચે ૮ મા ફકરામાં જણાવે- લા) તે વચનો (છે), કે જે ગાથામાં થ્રિશામૃત (ઈઆને ત્રણ વખત બોલાએલા) છે; તે વચનોને તું ત્રણ વખત ભણ.

ખોલાસો:—(નીચે જાવતમાં જણાવેલા ફકરાઓ ગાથામાં ત્રણ વખત ભણાએછે):—

૮. [11]અષેમ્ વોહૂ ( જાવત ) વહિશ્તાઇ અષેમ્.[12]

યે સેવિશ્તો ( જાવત ) કહ્યાઇચીત્ પઇતી.[13]

હુક્ષથ્રોતેમાઇ ( જાવત ) વહિશ્તાઇ.[14]

દુજ્અવરેનાઇશ્ ( જાવત ) દ્રેગવે વહ્યો.[15]

---

[10] એ ફકરો ઈજશ્નેના ૫૩ મા હાના ૧ લા ફકરામાં આવેછે.

[11] ગાથા સિવાએ અવસ્તામાં બિજે ઠેકાણે જ્યાંહાં આખી અષેમ્ વોહૂ ભણવામાં આ- વેછે ત્યાંહાં કાંઈ ત્રણ વખતજ ભણાતી નથી, પણ જુદે જુદે ઠેકાણે તેની સંખ્યા જુદી જુદી હોએછે

[12] એ ફકરો ઈજશ્નેના ૨૭ મા હાના ૧૪ મા ફકરામાં આવેછે.

[13] એ ફકરો ઈજશ્નેના ૩૩ મા હાના ૧૧ મા ફકરામાં આવેછે.

[14] એ ફકરો ઈજશ્નેના ૩૫ મા હાના ૫ મા ફકરામાં આવેછે.

[15] એ ફકરો ઈજશ્નેના ૫૩ મા હાના ૯ મા ફકરામાં આવેછે.

૯. થ્રિશામ્રૂત વચનોની પછી (ઇઆને ૮ મા ફકરામાં જણાવેલા કલામો ત્રણ વખત ભણ્યા પછી) આએ ફતેહમંદ (તથા) તંદરોસ્તી આપનારા વચનો તું ભણ.

ખોલાસોઃ—(આએ ફકરાનો નીચેનો બાકીનો ભાગ તથા આખો ૧૦મો ફકરો જે જુદી જુદી જાતના દેવ દરૂજોને દફે કરવાનેમાટે છે તે તું ભણ.).

"ઘેરમાંથી, મોહોલ્લામાંથી, કસબામાંથી, દેશમાંથી (તથા) પોતાના તનમાંથી,
"મુવેલાંને અડકીને રીમન થએલા માણસમાંથી, મુવેલાંને અડકીને રીમન થએલી
"બાઈડીમાંથી, ઘર ધણીમાંથી, મોહોલ્લાના ધણીમાંથી, કસબાના ધણીમાંથી, દેશના
"ધણીમાંથી (તથા) અશો (હોરમજ્દ)ના દરેક મનુષ્યમાંથી (ઇંદ્ર, સઉર્વ, નાઓંઘ્ઘ-
"હઇથ્ય નામના દેવોને દૂર કરવાને માટે) હું ઇંદ્ર દેવની સાંમે થાઉંછું, હું સઉર્વ
"દેવની સાંમે થાઉંછું (તથા) હું નાઓંઘ્ઘહઇથ્ય દેવની સાંમે થાઉંછું."*

૧૦. ઘેરમાંથી, મોહોલ્લામાંથી, કસબામાંથી, દેશમાંથી (તથા) પોતાના તનમાંથી,
"મુવેલાંને અડકીને રીમન થએલા માણસમાંથી, મુવેલાંને અડકીને રીમન થએલી
"બાઈડીમાંથી, ઘર ધણીમાંથી, મોહોલ્લાના ધણીમાંથી, કસબાના ધણીમાંથી, દેશના
"ધણીમાંથી (તથા) અશો (હોરમજ્દ) ના દરેક મનુષ્યમાંથી (તઉરૂ તથા જઇ-
"રિચ નામના દેવોને દૂર કરવાને માટે) હું તઉરૂ દેવની સાંમે થાઉંછું (તથા) હું
"જઇરિચ દેવની સાંમે થાઉંછું."*

૧૧. અએ દાદાર! તે વચનો કીયાં કે જે ગાથામાં ચથ્રુશામ્રૂત (ઇઆને ચાર વખત બોલાએલા) છે? ત્યારે હોરમજ્દે કહ્યું કે આએ (૧૨ મા ફકરામાં જણાવેલાં) તે વચનો (છે) કે જે ગાથામાં ચથ્રુશામ્રૂત છે; તે વચનોને તું ચાર વખત ભણ.

ખોલાસોઃ—(નીચે જાવતમાં જણાવેલા ફકરાઓ ગાથામાં ચાર વખત ભણાએછે):—

૧૨. [1]યથા અહૂ વઇર્યો (જાવત) વાસ્તારેમ્.[2]
મજ્દા અત્ મોઇ (જાવત) દાઓ અહૂમ્.[3]
આ અઇર્યેમા ઇષ્યો (જાવત) મસતા મજ્દાઓ.[4]

૧૩. ચથ્રુશામ્રૂત વચનોની પછી (ઇઆને ૧૨ મા ફકરામાં જણાવેલા કલામો

---

* ૯ મા તથા ૧૦ મા ફકરામાં આવેલા દેવોના નામના ખોલાસા બાબે જુઓ ૧૯ મી પરગરદના ૪૩ મા ફકરાને છેડે આપેલી નોટ.

૧ ગાથા સિવાએ અવસ્તામાં બિજે ઠેકાણે જ્યાંહાં આખી યથા અહૂ વઇર્યો ભણવામાં આવેછે ત્યાંહાં કંઈ ચાર વખતજ ભણાતી નથી, પણ જુદે જુદે ઠેકાણે તેની સંખ્યા જુદી જુદી હોએછે.

૨. એ ફકરો ઇજશ્નેના ૨૭ મા હાના ૧૩ મા ફકરામાં આવેછે.

૩ એ ફકરો ઇજશ્નેના ૩૪ મા હાના ૧૫ મા ફકરામાં આવેછે.

૪ એ ફકરો ઇજશ્નેના ૫૪ મા હાના ૧ લા ફકરામાં આવેછે.

ચાર વખત ભણ્યા પછી) આએ ફતેહમંદ (તથા) તંદરોસ્તી આપનારા વચનો તું ભણ.

**ખોલાસો:**—( આએ ફકરાનો નીચેનો બાકીનો ભાગ તથા આખો ૧૪ મો ફકરો જે જુદી જુદી જાતના દેવ દરૂજોને દફે કરવાને માટે છે તે તું ભણ. )

"ઘેરમાંથી, મોહોલ્લામાંથી, કસબામાંથી, દેશમાંથી (તથા) પોતાના તનમાંથી,
"મુવેલાંને અડકીને રીમન થએલા માણસમાંથી, મુવેલાંને અડકીને રીમન થ-
"એલી બઈડીમાંથી, ઘર ધણીમાંથી, મોહોલ્લાના ધણીમાંથી, કસબાના ધણીમાંથી,
"દેશના ધણીમાંથી (તથા) અશો ( હોરમજદ )ના દરેક મનુષ્યમાંથી (એશમ દેવ
"તથા અકતષ દેવને દૂર કરવાને માટે ) હું ભયંકર હથિયારવાળા એશમ ( દેવ )
"ની સાંભે થાઉંછું ( તથા ) હું અકતષ ( નામના દેવ ) ની સાંભે થાઉંછું."

૧૪. "ઘેરમાંથી, મોહોલ્લામાંથી, કસબામાંથી, દેશમાંથી (તથા) પોતાના તન-
"માંથી, મુવેલાંને અડકીને રીમન થએલા માણસમાંથી, મુવેલાંને અડકીને રીમન
"થએલી બાઈડીમાંથી, ઘર ધણીમાંથી, મોહોલ્લાના ધણીમાંથી, કસબાના ધણીમાં-
"થી, દેશના ધણીમાંથી (તથા) અશો (હોરમજદ) ના દરેક મનુષ્યમાંથી ( પુરકળ
"વરસાદથી તથા વા વીઓરાંથી ખરાબી કરનાર દેવને કાહાડી દૂર કરવાને માટે )
"હું પુરકળ વરસાદથી ખરાબી કરનાર દેવની* સાંભે થાઉંછું (તથા) વા વીઓરાંથી
"ખરાબી કરનાર દેવની સાંભે થાઉંછું."

૧૫. આએ તે વચનો ( છે ) કે જે ગાથામાં બિશામૃત (ઈઆને બે વખત બોલાએલા) છે; આએ તે વચનો ( છે ) કે જે ગાથામાં થ્રિશામૃત ( ઈઆને ત્રણ વખત બોલાએલા ) છે; આએ તે વચનો ( છે ) કે જે ગાથામાં ચથ્રુશામૃત ( ઈઆને ચાર વખત બોલાએલા ) છે.

**ખોલાસો:**—(એ પરગરદના ૪ થા ફકરામાં ગાથાના હામાંથી ટાંકેલા જે ફકરાઓ કેહ્યા તે ફકરાઓને વચ બિશામૃત ( ઈઆને બે વખત બોલાએલા કલામો ) કેહેછે. એ પરગરદના ૮ મા ફકરામાં ગાથાના હામાંથી ટાંકેલા જે ફકરાઓ કેહ્યા તે ફકરાઓને વચ થ્રિશામૃત ( ઈઆને ત્રણ વખત બોલાએલા કલામો ) કેહેછે. એ પરગરદના ૧૨ મા ફકરામાં ગાથાના હામાંથી ટાંકેલા જે ફકરાઓ કેહ્યા તે ફકરાઓને વચ ચથ્રુશામૃત (ઈઆને ચાર વખત બોલાએલા કલામો) કેહેછે. ત્યાર પછી નીચે ૧૬–૧૭ મા ફકરામાં જણાવેછે કે, ગાથાના હામાં આવેલા એ મજકુર ફક-

---

* વરેન્યનો અર્થ "ગીલાનને લગતું, ગીલાનનું" બી થાએછે; પણ આએ ઠેકાણે એ બોલ "વાતો-દએવ" ની સાથે આવેલોછે તેથી એનો અર્થ ધાતુ વર્, વાર્ (વરસવું) ઉપરથી વરસાદથી ખરાબી કરનાર દેવ લેવો પડેછે.

રાઓ ભણ્યાથી તમામ દેવ દરૂજો નાબુદ થઈ જાએછે. એ ફ્કરાઓ દેવ દરૂજોની સાંમે થવાનું એક મજબુત હથિયાર છે.)

૧૬. આએ વચનો* જે (છે) તે અંગ્રેમેન્યુશની (સાંમેનું) હથિયાર છે; આએ વચનો જે (છે) તે ભયંકર હથિયાર રાખનાર એશમ (દેવ)ની (સાંમેનું) હથિયાર છે; આએ વચનો જે (છે) તે માજનદરાનના દેવોની (સાંમેનું) હથિયાર છે; આએ વચનો જે (છે) તે તમામ દેવોની (સાંમેનું) હથિયાર છે.

૧૭. આએ વચનો* જે (છે) તે આએ દરૂજ (તથા) આએ નસા(ના દેવ)ની સાંમે થનાર છે, કે જે મુવેલાંની ઉપરથી જીવતાં ઉપર ધસારો કરેછે. આએ વચનો જે (છે) તે આએ દરૂજ (તથા) આએ નસા (ના દેવ) ની સાંમે થનાર છે, કે જે મુવેલાંની ઉપરથી જીવતાંને રીમન કરેછે.

૧૮. ત્યારે, અએ જરતોશ્ત! આએ જમીન કે જે સઉથી પાંણી વગરની, સઉથી ઓરવર વગરની, તથા પશુ (અને) માણસને માટે ખોરાકને લાએકની નહી (ધ્યાને તદન વેરાન) (એવી જગા ઉપર) તુંને ૯ ખાડા ખોદવા જોઇએ.

પવિત્રાઈ એ માણસને માટે જન્મથીજ સઉથી સરસ (ચીજ) (છે). અએ જરતોશ્ત! તે પવિત્રાઈ એ માજ્દયસ્ની દીન છે. કોઈબી શખ્સ પોતાના અંતઃકરણને હુમતથી તથા હુખ્તથી તથા હુવર્શ્તથી પાક કરેછે.

૧૯. (દાદાર હોરમજ્દ કેહેછે):—અએ ખાલેસ (જરતોશ્ત)! અંતઃકરણ તુંને પાક કરવું જોઇએ. અએ ખાલેસ (જરતોશ્ત)! (આએ) હાડમંદ દુનિયાંનો કોઇબી શખ્સ જે પોતાના અંતઃકરણને હુમતથી તથા હુખ્તથી તથા હુવર્શ્તથી પાક કરેછે, તેનેમાટે પોતાના અંતઃકરણની આએ પવિત્રાઈ છે.

**ખોલાસોઃ**—(આપણા અંતઃકરણમાં સારા વિચાર, સારા સખુન તથા સારાં કામનેમાટે જગા આપવી. એ પ્રમાણે કરવું એ, દિલને બધી જાતની બદી તથા અનીતિથી સાફ કીધા બરાબર સમજવું.)

૨૦. યથા અહૂ વઇર્યો (જાવત) વાસ્તારેમ
કેમ ના મજદા (જાવત) ગએથાઓ અસ્ત્વઇતીશ અપહે.

---

* ઈઆને એજ પરગરદના ૪ થા, ૮ મા તથા ૧૨ મા ફ્કરામાં જણાવેલા અવસ્તાના કલામો.

# પરગરદ ૧૧ મી.*

૧. જરતોશ્તે હોરમજદને પુછ્યું કે, હાડમંદ મુલુકોના અએ ઘણોજ વૃદ્ધિકરનાર મીનો, અશો પેદા કરનાર હોરમજદ ! ઘેરને હું કેમ પાક કરૂં? આતશને, પાણીને, જમીનને, ગાએ ઢોરને, ઓરવરને, અશો માણસને તથા અશો બાઈડીને, સેતારાને, માહતાબને, આફ્તાબને, બેહદ રોશણીને (તથા) હોરમજદની પેદા કીધેલી અશો તોખમની તમામ વસ્તુને હું કેમ પાક કરૂં?

૨. ત્યારે હોરમજદે કહ્યું કે, અએ જરતોશ્ત! પવિત્ર કરવાની બંદગી તુંને ભણવી જોઇએ. ત્યારપછી ઘેર, આતશ, પાણી, જમીન, ગાએઢોર, ઓરવર, અશો માણસ તથા અશો બાઈડી, સેતારા, માહતાબ, આફ્તાબ, બેહદ રોશણી (તથા) હોરમજદની પેદા કીધેલી અશો તોખમની તમામ વસ્તુ પાક થશે.

૩. એટલામાટે આએ (નીચે જણાવેલા અવસ્તાના) કલામો કે જે ઘણાજ ફતેહમંદ તથા ઘણાજ તંદરોસ્તી આપનારા છે તે તુંને ભણવા જોઇએ. પાંચ હોનવર તુંને ગાઇને ભણવી જોઇએ.†

યથા અહૂ વઇર્યો. અહુનેમ્ વઈરીમ્ તનૂમ પાઇતિ. યથા અહૂ વઇર્યો.

કેમ્ ના મજદા (જાવત) ગએથાઓ અસ્તૂવઇતીશ્ અપહે.

૪. (જો તું કહે કે) આએ ઘેરને હું પાક કરવા માગુંછું તો આએ વચનો તું ભણ.

**ખોલાસોઃ**—(અગરજો ઘેર પાક કરવું હોએ અથવા ઘેરનું સુરત કરવું હોએતો, નીચે જણાવેલા ગાથાના કલામો તું ભણજે):—

---

* આએ ૧૧ મી આખી પરગરદમાં એકજ બાબદને લગતું લખાણ આંવેલુંછે, તે એકે ઘેર, પાણી, જમીન, માણુસ, બાઇડી ઈત્યાદિને પાક કરતી વખતે અવસ્તાના કીયા કલામો ભણવા તે વિશે જણાવેલુંછે. જેવી ચીજ તેવા તેને લાએકના કલામો ભણવાને માટે ફરમાવેલુંછે, જેમકે ઘેરને પાક કરવું હોએ અથવા તેનું સુરત કરવું હોએતો, એ પરગરદના ૪ થા ફકરામાં જણાવેલો ગાથાનો ફકરો ભણવો, કે તેથી કરીને દેવ દરૂજ, પરી ઈત્યાદિ તે ઘેરમાં હોએતો તે કલામોની બરકતથી તેઓ નાબુદ થઈ જાએ. અશો મરદ તથા અશો ઓરતને પાક કરતી વખતે, તથા તેઓની કદખોદાઈ અથવા શાદી કરતી વખતે, તેઓની ઉપર દુઆ કરનારા કલામો જે એ પરગરદના ૭ મા ફકરામાં જણાવ્યા તે તેઓને માટે ભણવા. વળી પાણી, જમીન, આતશ ઇત્યાદિને પાક કરતી વખતે, એ ચીજોને લાએકના ઠેરવેલા કલામો જે એ પરગરદમાં જણાવ્યાછે તે ભણવા. ત્યારપછી એવું જણાવેછે કે તે પાક કલામો ભણ્યાથી તેઓની બરકતથી ઘેર, આતશ, પાણી, જમીન ઈત્યાદિમાં જો દેવ દરૂજ તથા કોઈબી જાતની દુરવંદી રહેલી હોએ તે તદન નાબુદ થઈ જાએ. )

† એના ખોલાસા બાબે જુઓ મારી ખોરદેહ અવસ્તા બા માએની, સફે ૨–૩ આપેલી નોટ.

અત્ મા યવા બેંદ્વો પક્કે મજિશ્તો.[1]

(અગરજો તું કેહે કે)આએ આતશને હું પાક કરવા માગુંછું તો આએ વચનો તું ભણ.

ખોલાસોઃ-(આતશને પાક કરવા હોએતો નીચે જણાવેલા કલામો તું ભણજે):-

.અશ્વા થ્વા આથ્રો વેરેજેના પઓઉરૂયે પઇરિ-જસામઇદે મજદ્દા અહુરા.[2]

૫. (જો તું કેહે કે) આએ પાણીને હું પાક કરવા માગુંછું તો આએ વચનો તું ભણ.

ખોલાસોઃ—(પાણીને પાક કરવું હોએતો નીચે જણાવેલા અવસ્તા તું ભણજે):-

અપો અત્ યજમઇદે મએકઇન્તીશ્યા હેબ્વઇન્તીશ્યા ફ્રવજંઘ્નહો.[3]

(જો તું કેહે કે) આએ જમીનને હું પાક કરવા માગુંછું તો આએ વચનો તું ભણ.

ખોલાસોઃ-(જમીનને પાક કરવી હોએતો નીચે જણાવેલા અવસ્તા તું ભણજે):-

ઇમાંમ્ આઅત્ જાંમ્ ગેનાબીશ્ હથ્રા યજમઇદે.[4]

૬. (જો તું કેહે કે)આએ ગાએઢોરને હું પાક કરવા માગુંછું તો આએ વચનો તું ભણ.

ખોલાસોઃ-(ગાએઢોર પાક કરવાં હોએ તો નીચે જણાવેલા અવસ્તા તું ભણજે.)

ગવોઇ અદાઇશ્ તાઇશ્ શ્ક્યઓથ્નાઇશિ્ યાઇશ્ વહિશ્તાઇશ્ ફ્રએષ્યામહી.[5]

(જો તું કેહે કે) આએ ઓરવરને હું પાક કરવા માગુંછું તો આએ વચનો તું ભણ.

ખોલાસોઃ—(ઓરવરને પાક કરવાં હોએતો નીચે જણાવેલા કલામ તું ભણજે.)

અત્ અખ્યાઇ અષા મજદાઓ ઉર્વરાઓ વક્ષત્[6]

૭. (અગરજો તું કેહે કે) આએ અશો માણસને હું પાક કરવા માગુંછું (તથા) આએ અશો બાઈડીને હું પાક કરવા માગુંછું તો આએ વચનો તું ભણ.

ખોલાસોઃ—(અશો માણસને તથા અશો બાઈડીને પાક કરવાં હોએ, અથવા તેઓની શાદી કરવી હોએતો નીચે જણાવેલા અવસ્તાના કલામો તું ભણજે.)

આ અઇર્યેમા ઇષ્યો રફેધ્રાઇ જન્તૂ નેરેબ્યસ્ચા નાઇરિબ્યસ્ચા જરથુશ્ત્રહે વંઘ્નહેઉશ રફેધ્રાઈ મનંઘ્નહો. યા દએના વઇરીમ્ હનાત્ મીજ્દેમ્ અષહ્યા યાસા અર્યીમ્ યાંમ્ ઇષ્યાંમ્ અહુરો મસતા મજદાઓ.[7]

૮. એટલામાટે આએ (નીચે જણાવેલા અવસ્તાના) કલામો કે જે ઘણાજ ફતેહમંદ તથા ઘણાજ તંદરોસતી આપનારા છે તે તુંને ભણવા જોઇએ.

---

૧ એ વાક્ય ઈજશ્નેના ૪૯ મા હાના ૧ લા ફકરામાં આવેછે.
૨ એ વાક્ય ઈજશ્નેના ૩૬ મા હાના ૧ લા ફકરામાં આવેછે.
૩ એ વાક્ય ઈજશ્નેના ૩૮ મા હાના ૩ જા ફકરામાં આવેછે.
૪ એ વાક્ય ઈજશ્નેના ૩૮ મા હાના ૧ લા ફકરામાં આવેછે.
૫ એ વાક્ય ઈજશ્નેના ૩૫ મા હાના ૪ થા ફકરામાં આવેછે.
૬ એ વાક્ય ઈજશ્નેના ૪૮ મા હાના ૬ ઠા ફકરામાં આવેછે.
૭ એ વાક્ય ઈજશ્નેના ૫૪ મા હાના ૧ લા ફકરામાં આવેછે.

આઠ હોનવર તુંને ગાઇને ભણવી જોઇએ.

યથા અહૂ વઇર્યો. કેમ ના મજ્દા (જાવત્) ગએથાઓ અસ્ત્વઇતીશ્ અષહે.

૯. હું એશમ (દેવ)ની સાંભે થાઉંછું, હું નસાની સાંભે થાઉંછું, હું હમરીતની સાંભે થાઉંછું, હું પતરીતની સાંભે થાઉંછું, હું બ્રૂ (દેવ)ની સાંભે થાઉંછું, હું બ્રૂવીદ્રૂ ( દેવ ) ની સાંભે થાઉંછું, હું બૂઇધિ (દેવ)ની સાંભે થાઉંછું, હું બૂઇધિજ઼ (દેવ)ની સાંભે થાઉંછું, હું કુન્દ (દેવ)ની સાંભે થાઉંછું, હું કુન્દિજ઼ (દેવ)ની સાંભે થાઉંછું; હું પીળા (અથવા મંદબુદ્ધિના) આલસાઇના (દેવ) ની સાંભે થાઉંછું, હું લાંબા હાતવાળા આલસાઇના (દેવ)ની સાંભે થાઉંછું; હું મૂઇધિ (દેવ)ની સાંભે થાઉંછું, હું કપસ્તિ (અથવા કીનાના દેવ)ની સાંભે થાઉંછું; હું પરીની સાંભે થાઉંછું, કે જે આતશ, પાણી, જમીન, ગાએઢોર (તથા) ઓરવરોની નજ઼દીક જાએછે; હું નજીસાઇના દેવની સાંભે થાઉંછું, કે જે આતશ, પાણી, જમીન, ગાએઢોર (તથા) ઓરવરોની નજ઼દીક જાએછે.

૧૦. અએ ખરાબ જાણનારા અંગ્રેમેન્યુશ ! ઘેરમાંથી, આતશમાંથી, પાણીમાંથી, જમીનમાંથી, ગાએ ઢોરમાંથી, ઓરવરમાંથી, અશો માણસમાંથી, અશો બાઇડીમાંથી, સેતારાઓમાંથી, માહતાબમાંથી, આફતાબમાંથી, બેહદ રોશણીમાંથી (તથા) હોરમજ઼દની પેદા કીધેલી અશો તોખમની તમામ વસ્તુમાંથી (તુંને દફે કરવા માટે) હું તારી સાંભે થાઉંછું.

૧૧. એટલામાટે આએ (નીચે જણાવેલા અવસ્તાના) કલામો કે જે ઘણાજ ફતેહમંદ તથા ઘણાજ તંદરોસ્તી આપનારા છે તે તુંને ભણવા જોઇએ; ચાર હોનવર તુંને ગાઇને ભણવી જોઇએ.

યથા અહૂ વઇર્યો. કેમ ના મજ્દા (જાવત) ગએથાઓ અસ્ત્વઇતીશ્ અષહે.

૧૨. (ઉપર જણાવેલાં અવસ્તાના પદ) એશમ (દેવ)ને નાશ કરશે, નસાને નાશ કરશે, હમરીતને નાશ કરશે, પતરીતને નાશ કરશે, બ્રૂ (દેવ) ને નાશ કરશે, બ્રૂવીદ્રૂ (દેવ)ને નાશ કરશે, બૂઇધિ (દેવ)ને નાશ કરશે, બૂઇધિજ઼ ( દેવ ) ને નાશ કરશે, કુન્દ ( દેવ )ને નાશ કરશે, કુન્દિજ઼ ( દેવ )ને નાશ કરશે; પીળા* આલસાઇના ( દેવ )ને નાશ કરશે, લાંબા હાતવાળા આલસાઇના ( દેવ )ને નાશ કરશે; મૂઇધિ ( દેવ )ને નાશ કરશે, કપસ્તિ (અથવા કીનાના દેવ) ને નાશ કરશે; પરીને નાશ કરશે, કે જે (પરી) આતશ, પાણી, જમીન, ગાએ ઢોર, (તથા) ઓરવરોની નજદીક જાએછે; નજીસાઇના દેવને નાશ કરશે કે જે( દેવ ) આતશ, પાણી, જમીન, ગાએ ઢોર (તથા) ઓરવરોની નજ઼દીક જાએછે.

---

* 'જાઇરિન' બોલને ફારસી 'જાર, નેજાર' સાથે સરખાવીએ તો એનો અર્થ "નાતવાન, મંદબુદ્ધિનો" બી થઈ શકે.

૧૩. (ઉપર જણાવેલાં અવસ્તાના પદ), અએ ખરાબ જાણનારા અંગ્રેમેન્યુશ! ઘેર-માંથી, આતશમાંથી, પાણીમાંથી, જમીનમાંથી, ગાએ ઢોરમાંથી, ઓરવરમાંથી, અશો માણસમાંથી, અશો બાઇડીમાંથી, સેતારાઓમાંથી, માહતાબમાંથી, આફ્તાબ-માંથી, બેહદ રોશણીમાંથી (તથા) હોરમજદની પેદા કીધેલી અશો તોખમની તમામ વસ્તુમાંથી તુંને નાશ કરશે.

૧૪. એટલામાટે આએ (નીચે જણાવેલા) "મજદા અત્ મોઇ".ના કલામો કે જે ઘણાજ ફ્તેહમંદ તથા ઘણાજ તંદરોસ્તી આપનારા છે તે તુંને ચાર વખત ગાઈને ભણવા જોઇએ:—

મજદા અત્ મોઇ વહિશ્તા (જાવત) દાઓ અહૂમ[1]

૧૫. હું એશમ (દેવ)ની સાંભે થાઉંછું, હું નસાની સાંભે થાઉંછું, હું હમરીતની સાંભે થાઉંછું, હું પતરીતની સાંભે થાઉંછું, હું બ્રૂ (દેવ)ની સાંભે થાઉંછું, હું બ્રૂવીબ્રૂ (દેવ)ની સાંભે થાઉંછું, હું બૂઇધિ (દેવ)ની સાંભે થાઉંછું, હું બૂઇધિજ્ (દેવ)ની સાંભે થાઉંછું, હું કુન્દ (દેવ)ની સાંભે થઉંછું, હું કુન્દિજ્ (દેવ)ની સાંભે થાઉંછું; હું પીળા (અથવા મંદબુદ્ધિના) આલસાઇના (દેવ)ની સાંભે થાઉંછું, હું લાંબા હાતવાળા આલસાઇના (દેવ)ની સાંભે થાઉંછું; હું મૂઇધિ (દેવ)ની સાંભે થાઉંછું, હું કપસ્તિ (અથવા કીનાના દેવ)ની સાંભે થાઉંછું; હું પરીની સાંભે થાઉંછું, કે જે (પરી) આતશ, પાણી, જમીન, ગાએ ઢોર (તથા) ઓરવરોની નજદીક જાએછે; હું નજીસાઈના દેવની સાંભે થાઉંછું, કે જે (દેવ) આતશ, પાણી, જમીન, ગાએ ઢોર (તથા) ઓરવરોની નજદીક જાએછે.

૧૬. અએ ખરાબ જાણનારા અંગ્રેમેન્યુશ! ઘેરમાંથી, આતશમાંથી, પાણીમાંથી, જમીનમાંથી, ગાએ ઢોરમાંથી, ઓરવરમાંથી, અશો માણસમાંથી, અશો બાઇડી-માંથી, સેતારાઓમાંથી, માહતાબમાંથી, આફ્તાબમાંથી, બેહદ રોશણીમાંથી (તથા) હોરમજદની પેદા કીધેલી અશો તોખમની તમામ વસ્તુમાંથી (તુંને દફે કરવાને માટે) હું તારી સાંભે થાઉંછું.

૧૭. એટલામાટે આએ(નીચે જણાવેલા અવસ્તાના)કલામો કે જે ઘણાજ ફ્તેહ-મંદ તથા ઘણાજ તંદરોસ્તી આપનારા છે તે તુંને ચાર વખત ગાઇને ભણવાં.જોઇએ:—

આ અઇર્યેમા ઇષ્યો (જાવત) મસતા મજદાઓ.[2]

૧૮. (ઉપર જણાવેલાં અવસ્તાના પદ) એશમ (દેવ)ને નાશ કરશે, નસાને નાશ

---

૧ એ ફ્કરો ઇજશ્નેના ૩૪ મા હાના ૧૫ મા ફ્કરામાં આવેછે.
૨ એ ફ્કરો ઇજશ્નેના ૫૪ મા હાના ૧ લા ફ્કરામાં આવેછે.

કરશે, હુમરીતને નાશ કરશે, પતરીતને નાશ કરશે; બ્રૂ (દેવ)ને નાશ કરશે, બ્રૂવીજૂ (દેવ)ને નાશ કરશે, બૂઇધિ (દેવ)ને નાશ કરશે, બૂઇધિજૂ (દેવ)ને નાશ કરશે, કુન્દ (દેવ)ને નાશ કરશે, કુન્દિજૂ (દેવ)ને નાશ કરશે; પીળા (અથવા મંદબુદ્ધિના) આલસાઇના (દેવ)ને નાશ કરશે, લાંબા હાતવાળા આલસાઇના (દેવ)ને નાશ કરશે; મૂઇધિ (દેવ)ને નાશ કરશે, કપસ્તિ (અથવા કીનાના દેવ)ને નાશ કરશે; પરીને નાશ કરશે, કે જે (પરી) આતશ, પાણી, જમીન, ગાએઢોર, (તથા) ઓરવરોની નજદીક જાએછે; નજીસાઇના દેવને નાશ કરશે, કે જે (દેવ) આતશ, પાણી, જમીન, ગાએઢોર (તથા) ઓરવરોની નજદીક જાએછે.

૧૯. ઘેરમાંથી, આતશમાંથી, પાણીમાંથી, જમીનમાંથી, ગાએઢોરમાંથી, ઓરવરમાંથી, અશો માણસમાંથી, અશો બાઇડીમાંથી, સેતારાઓમાંથી, માહતાબમાંથી, આફતાબમાંથી, બેહદ રોશણીમાંથી (તથા) હોરમજદની પેદા કીધેલી અશો તોખમની તમામ વસ્તુમાંથી, આએ ખરાબ જાણનારા અંગ્રેમેન્યુશ! (એ પરગરદમાં જણાવેલા ભણવાના અવસ્તાના ૫૬) તુંને નાશ કરશે.

૨૦. એટલામાટે આએ(નીચેના) કલામો જે ઘણાજ ફતેહમંદ તથા ઘણાજ તંદરોસ્તી આપનારા છે તે તુંને ભણવા જોઇએ; પાંચ હોનવર તુંને ગાઇને ભણવી જોઇએ.

યથા અહૂ વઇર્યો (જાવત) વાસ્તારેમ.

કેમ ના મજદા (જાવત) ગએથાઓ અસ્તૂવઇતીશ્ અષહે.

# પરગરદ ૧૨ મી.*

૧. જ્યારે બાપ મરી જાએ અથવા માએ મરી જાએ, ત્યારે છોકરો બાપને માટે, (તથા) છોકરી માએને માટે કેટલોવાર થોભે? નેકનેમાટે કેટલો વખત સુધી અને પાપીને માટે† કેટલો વખત સુધી (થોભે)?

* આપણા માબાપ, ભાઈ બેહેન ઈત્યાદિ સગાં ગુજરે ત્યારે શું કરવું, તે બાબે આએ પરગરદમાં બીના આવેલીછે. તે ગુજરેલાંને માટે તેના અતલગના ખેશીને ચોકસ મુદત થોભવું ઈઆને તેની નયતે દાદાર હોરમજદની દરગાહમાં નેક દુઆ તથા ખેરિયત ચાહાવી.

† આએ તેમજ એની પછીના ફકરાઓમાં **દહ્મ** (ઈઆને ભલો, નેક) અને **તનુ-પેરેથ** ( ઈઆને પાપી) એ પ્રમાણે જે બોલો આવેલાછે તેને સાધારણ રીતે એવું સમજાવ્યામાં આવ્યું છે કે, જે **શખ્સ** મરતી વખતે પોતાના તમામ ગુનાહનો પસ્તાવો કરીને પતેત કરે તથા અષેમ્ વોહૂ ભણે તેને **દહ્મ** ગણવો; પણ જે કોઈ મોતની વેળા પોતાના સઘળા ગુનાહનો પશ્ચાતાપ કરીને પતેત નહી કરે તથા અષેમ્ વોહૂ નહી ભણે તેને **તનુ-પેરેથ** સમજવો. એ પ્રમાણે હોવાથી નહી પશ્ચાતાપ કરનારના સગાં વાહાલાંઓને વધારે દાઝ લાગેછે, તથા તેને વિશે વધારે દાહાડા મનમાં યાદ કર્યા કરેછે.

ત્યારે હોરમજ્દે કહ્યું કે નેકને માટે ૩૦ (દાહાડા)* (અને) પાપીને માટે ૬૦ (દાહાડા)* (થોભે).

૨. અએ દાદાર! હું ઘેરને કેમ પાક કરૂં? (તથા તે) પાક થએલું કેમ ગણાએ! ત્યારે હોરમજ્દે કહ્યું કે ત્રણ વખત તન ધોયાથી, ત્રણ વખત વસ્ત્ર ધોયાથી, (તથા) ત્રણ વખત ગાથા ભણ્યાથી (તે ઘેર પાક થએલું ગણાએ). હમારા આએ આતશને ઇજિવો જોઇએ, બરસમ પાંથરવી જોઇએ (અથવા બાંધવી જોઇએ?), ભલાં પાણીને માટે જોર લઈ જવી જોઇએ. ત્યારપછી ઘેર પાક થએલું ગણાએ; અએ સઉથી પવિત્ર જરતોશ્ત! (ત્યારપછી) (તે ઘેરમાં) ગમેતો પાણીઓમાંના (પાણી) આવે, ગમેતો ઓરવરોમાંના (ઓરવર) આવે, (તથા) ગમેતો અમશાસ્પંદોમાંના (અમશાસ્પંદ) આવે.†

**ખોલાસોઃ**—(અગરજો આએ ફકરાને એની આગમચના ફકરા સાથે સંબંધ લઇએતો એની મતલબ એકે, જો કોઈ આપણું અતલગનું સગું ગુજરી જાએતો, તેને આપણી પાક દીનની શરિયત મુજબ ક્રિયા કરી અવલમંજલ પોંહોંચાડયા પછી, તથા બિજું કાંઈ કરવાનું ઘટારત હોએ તે કીધા પછી, જે ઘેરમાં તે માણસ ગુજર્યું હોએ તે ઘેરને પાક કરવાસારૂ એવું ફરમાવેછે કે, તે મુવેલાંના સગાં વાહાલાંએ પોતાનું બદન ત્રણ મરતબે ધોવું, પોતાના આંગ ઉપરના કપડાં ત્રણ મરતબે ધોવાં તથા સોજાં કપડાં પેહેરી પાદીઆબ કુશ્તી કરીને ત્રણ વખત ગાથાના હા ગાઇને ભણવા. એ પ્રમાણે કીધાથી તે ઘેર પાક થએલું ગણાએ, અને ત્યારપછી તે ઘેરમાં બિજી જોઇતી ચીજો લાવ્યામાં આવેતો તેની કાંઈ અડચણ નહી.)

૩. જ્યારે પોતાનો છોકરો મરી જાએ, અથવા પોતાની છોકરી મરી જાએ, ત્યારે છોકરાને માટે બાપ (તથા) છોકરીને માટે માએ કેટલોવાર થોભે? નેકને માટે કેટલો વખત સુધી (અને) પાપીને માટે કેટલો વખત સુધી (થોભે)? ત્યારે હોરમજ્દે કહ્યું કે નેકને માટે ૩૦ (દાહાડા),* (અને) પાપીને માટે ૬૦ (દાહાડા)* (થોભે).

૪. અએ દાદાર! હું ઘેરને કેમ પાક કરૂં? (તથા તે) પાક થએલું કેમ ગણાએ? ત્યારે હોરમજ્દે કહ્યું કે ત્રણ વખત તન ધોયાથી, ત્રણ વખત વસ્ત્ર ધોયાથી, (તથા)

---

* અસલ એબારતમાં "દાહાડા" નો બોલ નથી, આપણી તરફથી મુકવો પડેછે. કોઈ કોઈ વખતે એ પ્રમાણે આવેછે; જેમકે માહ યષ્ટના ૨ જા ફકરામાં લેવો પડેછેઃ—**પન્ચ-દસ માંઓ ઉક્ષયેઇંતિ પન્ચ-દસ માઓ નેરેફ્સઇંતિ,** ઇઆને પંદર (**દાહાડા**) માહતાબ વધેછે (તથા) પંદર (**દાહાડા**) માહતાબ ઘટેછે. વળી આએ ઠેકાણે "દાહાડા" નો બોલ આપણી તરફથી લેવો પડેછે તેનું બિજું કારણ એકે, એની પછીના નીચે ૭ મા ફકરામાં "મહિના" નો બોલ આવેલોછે.

† આએ આખો ફકરો એજ પરગરદમાં ૯ વખત ફરીથી આવેછે; જુઓ ફકરા ૪, ૬, ૮, ૧૦, ૧૨, ૧૪, ૧૬, ૧૮, તથા ૨૦.

ત્રણ વખત ગાથા ભણ્યાથી (તે ઘેર પાક થએલું ગણાએ). હમારા આએ આતશને ઇજિવો જોઇએ, બરસમ પાંથરવી જોઇએ (અથવા બાંધવી જોઇએ?), ભલાં પાણીને માટે જોર લઈ જવી જોઇએ. ત્યારપછી ઘેર પાક થએલું ગણાએ; અએ સઉથી પવિત્ર જરતોશ્ત! (ત્યારપછી) (તે ઘેરમાં) ગમેતો પાણીઆમાંના (પાણી) આવે, ગમેતો ઓ-રવરોમાંના (ઓરવર) આવે, (તથા) ગમેતો અમશાસ્પંદોમાંના (અમશાસ્પંદ) આવે.*

૫. જ્યારે ભાઈ અથવા બેહેન મરી જાએ, ત્યારે બેહેનને માટે ભાઈ (અને) ભાઇને માટે બેહેન કેટલોવાર થોભે? નેકને માટે કેટલો વખત સુધી (અને) પાપીને માટે કેટલો વખત સુધી (થોભે)? ત્યારે હોરમજ્દે કહ્યું કે નેકને માટે ૩૦ (દાહાડા),† (અને) પાપીને માટે ૬૦ (દાહાડા)† (થોભે).

૬. અએ દાદાર! હું ઘેરને કેમ પાક કરૂં? (તથા તે) પાક થએલું કેમ ગણાએ? ત્યારે હોરમજ્દે કહ્યું કે ત્રણ વખત તન ધોયાથી, ત્રણ વખત વસ્ત્ર ધોયાથી (તથા) ત્રણ વખત ગાથા ભણ્યાથી (તે ઘેર પાક થએલું ગણાએ). હમારા આએ આતશને ઇજિવો જોઇએ, બરસમ પાંથરવી જોઇએ (અથવા બાંધવી જોઇએ?), ભલાં પાણીને માટે જોર લઈ જવી જોઇએ. ત્યારપછી ઘેર પાક થએલું ગણાએ; અએ સઉથી પવિત્ર જરતોશ્ત! (ત્યારપછી) (તે ઘેરમાં) ગમેતો પાણીઆમાંના (પાણી) આવે, ગમેતો ઓ-રવરોમાંના (ઓરવર) આવે, (તથા) ગમેતો અમશાસ્પંદોમાંના (અમશાસ્પંદ) આવે.*

૭. જ્યારે ઘેર ધણી અથવા ઘેરની ધણિયાંણી મરી જાએ, ત્યારે નેકને માટે કે-ટલો વખત સુધી (અને) પાપીને માટે કેટલો વખત સુધી થોભે? ત્યારે હોરમજ્દે કહ્યું કે નેકને માટે ૬ મહિના સુધી (અને) પાપીને માટે ૧૨ (મહિના) સુધી તેની પોતાની છોકરી (તથા) છોકરો (થોભે).

**ખોલાસો**:—(ઘેર ધણીને માટે બિજાં સગાંવાહાલાં કરતાં વધારે વખત થોભીને તેની નયતે બંદગી તથા નેક દુઆ ચાહાવાને ફરમાવેલુંછે. એ ઉપરથી ઘેર ધણીની મતલબ એવી સમજાએછે કે, આખા કુટુંબનું પાલન–પોષણ કરનાર, પછી તે બાપ હોએ કે દીકરો હોએ, ઇઆતો તે કુટુંબનો કોઇબી શખ્સ હોએ, પણ આખા ઘેરનો ખરચ પુરો કરનાર હોવો જોઇએ. એ પ્રમાણે ગણતાં બિજા ફકરાઓના કરતાં આએ ફકરામાં જણાવેલા વધારે લાંબા વખતનો કાંઇકિ સબબ જણાઈ આવેછે.)

૮. અએ દાદાર! હું ઘેરને કેમ પાક કરૂં? (તથા તે) પાક થએલું કેમ ગણાએ? ત્યારે હોરમજ્દે કહ્યું કે ત્રણ વખત તન ધોયાથી, ત્રણ વખત વસ્ત્ર ધોયાથી (તથા)

* એ ફકરાની સમજ બાબે જુઓ એજ પરગરદના ૨ જા ફકરાની નીચે આપેલો ખોલાસો.

† એ બાબે જુઓ એજ પરગરદના પેહેલા ફકરામાં આપેલી નોટ.

ત્રણ વખત ગાથા ભણ્યાથી (તે ઘેર પાક થએલું ગણાએ). હમારા આએ. આતશને ઈજિવો જોઇએ, બરસમ પાંથરવી જોઇએ (અથવા બાંધવી જોઇએ?), ભલાં પાણીને માટે જોર લઈ જવી જોઈએ. ત્યારપછી ઘેર પાક થએલું ગણાએ; અએ સઉથી પવિત્ર જરતોશ્ત! (ત્યારપછી) (તે ઘેરમાં) ગમેતો પાણીઓમાંના (પાણી) આવે, ગમેતો ઓ-રવરોમાંના (ઓરવર) આવે, (તથા) ગમેતો અમશાસ્પંદોમાંના (અમશાસ્પંદ) આવે.*

૯. જ્યારે મ્હોટા બાવા (ઇબ્આને બપાવો અથવા મમાવો) મરી જાએ, અથવા મ્હોટાં માએ (ઇબ્આને બપાઈ અથવા મમાઈ) મરી જાએ, ત્યારે પૌત્ર મ્હોટા બાવા-નેમાટે (અને) પૌત્રી મ્હોટાં માએનેમાટે કેટલોવાર થોભે? નેકને માટે કેટલો વખત સુધી અને પાપીને માટે કેટલો વખત સુધી (થોભે)? ત્યારે હોરમજ્દે કહ્યું કે નેકને માટે ૨૫ (દાહાડા)† (અને) પાપીને માટે ૫૦ (દાહાડા)† (થોભે).

**ખોલાસો:**—(મ્હોટા બાવા અથવા મ્હોટાં માએ ગુજરે તેને માટે પૌત્ર અથવા પૌત્રીને થોભવાને ફરમાવેછે તેની મતલબ એવી દીસેછે કે, મ્હોટા બાવા અથવા મ્હોટાં માએની હયાતીમાંજ તેઓના છોકરા છોકરી ગુજરી ગયાં હોએતો તે મરના-રના છોકરાંના છોકરાંઓએ મ્હોટા બાવા તથા મ્હોટાં માએને માટે થોભવું.)

૧૦. અએ દાદાર! હું ઘેરને કેમ પાક કરૂં? (તથા તે) પાક થએલું કેમ ગણાએ? ત્યારે હોરમજ્દે કહ્યું કે ત્રણ વખત તન ધોયાથી, ત્રણ વખત વસ્ત્ર ધોયાથી (તથા) ત્રણ વખત ગાથા ભણ્યાથી (તે ઘેર પાક થએલું ગણાએ). હમારા આએ આતશને ઈ-જવો જોઇએ, બરસમ પાંથરવી જોઇએ (અથવા બાંધવી જોઇએ?), ભલાં પાણીને માટે જોર લઈ જવી જોઇએ. ત્યારપછી ઘેર પાક થએલું ગણાએ; અએ સઉથી પવિત્ર જરતોશ્ત! (ત્યારપછી) (તે ઘેરમાં) ગમેતો પાણીઓમાંના (પાણી) આવે, ગમેતો ઓ-રવરોમાંના (ઓરવર) આવે, (તથા) ગમેતો અમશાસ્પંદોમાંના (અમશાસ્પંદ) આવે.*

૧૧. જ્યારે પૌત્ર મરી જાએ અથવા પૌત્રી મરી જાએ, ત્યારે પૌત્રને માટે મ્હોટા બાવા (અને) પૌત્રીને માટે મ્હોટાં માએ કેટલોવાર થોભે? નેકને માટે કેટલો વ-ખત સુધી (અને) પાપીને માટે કેટલો વખત સુધી (થોભે)? ત્યારે હોરમજ્દે કહ્યું કે નેકને માટે ૨૫ (દાહાડા)† (અને) પાપીને માટે ૫૦ (દાહાડા)† (થોભે).

**ખોલાસો:**—(પૌત્ર અથવા પૌત્રી ગુજરે તેને માટે મ્હોટા બાવા અથવા મ્હોટાં માએને થોભવાને ફરમાવેછે તેની મતલબ એવી દીસેછે કે, મ્હોટા બાવા અથવા

---

* એ ફકરાની સમજ બાબે જુઓ એજ પરગરદના ૨ જા ફકરાની નીચે આપેલો ખોલાસો.

† એ બાબે જુઓ એજ પરગરદના પેહેલા ફકરામાં આપેલી નોટ.

મ્હોટાં માએની હયાતીમાંજ તેનો છોકરો છોકરી ગુજરી ગયાં હોએતો તેઓની જગાએ મ્હોટા બાવા અથવા મ્હોટાં માયે થોભવું.)

૧૨. અએ દાદાર ! હું ઘેરને કેમ પાક કરૂં! (તથા તે) પાક થએલું કેમ ગણાએ ? ત્યારે હોરમજ્દે કહ્યું કે ત્રણ વખત તન ધોયાથી, ત્રણ વખત વસ્ત્ર ધોયાથી (તથા) ત્રણ વખત ગાથા ભણ્યાથી (તે ઘેર પાક થએલું ગણાએ). હમારા આએ આતશને ઈજવો જોઈએ, બરસમ પાંથરવી જોઇએ (અથવા બાંધવી જોઇએ?), ભલાં પાણીને માટે જોર લઈ જવી જોઇએ. ત્યારપછી ઘેર પાક થએલું ગણાએ; અએ સઉથી પવિત્ર જરતોશ્ત! (ત્યારપછી) (તે ઘેરમાં) ગમેતો પાણીઓમાંના ( પાણી ) આવે, ગમેતો ઓરવરોમાંના (ઓરવર) આવે, (તથા) ગમેતો અમશાસ્પંદોમાંના (અમશાસ્પંદ) આવે.

૧૩. જ્યારે ભતરીજો અથવા ભતરીજી* મરી જાએ, ત્યારે નેકને માટે કેટલો વખત સુધી (અને) પાપીને માટે કેટલો વખત સુધી થોભે? ત્યારે હોરમજ્દે કહ્યું કે નેકને માટે ૨૦ (દાહાડા) (અને) પાપીને માટે ૪૦ (દાહાડા) (થોભે).

૧૪. અએ દાદાર ! હું ઘેરને કેમ પાક કરૂં ? (તથા તે) પાક થએલું કેમ ગણાએ ? ત્યારે હોરમજ્દે કહ્યું કે ત્રણ વખત તન ધોયાથી, ત્રણ વખત વસ્ત્ર ધોયાથી (તથા) ત્રણ વખત ગાથા ભણ્યાથી (તે ઘેર પાક થએલું ગણાએ). હમારા આએ આતશને ઇજવો જોઇએ, બરસમ પાંથરવી જોઇએ, (અથવા બાંધવી જોઇએ?), ભલાં પાણીને માટે જોર લઈ જવી જોઇએ. ત્યારપછી ઘેર પાક થએલું ગણાએ; અએ સઉથી પવિત્ર જરતોશ્ત! (ત્યારપછી) (તે ઘેરમાં) ગમેતો પાણીઓમાંના (પાણી) આવે, ગમેતો ઓરવરોમાંના (ઓરવર) આવે, (તથા) ગમેતો અમશાસ્પંદોમાંના (અમશાસ્પંદ) આવે.†

૧૫. જ્યારે કાકો—મામો મરી જાએ અથવા કાકી—મામી‡ મરી જાએ, ત્યારે નેકનેમાટે કેટલો વખત સુધી (અને) પાપીનેમાટે કેટલો વખત સુધી થોભે? ત્યારે હોરમજ્દે કહ્યું કે નેકને માટે ૧૫ (દાહાડા)§ (અને)પાપીનેમાટે ૩૦ (દાહાડા)§ (થોભે).

૧૬. અએ દાદાર! હું ઘેરને કેમ પાક કરૂં ? (તથા તે) પાક થએલું કેમ ગણાએ? ત્યારે હોરમજ્દે કહ્યું કે ત્રણ વખત તન ધોયાથી, ત્રણ વખત વસ્ત્ર ધોયાથી (તથા) ત્રણ વખત ગાથા ભણ્યાથી (તે ઘેર પાક થએલું ગણાએ). હમારા આએ આતશને ઇજવો જોઈએ, બરસમ પાંથરવી જોઇએ (અથવા બાંધવી જોઇએ?), ભલાં પાણીને

---

* કાકો, મામો અથવા કાકી, મામી (સ્પીગલ તથા દારમેસ્તેતે).

† એ ફકરાની સમજ બાબે જુઓ એજ પરગરદના ૨ જા ફકરાની નીચે આપેલો ખોલાસો.

‡ ભતરીજો અથવા ભતરીજી (સ્પીગલ); પીતરાઈ—મશીઆઈ ભાઈ અથવા પીતરેણુ—મશીઅન બેહેન (દારમેસ્તેતે).

§ જુઓ એજ પરગરદના પેહેલા ફકરામાં આપેલી નોટ.

માટે જોર લઈ જવી જોઇએ. ત્યારપછી ઘેર પાક થએલું ગણાએ; અએ સઉથી પવિત્ર જરતોશ્ત! (ત્યારપછી) (તે ઘેરમાં) ગમેતો પાણીઓમાંના પાણી આવે, ગમેતો ઓરવરોમાંના (ઓરવર) આવે, (તથા) ગમેતો અમશાસ્પંદોમાંના (અમશાસ્પંદ) આવે.*

૧૭. જ્યારે કાકા–મામાનો છોકરો મરી જાએ, અથવા કાકા–મામાની છોકરી† મરી જાએ, ત્યારે નેકનેમાટે કેટલો વખત સુધી (અને) પાપીનેમાટે કેટલો વખત સુધી થોભે? ત્યારે હોરમજ્દે કહ્યું કે નેકનેમાટે ૧૦ (દાહાડા)‡ (અને) પાપીનેમાટે ૨૦ (દાહાડા)‡ (થોભે).

૧૮. અએ દાદાર! હું ઘેરને કેમ પાક કરૂં? (તથા તે) પાક થએલું કેમ ગણાએ? ત્યારે હોરમજ્દે કહ્યું કે ત્રણ વખત તન ધોયાથી, ત્રણ વખત વસ્ત્ર ધોયાથી (તથા) ત્રણ વખત ગાથા ભણ્યાથી (તે ઘેર પાક થએલું ગણાએ). હમારા આએ આતશને ઈજિવો જોઇએ, બરસમ પાંથરવી જોઇએ (અથવા બાંધવી જોઇએ?), ભલાં પાણીને માટે જોર લઈ જવી જોઇએ. ત્યારપછી ઘેર પાક થએલું ગણાએ; અએ સઉથી પવિત્ર જરતોશ્ત! (ત્યારપછી) (તે ઘેરમાં) ગમેતો પાણીઓમાંના (પાણી) આવે, ગમેતો ઓરવરોમાંના (ઓરવર) આવે, (તથા) ગમેતો અમશાસ્પંદોમાંના (અમશાસ્પંદ) આવે.

૧૯. જ્યારે કાકા–મામાના છોકરાનો છોકરો મરી જાએ, અથવા કાકા–મામાની છોકરીની છોકરી§ મરી જાએ, ત્યારે નેકને માટે કેટલો વખત સુધી (અને) પાપીને માટે કેટલો વખત સુધી થોભે? ત્યારે હોરમજ્દે કહ્યું કે નેકનેમાટે ૫ (દાહાડા) (અને) પાપીનેમાટે ૧૦ (દાહાડા) (થોભે).

૨૦. અએ દાદાર! હું ઘેરને કેમ પાક કરૂં? (તથા તે) પાક થએલું કેમ ગણાએ? ત્યારે હોરમજ્દે કહ્યું કે ત્રણ વખત તન ધોયાથી, ત્રણ વખત વસ્ત્ર ધોયાથી (તથા) ત્રણ વખત ગાથા ભણ્યાથી (તે ઘેર પાક થએલું ગણાએ). હમારા આએ આતશને ઈજિવો જોઇએ, બરસમ પાંથરવી જોઇએ (અથવા બાંધવી જોઇએ?), ભલાં પાણીને માટે જોર લઈ જવી જોઇએ. ત્યારપછી ઘેર પાક થએલું ગણાએ; અએ સઉથી પવિત્ર જરતોશ્ત! (ત્યારપછી) (તે ઘેરમાં) ગમેતો પાણીઓમાંના (પાણી) આવે, ગમેતો ઓરવરોમાંના (ઓરવર) આવે, (તથા) ગમેતો અમશાસ્પંદોમાંના (અમશાસ્પંદ) આવે.

૨૧. જ્યારે કોઈબી તોખમોમાંનો જેવો કે જુદા ઈમાનવાળો (તથા) જુદા મજ-

---

* એ ફકરાની સમજ બાબે જુઓ એજ પરગરદના ૨ જા ફકરાની નીચે આપેલો ખોલાસો.

† પીતરાઈ–મશીઆઈ ભાઈનો છોકરો અથવા પીતરેણુ–મશીઅન બેહેનની છોકરી (દારમેસ્તેતે).

‡ જુઓ એજ પરગરદના પેહેલા ફકરામાં આપેલી નોટ.

§ પાંચમી પેહેડીનો સગો, પાંચમી પેહેડીની સગી (સ્પીગલ); ભતરીજા–ભાણેજનો છોકરો, ભતરીજી–ભાણજીની છોકરી (હારલે); પીતરાઈ ભાઈ–પીતરેણુ બેહેનનો પૌત્ર–પૌત્રી (દારમેસ્તેતે).

હબવાળો મરી જાએ, ત્યારે પેદાએશોમાંની સપેનામીનોની કેટલી ( પેદાએશને ) (તે) હમરીત કરેછે (તથા) કેટલી (પેદાએશને) (તે) પતરીત કરેછે?*

૨૨. ત્યારે હોરમજદે કહ્યું કે એક દેડકા† (જેને) મરી ગયાને એક વરસથી વધારે થવાથી (તેનું) જેહેર સુકઈ ગએલું (હોએ) તેની માફક (તે જુદા મજહબવાળાને ગણવો); કારણ કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત! (તે) બે પગવાળો સાંપની ખસલતનો દરવંદ તેમજ નાપાક આશ્મોગ જીવતાં જીવત પેદાએશોમાંની સપેનામીનોની (પેદાએશને) હમરીત કરેછે (તથા) જીવતાં જીવત પતરીત કરેછે.

૨૩. (તે નાપાક આશ્મોગ) જીવતાં જીવત પાણીને ખરાબ કરેછે; જીવતાં જીવત આતશને બુજાવી નાખેછે; જીવતાં જીવત ગાએ ઢોરને ચોરી લઈ જાએછે; જીવતાં જીવત અશો માણસને બેશુદ્ધ થઈ જાએ (તથા) જાન જતોરેહે તેવો ફટકો મારેછે; (પણ જ્યારે તે) મરી ગએલો (હોએછે ત્યારે તે) એ પ્રમાણે નથી (કરતો).

૨૪. કારણ કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત! (તે) બે પગવાળો સાંપની ખસલતનો દરવંદ તેમજ નાપાક આશ્મોગ જીવતાં જીવત અશો માણસનો પુશ્કળ ખોરાક, તથા (તેનાં) કપડાં, (તથા તેની) લાકડાંની બનાવેલી ચીજો તથા નમદો (અથવા તેનું બિછાંનું), તથા (તેની) લોહોડાંની વસ્તુ લઈ લેછે; (પણ જ્યારે તે) મરી ગએલો (હોએછે ત્યારે તે) એ પ્રમાણે નથી (કરતો).

**ખોલાસોઃ**—(નાપાક આશ્મોગ મુવા પછી અશો માણસને તથા દાદાર હોરમજદની ભલી પેદાએશને કોઈબી રીતે ઈજા પોંહોંચાડી શકતો નથી.)

---

## પરગરદ ૧૩ મી.

૧. આએ પેદાએશો જે સપેનામીનોની પેદા કીધેલી પેદાએશ છે, તેઓમાંની સપેનામીનોને લગતી તે કઈ પેદાએશ તમામ બામદાદના વખતથી તે આફતાબ તલુ થાએ ત્યાંહાંસુધી‡ અંગ્રેમેન્યુશને હજાર ધણા મારનાર તરીકે તેની સાંમે જાએછે?

---

* વળી એ ફકરાનો અર્થ નીચે પ્રમાણે બી થઈ શકેઃ—જ્યારે (જરતોશ્તી) બુન્યાદનો કોઈ ગુજરી જાએ, કે જે જુદા ઈમાનવાળો (તથા) જુદા મજહબવાળો (હોએ), ત્યારે પેદાએશોમાંની સપેનામીનોની કેટલી (પેદાએશને) તે હમરીત કરેછે (તથા) કેટલી (પેદાએશને) પતરીત કરેછે? (ઈઆને કોઈ જરતોશ્તી જુદદીન થઈ જાએ તો તેનાં સગાંવાહાલાંઓએ તેને કેવો ગણવો?)

† 'વજગ' નો અર્થ સોસવાટ તથા જેહેરી ગરોલી બી કરવામાં આવ્યોછે; વિછુ (હારલે).

‡ ઈઆને સવારના ઝઝકલાંના વખતથી તે સુરજ ઉગે ત્યાંહાંસુધી.

૨. ત્યારે હોરમજ્દે કહ્યું કે પોહોળાં માથાંવાળો કાંટાદાર વંઘ્રહાપર* (નામનો) કુતરો, જેને હલકે વાધેના લોકો દુજકના નામથી બોલેછે† (તે કુતરો) આએ પેદાએશો કે જે સપેનામીનોની પેદા કીધેલી પેદાએશ છે તેઓમાંની સપેનામીનોને લગતી તે પેદાએશ તમામ બામદાદના વખતથી તે આફતાબ તલુ થાએ ત્યાંહાંસુધી, અંગ્રેમેન્યુશને હજાર ધણા મારનાર તરીકે તેની સાંભે જાએછે.

૩. અએ સઉથી પવિત્ર જરતોશત! (તે) પોહોળાં માથાંવાળો કાંટાદાર વંઘ્રહાપર (નામનો) કુતરો જેને હલકે વાધેના લોકો દુજકના નામથી બોલેછે, તેને જે શખ્સ મારેછે‡ (તે શખ્સ) પોતાના રવાનને ૯ પેઢી સુધી મારતું રાખેછે.

એઓમાંનો જે કોઈ જીવતાં જીવત તાબેદારી§ (કરીને) (પોતાના ગુનાહની) તોબેશ નથી કરતો, તેને માટે ચિન્વત પુલ પોંહોંચવાને મુશ્કેલ પૂડેછે.

**ખોલાસો**:—(જે શખ્સ વંઘ્રહાપર નામના કુતરાને માર્યા પછી, પોતે ઘણું અનઘટતું કીધું એવું સમજીને, ફરીથી તેમ નહી કરવાને પોતાના કીધેલા ગુનાહને માટે પસ્તાવો નથી કરતો, તે શખ્સના મુવા પછી તેના રવાનને પેલી જેહાંનમાં જતાં ચિન્વત પુલ પસાર કરવો મુશ્કેળ પડેછે.)

૪. અએ દાદાર! જે શખ્સ પોહોળાં માથાંવાળો કાંટાદાર વંઘ્રહાપર ( નામનો ) કુતરો, જેને હલકે વાધેના લોકો દુજકના નામથી બોલેછે તેને મારેતો તેને વાસ્તે શું શિક્ષા છે? ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના ગુનેહગાર તનને માટે (તે શખ્સે) ઘોડાના ચાબુકથી હાંકી કાહાડવામાંના ૧૦૦૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડવાં જોઇએ, ( તથા ) સ્રઓષો-ચરન નામના કોરડાથી ૧૦૦૦ ( નુકસાનકારક જાનવરોને ) (હાંકી કાહાડવાં જોઇએ ).‖

૫. આએ પેદાએશો જે અંગ્રેમેન્યુશની પેદા કીધેલી પેદાએશ છે, તેઓમાંની અંગ્રેમેન્યુશને લગતી તે કોઈ પેદાએશ તમામ સવારના ઝઝકલાંનાં વખતથી તે સુરજ ઉગે ત્યાંહાંસુધી, સપેનામીનોને હજાર ધણા મારનાર તરીકે તેની સાંભે જાએછે?

૬. ત્યારે હોરમજ્દે કહ્યું કે, અએ સઉથી પવિત્ર જરતોશત! જઇરિમ્યંઘ્રઉર નામનો દેવ જેને હલકે વાધેના લોકો જઇરિમ્યાકના નામથી બોલેછે ( તે ), આએ

* પ્રોફેસર દારમેસ્તેતે એ બોલનો અર્થ "ઝાડીનું ડુક્કર, સીસોલિયું" કરીને અલંકાર રીતે અંધારાંને નાબુદ કરનારા સૂર્યના કીરણ સાથે સરખાવેછે.

† અથવા જેને માણુસો ખોટી રીતે દુજક કરીને કેહેછે.

‡ અસલ એબારતમાં "માર્યું" (**જનત**) છે.

§ સરોશ ઈજદને ભેટ આપીને (દારમેસ્તેતે).

‖ એની સમજ બાબે જુઓ ૩ જી પરગરદના ૩૬ મા ફકરાના તરજુમાની નીચે આપેલો ખોલાસો.

પેદાએશો કે જે અંગ્રેમેન્યુશની પેદા કીધેલી પેદાએશ છે તેઓમાંની અંગ્રેમેન્યુશને લગતી તે પેદાએશ તમામ સવારના ઝઝકલાંના વખતથી તે સુરજ ઉગે ત્યાંહાંસુધી, સપેનામીનોને હજાર ઘણા મારનાર તરીકે તેની સાંમે જાએછે.

૭. અએ સઉથી પવિત્ર જરતોશ્ત! જઇરિમ્યંઘ્નઉર (નામનો) દેવ જેને હલકે વાઘેના લોકો જઇરિમ્યાકના નામથી બોલેછે, તેને જે શખ્સ મારેછે તો (અગાઉ કીધેલાં પાપને માટે) તેના મને, વચને (તથા) કાંમે પતેત કીધેલી ગણાએ; (તથા) તેના મને, વચને, (તથા) કાંમે (અગાઉના કીધેલાં પાપને માટે) તોજેશ કીધેલી ગણાએ.*

ખોલાસોઃ—(નીચે ૮ મા ફકરાથી તે એ પરગરદની લગભગ આખેરી સુધી કુતરાને લગતી બીના આવેલીછેઃ—જેમકે કેટલી જાતના કુતરાઓ છે તથા તેઓમાંના દરેકનું કામ શું છે; કુતરાને જખમી કીધાથી અથવા તેઓને મારી નાખ્યાથી તે મારનાર શખ્સ કેટલો ગુનેહગાર થાએછે; કુતરાને ખરાબ ખોરાક આપ્યાથી તે ખોરાક આપનાર શખ્સ કેટલો ગુનેહગાર થાએછે; કુતરો મુગો તથા હરખાએલો થાએ ત્યારે શું ઉપાયો કામે લગાડવા; કુતરાની શું શું ખાસિયતો હોએછે ઈત્યાદિ. એ લખાણ પેહેલ્લી નજરે જોતાં જરા કઢંગું લાગશે, પણ જ્યારે આપણ જોઈશું કે વંદીદાદના જેટલા ઘણાંજ પુરાતમ વખતમાં, વરૂઓ તથા ચોરોનો ઉપદ્રવ ઘણો હતો, તથા જે વખતે માણસોને પોતાના જાન માલની સલામતીને માટે હાલના જેવી સગવડો નહી હતી તે વખતે, મોહોલ્લાની તથા ગાએ ઢોરની પાસબાની કરનારા કુતરાઓ ઘણાજ ઉપયોગી જાનવરો ગણાવા જોઇએ. આએ ૧૩ મી પરગરદમાં આવેલી કુતરાને લગતી બાબદને આપણને હાલની નજરે જોવી નહી જોઇએ; પણ વંદીદાદના કદીમ વખતની લોકોની હાલત તથા બિજી આસપાસની બાબદોને સારીપેઠે ધેઆનમાં લઇને પછી તેવી નજરે એ બાબદો જોવી જોઇએ, અને તેમ કીધાથી એ કુતરાને લગતી બીના કોઇબી રીતે બેહુદી તથા કઢંગી લાગશે નહી.)

૮. જે શખ્સ આએ પશુની પાસબાની કરનારા કુતરાઓમાંના, મોહોલ્લાની પાસબાની કરનારા કુતરાઓમાંના, વોહુ—નજગ (ઇઆને ખર્કસ્તર તથા મુવેલાંને ખાનાર) કુતરાઓમાંના તથા દ્રખ્તો—હુનર‡ (નામના) કુતરાઓમાંના કોઇબી (કુતરાને)

---

* એ પરગરદમાં ૧–૪ ફકરાઓની મુકાબેલ ૫–૭ ફકરા આવેલાછે. પેહેલ્લા ફકરાઓમાં જણાવેલા વંઘ્રહાપર નામના કુતરાને ઘણુંજ ઉપયોગી જાનવર ગણીને તેને મારવાને માટે મ્હોટી સજા ફરમાવેલીછે. એથી ઉલટું, ૭ મા ફકરામાં એવું જણાવેછે કે, જે શખ્સ જઈરિમ્યંઘ્નઉર નામના દેવને મારે તેનું સવાબ અગાઉ કીધેલાં ગુનાહ ભરેલાં કામનેમાટે તે શખ્સે તોજેશ કીધા બરાબરનું ગણવું એ ૭ મા ફકરાની મુકાબેલ જુઓ ૭ મી પરગરદનો ૫૧ મો ફકરો.

‡ 'દ્રખ્તો—હુનર' નો અસલ અર્થ 'હુનર શિખેલો, કેલવાએલો' થાએછે.

મારી નાખેછે, (તેનું) પોતાનું રવાન આપરી આગળથી (ઇઆને આએ દુનિયાંમાંથી) વધારે પોકારતું તથા વધારે દુ:ખી પેલી જેહાંનમાં જાએછે; જે પ્રમાણે એક ભયંકર, દરામણા તથા સઉથી મ્હોટાં જંગલમાં વરૂ (માણસોને બીહીવડાવેછે તે પ્રમાણે કુતરાને મારનારનું રવાન પેલી દુનિયાંમાં જતી વખતે બીહેછે).

૯. (તે કુતરાને મારનાર શખ્સના) મરણ (પછી) બિજું રવાન* તે (કુતરાને મારનાર)ના પોતાના રવાન સાથે દોસ્તી નથી કરતું, (તેથી કરીને તે કુતરાને મારનારનું રવાન) (પેલી) જેહાંનમાં પોકારતું તથા દુ:ખી (રેહેછે). (તેના) મરણ પછી (ચિન્વત) પુલની ચોકસી કરનારા બે કુતરા પણ તેની સંગત નથી કરતા, (તેથી તેનું રવાન) (પેલી) જેહાંનમાં પોકારતું તથા દુ:ખી (રેહેછે).

જે બે (રવાનો)માંનું બિજું (રવાન) તે રશ્ને રાસ્ત ઈજ્દ છે.

૧૦. જે શખ્સ પશુની પાસબાની કરનારા (અથવા ભરવાડનાં) કુતરાને જખમ કરેછે, અથવા તેનો કાન કાપી નાખેછે, અથવા તેના પગની નેસ કાપી નાખેછે, (ત્યારપછી) તે પશુ ઢોરના ઝાંપામાં ચોર અથવા વરૂ આવીને કોઇને નહી જણાએ તેમ, (તે) ઝાંપામાંથી કાંઈ માલ—મિલકત (ઇઆને પશુ ઢોર) લઈ જાએછે તો, તે ચોરાએલાં પશુનેમાટે (તે કુતરાને જખમ કરનાર શખ્સ) તે જગોએ તોજેશ કરે; અને કુતરાનો જખમ જાણીજોઇને કીધો તેની શિક્ષામાં (તે ધણી) તોજેશ કરે.

૧૧. જે શખ્સ મોહોલ્લાની પાસબાની કરનારા કુતરાને જખમ કરેછે, અથવા તો તેનો કાન કાપી નાખેછે, અથવા તેના પગની નેસ કાપી નાખેછે, (ત્યાર પછી) તે મોહોલ્લામાં ચોર અથવાતો વરૂ આવીને કોઇને નહી જણાએ તેમ (તે) મોહોલ્લામાંથી કાંઈ માલ—મિલકત લઈ જાએછે તો, તે ચોરાએલા માલને માટે (તે કુતરાને જખમ કરનાર શખ્સ) તે જગોએ તોજેશ કરે; અને કુતરાનો જખમ જાણીજોઇને કીધો તેની શિક્ષામાં (તે ધણી) તોજેશ કરે.

૧૨. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! (જો) કોઈ શખ્સ પશુની પાસબાની કરનાર (અથવા ભરવાડના) કુતરાને બેશુદ્ધ થઈ જાએ (તથા) જાન જતો રેહે તેવો ફટકો મારેછે તો તેને વાસ્તે શું શિક્ષા છે?†

ત્યારે હોરમજ્દે કેહ્યું કે તેના ગુનેહગાર તનનેમાટે (તે શખ્સે) ઘોડાના ચાબુકથી હાંકી કાહાડવામાંના ૮૦૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડવાં જોઇએ,

* "બિજું રવાન" તે કોણનું તે વિશે એ ફ્રકરાની આખેરીએ જણાવેછે.

† ૧૨—૧૬ એ ફ્રકરાઓમાં જુદી જુદી જાતના કુતરાઓને ઈજા પોહોંચે તેવી રીતે જખમી કીધાથી તે જખમ કરનાર શખ્સને શું શિક્ષા કરવી તે બાબે લખાણ આવેલુંછે.

(તથા) સ્રઓષો—ચરન નામના કોરડાથી ૮૦૦ (નુકસાનકારક જાનવરોને) (હાંકી કાહાડવાં જોઈએ).*

૧૩. અએ દાદાર! (જો) કોઈ શખ્સ મોહોલ્લાની પાસબાની કરનારા કુતરાને બેશુદ્ધ થઈ જાએ (તથા) જાન જતો રેહે તેવો ફટકો મારેછે તો તેને વાસ્તે શું શિક્ષા છે? ત્યારે હોરમજ્દે કેહ્યું કે તેના ગુનેહગાર તનનેમાટે (તે શખ્સે) ઘોડાના ચાબુકથી હાંકી કાહાડવામાંના ૭૦૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડવાં જોઈએ, (તથા) સ્રઓષો—ચરન નામના કોરડાથી ૭૦૦ (નુકસાનકારક જાનવરોને) (હાંકી કાહાડવાં જોઇએ).*

૧૪. અએ દાદાર! (જો) કોઈ શખ્સ વોહુ—નજગ (ઇઆને ખર્ફસ્તર તથા મુવેલાંને ખાનાર) કુતરાને બેશુદ્ધ થઈ જાએ (તથા) જાન જતો રેહે તેવો ફટકો મારેછે તો તેને વાસ્તે શું શિક્ષા છે? ત્યારે હોરમજ્દે કેહ્યું કે તેના ગુનેહગાર તનનેમાટે (તે શખ્સે) ઘોડાના ચાબુકથી હાંકી કાહાડવામાંના ૬૦૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડવાં જોઇએ, (તથા) સ્રઓષો—ચરન નામના કોરડાથી ૬૦૦ (નુકસાનકારક જાનવરોને) (હાંકી કાહાડવાં જોઇએ).*

૧૫. અએ દાદાર! (જો) કોઈ શખ્સ તઉરૂન (અથવા નાધલા) કુતરાને બેશુદ્ધ થઈ જાએ (તથા) જાન જતો રેહે તેવો ફટકો મારેછે તો તેને વાસ્તે શું શિક્ષા છે?

ત્યારે હોરમજ્દે કેહ્યું કે (તે શખ્સે) ઘોડાના ચાબુકથી હાંકી કાહાડવામાંના ૫૦૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડવાં જોઇએ, (તથા) સ્રઓષો—ચરન નામના કોરડાથી ૫૦૦ (નુકસાનકારક જાનવરોને) (હાંકી કાહાડવાં જોઇએ).*

૧૬. પાણીમાં રેહેનારા ઉદ્ર સિવાએ જજ઼ુ,† વીજ઼ુ, સુકુરૂન‡, તેજ઼ દાંતવાળા ઉરૂપિ, પોતાની શક્તિવાળું કોહોલું (તથા) સપેનામીનોને લગતી પેદાએશના તમામ કુતરાની તોખમના જાનવરોને (મારવાને માટે) બી તેજ (શિક્ષા કહેલીછે).

**ખોલાસો:**—(ઉપર ૧૫ મા ફકરામાં તઉરૂન નામના કુતરાને મારી નાખવાને જે શિક્ષા ફરમાવીછે, તેજ શિક્ષા જે શખ્સ જજ઼ુ, વીજ઼ુ, સુકુરૂન ઇત્યાદિ કુતરાને મારી નાખે તેને કરવી; પણ ઉદ્ર નામના કુતરાને જે શખ્સ મારી નાખે તેને એ શિક્ષા નહી કરવી. તેને માટે વધારે સખ્ત શિક્ષા ૧૪ મી પરગરદમાં ફરમાવેલી છે.)

૧૭. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! પશુની પાસબાની કરનારા (અથવા ભરવાડના) કુતરાને માટે (તેની) લાએક જગા કયાંહાં છે?

---

* એની સમજ બાબે જુઓ ૩ જી પરગરદના ૩૬ મા ફકરાની નીચે આપેલો ખોલાસો.

† જજ઼ુ, વીજ઼ુ બોલોના ખોલાસા બાબે જુઓ પાંચમી પરગરદના ૩૨ મા ફકરાની બિજી નોટ.

‡ 'સુકુરૂન' નો સાધારણ અર્થ આંધળો સાત—આઠ દાહાડાનો કુતરો કરવામાં આવ્યોછે.

ત્યારે હોરમજ્દે કહ્યું કે (પશુના) વાડાથી એક યુજ્યસ્તિ જેટલી દૂર (તેની લાએક જગા હોવી જોઇએ), (કે જેથી કરીને) (અગરજો) ચોર તથા વરૂ (પશુ ચોરવા આવેતો) તેની ઉપર ધસારો કરવાને માટે (તે કુતરો) દોડી જાએ.

૧૮. અએ દાદાર! મોહોલ્લાની પાસબાની કરનારા કુતરાને માટે (તેની) લાએક જગા કયાંહાં છે? ત્યારે હોરમજ્દે કહ્યું કે મોહોલ્લાઓથી એક ફરસંગ જેટલા લાંબા રસ્તા તરફ (તેની જગા હોવી જોઇએ), (જેથી) (અગરજો) ચોર તથા વરૂ (કાંઈ ચીજ લઈ જવાને આવેતો) તેની ઉપર ધસારો કરવાનેમાટે (તે કુતરો) દોડી જાએ.

૧૯. અએ દાદાર! વોહુ–નજગ કુતરાને માટે (તેની) લાએક જગા કયાંહાં છે? ત્યારે હોરમજ્દે કહ્યું કે તે કુતરો હુનરોમાંનો કોઈબી (હુનર) ઇચ્છતો નથી, (પણ માત્ર) પોતાના તનને માટે પોષણ પસંદ કરેછે.

**ખોલાસોઃ**—(જેમ પસુશ–હઉર્વ કુતરો પશુઓની સંભાલ રખેછે તથા વિશ–હઉર્વ કુતરો મોહોલ્લાની તકેદારી રાખેછે, તે પ્રમાણે વોહુ–નજગ કુતરો જોકે કાંઈ હુનર ધરાવતો નથી, તોપણ કાંઈ બિજી રીતે તે ઉપયોગી થાએછે, તે એક ખર્ફસ્તર તથા મુવેલાંને ખાઈ જાએછે.)

૨૦. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! (જો) કોઈ શખ્સ પશુની પાસબાની કરનારા (અથવા ભરવાડના) કુતરાને ખરાબ ખોરાક આપેતો,* તે કામથી (તે શખ્સ) કેટલો ગુનેહગાર થાએછે? ત્યારે હોરમજ્દે કહ્યું કે આએ હાડમંદ દુનિયાંમાં સઉથી સરસ ઘેરના ઘરધણીને ખરાબ ખોરાક (કોઈ શખ્સ) આપે, તેથી જેટલો (તે શખ્સ) ગુનેહગાર થાએછે તેટલો (તે પશુની પાસબાની કરનારા કુતરાને ખરાબ ખોરાક આપનાર) (ગુનેહગાર થાએછે).†

૨૧. અએ દાદાર! (જો) કોઈ શખ્સ મોહોલ્લાની પાસબાની કરનારા કુતરાને ખરાબ ખોરાક આપેતો તે કામથી (તે) કેટલો ગુનેહગાર થાએછે? ત્યારે હોરમજ્દે કહ્યું કે આએ હાડમંદ દુનિયાંમાં વચલે વાઘેના ઘેરના ઘરધણીને ખરાબ ખોરાક (કોઈ શખ્સ) આપે, તેથી જેટલો (તે) ગુનેહગાર થાએછે તેટલો (તે મોહોલ્લાની પાસબાની કરનારા કુતરાને ખરાબ ખોરાક આપનાર) (ગુનેહગાર થાએછે).

૨૨. અએ દાદાર! (જો) કોઈ શખ્સ વોહુ–નજગ (ઇઆને ખર્ફસ્તર તથા

* જો કોઈ શખ્સ પશુની પાસબાની કરનારા કુતરાને ખોરાક વિનાનો કરે (ઈઆને તેને ખોરાક નહી આપે) (પ્રોફેસર હારલે). એ વીદ્વાન તરો બોલને સંસ્કૃત हीन (=વિના, ખુટ) ના જેવો અર્થ કરવાને દરૂસ્ત ધારેછે.

† ૨૦—૨૭ એ ફકરાઓમાં જુદી જુદી જાતના કુતરાઓને હલકો અથવા અધુરો ખોરાક આપ્યાથી તે આપનાર કેટલો ગુનેહગાર થાએછે તથા તેને શું શિક્ષા કરવી તે બાબે લખાણ આવેલુંછે.

મુવેલાંને ખાનાર ) કુતરાને ખરાબ ખોરાક આપેતો તે કામથી ( તે શખ્સ ) કેટલો ગુનેહગાર થાએછે ? ત્યારે હોરમજ્દે કહ્યું કે આહિંયાં ખચીત એક અશો માણસ આએ ઘેરમાં* આથ્રવનના જેવી આએ ખસલતો સાથે આવતો ( હોએ ), તેને ખરાબ ખોરાક (કોઈ શખ્સ) આપે, તેથી જેટલો ( તે ) ગુનેહગાર થાએછે તેટલો (તે વોહુ–નજગ કુતરાને હલકો ખોરાક આપનાર) (ગુનેહગાર થાએછે).†

૨૩. .અએ દાદાર ! (જો) કોઈ શખ્સ તઉરૂન (અથવા નાથલા) કુતરાને ખરાબ ખોરાક આપેતો તે કામથી (તે) કેટલો ગુનેહગાર થાએછે? ત્યારે હોરમજ્દે કહ્યું કે આએ હાડમંદ દુનિયાંમાં (કોઈ શખ્સ) એક સવાબકાર બચ્ચાંને પાપી કામ કરનાર કરે,‡ (તથા) (તે બચ્ચાંને) ખરાબ ખોરાક આપે, તેથી જેટલો ( તે ) ગુનેહગાર થાએછે તેટલો (તઉરૂન કુતરાને ખરાબ ખોરાક આપનાર) ( ગુનેહગાર થાએછે ).

૨૪. અએ દાદાર ! જે શખ્સ પશુની પાસબાની કરનારા (અથવા ભરવાડના) કુતરાને ખરાબ ખોરાક આપેછે તેને માટે શું શિક્ષા છે ? ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના ગુનેહગાર તનને માટે (તે શખ્સે) ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૨૦૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડવાં જોઇએ, (તથા) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૨૦૦ (નુકસાનકારક જાનવરોને) (હાંકી કાહાડવાં જોઇએ).§

૨૫. અએ દાદાર! જે શખ્સ મોહોલ્લાની પાસબાની કરનારા કુતરાને ખરાબ ખોરાક આપેછે તેને માટે શું શિક્ષા છે? ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના ગુનેહગાર તનનેમાટે (તે શખ્સે) ઘોડાના ચાબુકથી હાંકી કાહાડવામાંના ૯૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડવાં જોઇએ, (તથા) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૯૦ (નુકસાનકારક જાનવરોને) (હાંકી કાહાડવાં જોઇએ).§

૨૬. અએ દાદાર! જે શખ્સ વોહુ–નજગ (ઇઆને ખર્ફસ્તર તથા મુવેલાંને ખાનાર) કુતરાને ખરાબ ખોરાક આપેછે તેને માટે શું શિક્ષા છે ? ત્યારે હોરમજ્દે કહ્યું કે તેના ગુનેહગાર તનનેમાટે (તે શખ્સે) ઘોડાના ચાબુકથી હાંકી કાહાડવામાંના ૭૦ (નુકસાનકારક જાનવરોને) (હાંકી કાહાડવાં જોઇએ, (તથા) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૭૦ (નુકસાનકારક જાનવરોને) (હાંકી કાહાડવાં જોઇએ).§

* ઈઆને ખોરાક આપનારના ઘેરમાં, જે શખ્સ ખોરાક આપે તેના ઘેરમાં.

† આએ ફકરામાં વોહુ–નજગ કુતરાની મુકાબેલ અશો માણસને મુકવામાં આવ્યોછે, તેનો સબબ એવો દીસેછે કે એ બેહુ નસાના દુશ્મન છે.

‡ ભક્તિમાન માબાપને પેટે જન્મેલા તથા પોતાના કામોને માટે જવાબદાર થએલા એક જુવાન માણસને ખરાબ ખોરાક આપે (હારલે તથા દારમેસ્તેતે).

§ એની સમજ બાબે જુઓ ૩ જી પરગરદના ૩૬ મા ફકરાના તરજુમાની નીચે આપેલો ખોલાસો.

૨૭. અએ દાદાર! જે શખ્સ તઉરૂન (ઇઅઆને નાધલા) કુતરાને ખરાબ ખોરાક આપેછે તેનેમાટે શું શિક્ષા છે? ત્યારે હોરમજ્દે કહ્યું કે (તેણે) ઘોડાના ચાબુકથી હાંકી કાહાડવામાંના ૫૦(નુકસાનકારક જાનવરોને)હાંકી કાહાડવાં જોઇએ,(તથા) સ્રઓષો-ચરન નામના કોરડાથી ૫૦ (નુકસાનકારક જાનવરોને) (હાંકી કાહાડવાં જોઇએ).*

૨૮. કારણ કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત! આએ હાડમંદ દુનિયાંમાં પેદાએશોમાંની સપેનામીનોની (પેદાએશના) કુતરાઓ જેઓ ખાનારની આગળ ખાધા વગર ઉભા રેહેછે, (તથા) આખો વખત ચોકી કરનારા છતાં (કાંઈ ખોરાક) નહી પામનારા (હોએછે તો),† (તે કુતરાઓની ઉપર) જઇકી ઘણીજ જલદીથી આવેછે; તેટલા માટે ખોરાકોમાંનો દુધ, ચરબી તથા ગોશ્ત સાથનો (ખોરાક) (કુતરાને માટે) (માજદયસ્નો) લઈ જાએ (ઇઅઆને આપે). દરેક કુતરાનો લાએક ખોરાક આએ (ઇઅઆને દુધ, ચરબી તથા ગોશ્ત) છે.

**ખોલાસો**:—(એ પરગરદના ૨૯ થીતે ૩૮ મા ફકરા સુધી મુગા તથા હરખાએલા કુતરાને લગતી બીના આવેલીછે. તેમાં એવું જણાવેછે કે તે મુગા તથા હરખાએલા કુતરાના મોહોડાંની આસપાસ લાકડાંના કટકા મુકીને દોરીથી તેનું મોહોડું સીકરી લેવું, કે તેથી તે કુતરો કોઇને ડાપુ મારીને જખમી નહી કરે. બિજું એવું જણાવેછે કે, અગરજો તેનું મોહોડું ઉપર જણાવ્યા પ્રમાણે બાંધી લીધું નહી હોએ, અને જો કોઇને ડાપુ મારેતો, તેનું જોર કમતી કરવા સારૂં તેનો કાન તથા તેના પગની નેસ કાપી નાખવાને ફરમાવેછે.)

૨૯. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! અગરજો આએ માજદયસ્નીના ઘેરમાં (કોઈ) કુતરો મુગો અથવા હરખાએલો થાએતો,આએ માજદયસ્નો શું કરે?

૩૦. ત્યારે હોરમજ્દે કહ્યું કે છોલેલું લાકડું (ઇઅઆને છોલેલાં લાકડાંનો કટકો) તે (કુતરા)ની તે ગરદન આગળ (માજદયસ્નો) લઈ જાએ; ત્યારપછી (તે લાકડું) જો સુકું (હોએતો) ઇટિરડીના જેટલું મ્હોટું, (અને) લીલું (હોએતો) તેથી બેવડું તેનાં મોહોડાં સાથે મજબુત બાંધે.

૩૧. તે (મુગા અથવા હરખાએલા કુતરા)ને (માજદયસ્નો) બેહુ તરફથી મજબુત બાંધે (તથા) તેને બેહુ તરફથી સીકરી લે.

**ખોલાસો**:—(બેહુ તરફથી બાંધવાને ફરમાવેછે તેની મતલબ એવી દીસેછે કે, ૩૦ મા ફકરામાં જણાવ્યા પ્રમાણે બાંધ્યાથી તે કોઇને ડાપુ મારી નહી શકે.)

---

* એની સમજ બાબે જુઓ ૩ જી પરગરદના ૩૬ મા ફકરાના તરજુમાની નીચે આપેલો ખોલાસો.

† ઇઅઆને તેઓને કાંઈ ખોરાક નહી મળ્યો હોએતો.

(પણ) અગરજો (ઉપર જણાવ્યા મુજબ તેને) નહી (બાંધે), (અને તેથી જો) (તે) મુગો અથવા હરખાએલો કુતરો (કોઈ) પશુ અથવા માણસને જખમી કરેતો, જાણીજોઇને જખમ કીધેલાની શિક્ષામાં (તે નહી બાંધનાર શખ્સ) તોજેશ પાંમેલો થાએ.

૩૨. (અગરજો તે હરખાએલો કુતરો) પેહેલા પશુને ડાપુ મારે,* (અથવા) પેહેલા માણસને (કરડીને) જખમી કરેતો, (માઝ્દયસ્નો) તે (કુતરા)નો જમણો કાન કાપે. (જો તે કુતરો) બિજા પશુને ડાપુ મારે, (અથવા) બિજા માણસને (કરડીને) જખમી કરેતો, (માઝ્દયસ્નો) તેનો ડાબો કાન કાપે.

૩૩. (અગરજો તે હરખાએલો કુતરો) ત્રીજા પશુને ડાપુ મારે, (અથવા) ત્રીજા માણસને (કરડીને) જખમી કરે તો, (માઝ્દયસ્નો) તેના જમણા પગની નેસ કાપી નાખે. (જો તે કુતરો) ચોથા પશુને ડાપુ મારે, (અથવા) ચોથા માણસને (કરડીને) જખમી કરેતો, (માઝ્દયસ્નો) તેના ડાબા પગની નેસ કાપી નાખે.

૩૪. (જો તે હરખાએલો કુતરો) પાંચમા પશુને ડાપુ મારે, (અથવા) પાંચમા માણસને (કરડીને) જખમી કરેતો, (માઝ્દયસ્નો) તેની પુછડી કાપી નાખે. તે (કુતરા)ને (માઝ્દયસ્નો) બેહુ તરફથી મજબુત બાંધે (તથા) તેને બેહુ તરફથી સીકરી લે.

(પણ) અગરજો (ઉપર જણાવ્યા મુજબ તેને) નહી (બાંધે), (અને તેથી જો) (તે) મુગો અથવા હરખાએલો કુતરો (કોઈ) પશુ અથવા માણસને જખમી કરેતો, જાણીજોઇને જખમ કીધેલાની શિક્ષામાં (તે નહી બાંધનાર શખ્સ) તોજેશ પાંમેલો થાએ.

૩૫. અએ દાદાર ! અગરજો આએ માઝ્દયસ્નની ઘેરમાં (કોઈ) કુતરો ઠેકાંણે વગરની બુદ્ધિનો† અથવા હરખાએલો થાએતો, આએ માઝ્દયસ્નો શું કરે ?

ત્યારે હોરમજ્દે કહ્યું કે જેમ એક અશો (માણસ)ને માટે (માઝ્દયસ્નો) એલાજ શોધે તેમ તે (હરખાએલા કુતરા)ને માટે (કરે).

**ખોલાસો:**—(એની મતલબ એકે કોઈ અશો માણસ દેવાંનો થાએ, અને તેને માટે જેમ ઉપાય કરે તેમ હરખાએલા કુતરાને માટે કરવો.)

૩૬. અએ દાદાર ! જો ઇચ્છે, (પણ) મેળવી નહી શકેતો તે માઝ્દયસ્નો શું કરે ?

**ખોલાસો:**—(ઉપર ૩૫ મા ફકરામાં જણાવ્યા મુજબ હરખાએલા કુતરાને માટે ઉપાય કરવાને ચાહે, પણ તેમ બની શકતું નહી હોએ, અથવા કાંઈ અડચણ હોએતો તે માઝ્દયસ્નો બિજો શું ઉપાય કરે ?)

---

* **અવ-જન્** ધાતુનો અર્થ મારી નાખવું બી થાએછે, જુઓ ૧૪ મી પરગરદ, ફકરા ૫-૬; ૧૬ મી પરગરદ, ૧૨ મો ફકરો; ૧૯ પરગરદ, ૪૧ મો ફકરો.

† **અહાંમ-બઓધેમ્નો** બોલનો અર્થ "સુંઘવાની ઇંદ્રી વગરનો" બી થઈ શકે.

૩૭. ત્યારે હોરમજદે કહ્યું કે છોલેલું લાકડું (ઇઆને છોલેલાં લાકડાંનો કટકો તે (હરખાએલા કુતરા)ની તે ગરદન આગળ (માજદયસ્નો) લઈ જાએ; ત્યારપછી (તે લાકડું) જો સુક્કું (હોએતો) ઇટિરડીનાં જેટલું મ્હોટું, (અને) લીલું (હોએતો) તેથી બેવડું (લઇને) તેનાં મોહોડાં સાથે મજબુત બાંધે. તે (હરખાએલા કુતરા)ને (માજદયસ્નો) મજબુત બાંધે, તથા તેને સીકરી લે (ઇઆને તેનું મોહોડું મજબુત બાંધી લે).

૩૮. અગરજો (ઉપર ૩૭ મા ફકરામાં જણાવ્યા પ્રમાણે તેનું મોહોડું) નહી (બાંધી લે), (અને તેથી જો) (તે) ઠેકાંણે વગરની બુદ્ધિનો* કુતરો ખાડામાં અથવા કુવામાં અથવા ઉંડાણમાં, અથવા નાળાંમાં અથવાતો વેહેતાં પાણીમાં પડે, કે જેથી તે જખમી થાએ, (અને) જો (તે) જખમી થાએ તો, તે કામ કરવાથી† (તે કુતરાના પાલનારા) ગુનેહગાર થાએછે.

૩૯. (દાદાર હોરમજદ કેહેછે):—અએ જરતોશ્ત! હું કે જે હોરમજદ (તેણે) ગાએ ઢોરના વાડાઓના બંચાવને માટે પોતાના વસ્ત્ર સાથનો (ઇઆને ખુદરતી ઢાંકણ સાથનો), પોતાના જોડા સાથનો, તીક્ષ્ણ સુંઘવાની ઇંદ્રિનો, તેજ દાંતવાળો (તથા) માણસની સાથે દોડનારો‡ કુતરો પેદા કીધો. અહિયાં (ઇઆને આએ હાડમંદ દુનિયાંમાં) હું જે હોરમજદ (તેણે) મ્હોટાં (તથા) જોરાવર§ શરીરના કુતરાને પેદા કીધો; (સબબ કે) જ્યારે (તે કુતરો) ગાએ ઢોરના વાડાઓને માટે (તપાસ રાખનારો) હોએ, (ત્યારે તો તે) પુરતી હુશિયારીનો હોવો જોઇએ.

**ખોલાસો**:—(એની મતલબ એકે ચોકીકરનારો કુતરો ઘેલો હોએ તે નહી ચાલે.)

૪૦. (દાદાર હોરમજદ કેહેછે):—અએ સઉથી પવિત્ર જરતોશ્ત! (જ્યારે) તે (કુતરો) સાવધ આવાજનો હોએ¶ ત્યારે, ચોર અથવાતો વરૂ તે મોહોલ્લાઓમાં (આવીને) કોઇને નહી જણાએ તેવી રીતે તે મોહોલ્લાઓમાંથી (પશુ અથવા કાંઈ માલ–મિલકત) લઈ જંઈ નહી શકે.

**ખોલાસો**:—(તે વરૂ કેવું તેની સિફત નીચે જણાવેછે):—

---

* **અહાંમ–બઓધેમ્નો** બોલનો અર્થ "સુંઘવાની ઇંદ્રી વગરનો" બી થઈ શકે.

† ઈઆને એ પરગરદના ૩૭ મા ફકરામાં જણાવ્યા પ્રમાણે તેનું મોહોડું નહી બાંધ્યાથી.

‡ ઇઆને માણસનો વિશ્વાસુ–નિમક હલાલ. પ્રોફેસરો હારલે તથા દારમેસ્તેતે **વીરો–દ્રઓનંધ્ન–હેમ** નોઅર્થ "માણસ પાસેથી પોતાનો ખોરાક લેનારો" કરેછે.

§ **તૂરહે** નો અર્થ "તુરાની, ચોર, લુટારો, દુશ્મન, ખરાબ કામ કરનાર" બી થઈ શકેછે. એ પ્રમાણે લેતાં એ વાકયનો તરજુમો "લુટારા–દુશ્મનની સાંમે થવાને માટે મેં મ્હોટા શરીરના કુતરાને પેદા કીધો" એમ થઇ શકે.

¶ જ્યારે કુતરો સારી ખસલતનો તથા પોતાનો આવાજ સંભલાવવાને શેતાબ હોએછે (હારલે); અને જે કોઈ તેના આવાજથી જાગૃત થાએ (દારમેસ્તેતે).

પ્રાણઘાતક, ફારી ખાનાર, ફરએ, (તથા) (લોહી) ટિપાતું કરતાં (ઇઆને જાનવરને લોહીલુહાન કરનારાં) વરૂઓ (તે મોહોલ્લામાં આવી શકે નહી).*

૪૧. અએ દાદાર! તે બે વરૂમાંથી કીયું વધારે મોતકારક હોએ ?† અએ અશો હોરમજદ! કુતરાની સાથે વરૂ (માદા)ને સંબંધ થયાથી જે જન્મ પામે તે, કે વરૂને કુતરીની સાથે સંબંધ થયાથી જે પેદા થાએ તે?

ત્યારે હોરમજદે કહ્યું કે, અએ અશો જરતોશ્ત! તે બે વરૂમાંનું જે વરૂને કુતરીની સાથે સંબંધ થયાથી જે જન્મ પામે તેના કરતાં કુતરાની સાથે વરૂ માદાને સંબંધ થયાથી જે પેદા થાએ તે વધારે મોતકારક હોએછે.

૪૨. (જ્યારે વરૂ) ગાએ ઢોરના વાડાનો નાશ કરવાને (આવેછે), ત્યારે પશુની પાસબાની કરનારા તથા મોહોલ્લાની ચોકી કરનારા તથા વોહુ–નજગ તથા દ્રખ્તો–હુનર (કુતરાઓ) માંના તે કુતરાઓ દોડી જાએછે‡. બિજા કુતરાના કરતાં તે (વરૂ માદાથી પેદા થએલા કુતરા) વધારે મોતકારક તથા વધારે ખરાબ ચાલચલણના તથા ગાએ ઢોરનો વધારે નાશ કરનારા થાએછે.

૪૩. (જ્યારે વરૂ) ગાએ ઢોરના વાડાનો નાશ કરવાને (આવેછે), ત્યારે તે (વરૂ અને કુતરીની તોખમથી પેદા થએલાં વરૂ) દોડી આવેછે. બિજાં વરૂના કરતાં તે (ઉપર જણાવેલાં) વરૂ વધારે મોતકારક તથા વધારે ખરાબ ચાલચલણના તથા ગાએ ઢોરને વધારે નાશ કરનારાં થાએછે.

૪૪. દરેક કુતરાની આઠ ખાસિયત (હોએછે). તેની (એક) ખાસિયત આથ્રવન (ઇઆને દસ્તુર–મોબેદ)ના જેવી હોએછે; તેની (બિજી) ખાસિયત રથેશ્તાર (ઇઆને પેહેલવાન)ના જેવી હોએછે; તેની (ત્રીજી) ખાસિયત (દેશની) વૃદ્ધિ કરનાર ખેડુતના જેવી હોએછે; તેની (ચોથી) ખાસિયત હલકી પદવીવાળા માણસના§ જેવી હોએછે; તેની (પાંચમી) ખાસિયત ચોરના જેવી હોએછે; તેની (છઠ્ઠી) ખાસિયત ફારી ખાનારા જાનવરના જેવી હોએછે; તેની (સાતમી) ખાસિયત વેશ્યાના જેવી હોએછે; (તથા) તેની (આઠમી) ખાસિયત બચ્ચાંના જેવી હોએછે.

---

* પ્રોફેસરો હારલે તથા દારમેસ્તેતે **જાથ્વ, સ્ચાંથ્વ**, પોઇથ્વ, **સ્નએજ ન**–એ બોલોને કર્મણિ વાચ્યમાં લેછે. તે વરૂ માર ખાધેલાં, ચીરઇ ગએલાં, હાંકી કાહાડેલાં અને નાહાસી ગએલાં થશે (દારમેસ્તેતે).

† તે બેમાંનું કીયું વરૂ વધારે મારી નાખવા લાએક છે (દારમેસ્તેતે).

‡ ઉપર જણાવ્યા પ્રમાણેના સંભોગથી જે કુતરા પેદા થાએછે તે, ભરવાડના, મોહોલ્લાની ચોકી કરનારા ઈત્યાદિ કુતરાઓ ઉપર હુમલો કરેછે (હારલે); કારણકે કુતરા તથા વરૂ માદાના સંભોગથી એવા કુતરા પેદા થાએછે કે તેઓ ભરવાડના, મોહોલ્લાની પાસબાની કરનારા ઈત્યાદિ કુતરાઓની ઉપર હુમલો કરેછે તથા ગાએ ઢોરના વાડાનો નાશ કરેછે ( દારમેસ્તેતે ).

§ ગામડિયો ( સ્પીગલ ); ગોલામ ( હારલે ); ભટકતો ગાનાર ( દારમેસ્તેતે ).

**ખોલાસોઃ**—(ઉપર ૪૪ મા ફકરામાં કુતરાની આઠ ખાસિયત જણાવ્યા પછી, તે ખાસિયતો કેવી રીતની તે વિશે નીચે ૪૫-૪૮ મા ફકરામાં વર્ણન કરેછે.)

૪૫. (કુતરો) આથ્રવનની માફક અંદાજાસર ખોરાક ખાએછે; આથ્રવનની માફક સંતોષી (હોએછે); આથ્રવનની માફક દુઃખ ખમી જનારો (હોએછે); આથ્રવનની માફક થોડો ભટકનારો (હોએછે).* (ઉપર જણાવેલી) આથ્રવનની ખાસિયતો તેનામાં હોએછે.

રથેશ્તાર (ઈઆને પેહેલવાન)ની માફક (કુતરો) (શેકાર) પેહેલ્લાં જીતનાર (અથવા લશ્કરની હરોલમાં આગળ જનાર) (હોએછે); રથેશ્તારની માફક સારી પેદાએશના ગાએ ઢોરને માટે લડેછે.† રથેશ્તારની માફક ઘેરની આગળ અને પાછળ ચોકી કરનાર (હોએછે). (ઉપર જણાવેલી) રથેશ્તારની ખાસિયતો તેનામાં હોએછે.

૪૬. (દેશની) વૃદ્ધિ કરનાર ખેડુતની માફક (કુતરો) જાગૃતિથી તમામ ઉંઘ કાહાડનાર નથી;‡ (દેશની) વૃદ્ધિ કરનાર ખેડુતની માફક ઘેરની આગળ અને પાછળ ચોકસી કરનારો (હોએછે); (દેશની) વૃદ્ધિ કરનાર ખેડુતની માફક ઘેરની પાછળ અને આગળ ચોકસી કરનારો (હોએછે).§ (ઉપર જણાવેલી) (દેશની) વૃદ્ધિ કરનાર ખેડુતની ખાસિયતો તેનામાં હોએછે.

હલકી પદવીવાળા માણસની માફક (કુતરો) રાગ કાહાડનાર (હોએછે); હલકી પદવીવાળા માણસની માફક નજદીકમાં જખ્મ કરનારો (હોએછે); હલકી પદવીવાળા માણસની માફક "રેહેવાનું મુકામ તથા ખોરાક (તેને) ઘણુંજ સસ્તું મળેછે"‖. (ઉપર જણાવેલી) હલકી પદવીવાળા માણસની ખાસિયતો તેનામાં હોએછે.

૪૭. ચોરની માફક (કુતરો) અંધારૂ શોધનારો (હોએછે); ચોરની માફક રાતના ભટકનારો (હોએછે); ચોરની માફક પકાવ્યા વગરનો ખોરાક ખાનારો¶ (હોએછે), ચોરની માફક ખરાબ ચાલચલણનો (હોએછે). (ઉપર જણાવેલી) ચોરની ખાસિયતો તેનામાં હોએછે.

---

* ઈઆને પોતાના ધણીના ઘેરની તથા ગાએ ઢોરના વાડાની ચોકસી કરવાને વધારે ખંતી રેહેછે.

† ઈઆને ગાએ ઢોરને ચોર તથા વરૂના હુમલાથી બંચાવેછે.

‡ ઈઆને આલસુની મિસાલે ઘણો ઉંઘ ખેંચનારો નથી, પણ સાવધ રેહેછે.

§ ખેડુતની માફક ગાએ ઢોરને વાડામાંથી લઈને તેઓની આગળ ચાલેછે; તથા ગાએ ઢોરને પાછાં વાડામાં લાવવા માટે તેઓની પુઠે ચાલેછે (હારલે); ખેડુતની માફક (ગાએ ઢોરને વાડામાંથી લઈને) પોતાના ઘેરમાંથી તે સઉથી પેહેલાં બાહાર નિકળેછે; ખેડુતની માફક (ગાએ ઢોરને પાછાં વાડામાં લાવતાં) પોતાનાં ઘેરમાં તે સઉથી છેલ્લો પાછો આવેછે (દારમેસ્તેતે).

‖ ડાકટર સ્પીગલ.

¶ નફ્ટ—બેશરમ ખોરાક ખાનાર (દારમેસ્તેતે); પોતે તૈયાર નહી કીધેલો ખોરાક ખાનાર (હારલે).

ફારી ખાનારાં જાનવરની માફક (કુતરો) અંધારૂ શોધનારો (હોએછે); ફારી ખાનારાં જાનવરની માફક રાતના ભટકનારો (હોએછે); ફારી ખાનારાં જાનવરની માફક દરયા વગરનો ખોરાક ખાનારો (હોએછે); ફારી ખાનારાં જાનવરની માફક ખરાબ ચાલ ચલણનો (હોએછે). (ઉપર જણાવેલી) ફારી ખાનારાં જાનવરની ખાસિયતો તેનામાં હોએછે.

૪૮. વેશ્યાની માફક (કુતરો) રાગ કાહાડનાર (હોએછે); વેશ્યાની માફક નજ઼દીકમાં જખ્મ કરનારો* (હોએછે); વેશ્યાની માફક રસ્તામાં ભટકનારો (હોએછે); વેશ્યાની માફક "રેહેવાનું મુકામ તથા ખોરાક ઘણુંજ સસ્તું મળેછે". (ઉપર જણાવેલી) વેશ્યાની ખાસિયતો તેનામાં હોએછે.

બચ્ચાંની માફક (કુતરો) ઉંઘ કાહાડનારો (હોએછે); બચ્ચાંની માફક લાડ કરનારો (હોએછે); બચ્ચાંની માફક લાંબી જ઼બાનનો (ઈઆને વારે ઘડીએ બુમપાડનારો) (હોએછે); બચ્ચાંની માફક આસપાસ દોડનારો (હોએછે). (ઉપર જણાવેલી) બચ્ચાંની ખાસિયતો તેનામાં હોએછે.

૪૯. અગરજો આએ મારા ઘેરમાં તે બે (જાતના કુતરા) કે જે પશુની ચોકસી કરનાર કુતરો તથા મોહોલ્લાની પાસબાની કરનાર કુતરો ફરે હરેતો, (તેઓને) (માજ઼દયસ્નોએ) દૂર હાંકી નહી કાહાડવા જોઇએ,† (સબબકે) અગરજો પશુની ચોકી કરનાર કુતરો અથવા મોહોલ્લાની પાસબાની કરનાર કુતરો નહી હોએતો, હોરમજ઼દની પેદા કીધેલી (આએ) જ઼મીન ઊપર તે મારૂ ઘેર ઉસ્તેવાર રહી શકે નહી.

**ખોલાસો:**—(જે મોહોલ્લામાં અથવા ઘેરમાં પશુની પાસબાની કરનારા અથવા તો મોહોલ્લાની પાસબાની કરનારા કુતરા નહી હોએતો, તેથી કાંઈ તે મોહોલ્લાના ઘેર નીચે તુટી નથી પડતાં, પણ એની મતલબ એકે જો એ બે જાતના કુતરા નહી હોએતો, વરૂઓ તથા ચોરોના હુમલાથી હમેશાં ધાસ્તીમાં રેહેવું પડે; ઘેરના જાનવરો તથા માલ–મિલકત લુટાઈ જાએ.)

૫૦. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર ! અગરજો કોઈ કુતરૂ મરી જાએ; (જો તે કુતરી હોએ અને તેની) જનવાની શક્તિ જતી રહેલી (હોએ), (અ-

---

* ઈઆને નજદીક હોએ ત્યારે કરડીને જખમ કરનાર. વગર બોલાવવે ઘુસનાર (દારમેસ્તેતે).

† અગરજો **ન્માનનાંમ્ ચરતોને** બદલે પ્રોફેસર વેસ્તરગાર્ડના કીમતી અવસ્તાના પુસ્તકની નોટમાં આપ્યા પ્રમાણે **ન્માનનાંમચ રતવો** લઈએતો એ વાક્યનો અર્થ નીચે મુજબ થઈ શકેછે:— આએ (માજદયસ્ની) ઘેરોના સરદારોએ (ઈઆને ઘેર ધણીઓએ) પશુની પાસબાની કરનાર તથા મોહોલ્લાની પાસબાની કરનાર એ બે (જાતના) મારા કુતરાને દૂર હાંકી કાહાડવા નહી જોઈએ.

થવા તો કુતરો હોએ અને તેની) મની સુકઈ ગએલી (હોએ) તો, તે (કુતરાં)ની બુદ્ધિ (અથવા આત્મા) કયાંહાં જાએછે?

૫૧. ત્યારે હોરમજદે કહ્યું કે, અએ સઉથી પવિત્ર જરતોશત! પાણીના ચશ્મામાં (તે કુતરાંનો આત્મા) જાએછે. તે તરફ નારી જાતના ૧૦૦૦ કુતરાંમાંથી (તથા) નર જાતના ૧૦૦૦ કુતરાંમાંથી બે ઉદ્ર જે નર અને માદાનું જોડું તે ઉત્પન્ન થાએછે.*

ઉદ્રને મારી નાખનાર ખેતીનો નાશ કરનારી પાણીની ટિપણી ઉત્પન્ન કરેછે.

**ખોલાસો**:—(ઉપલા વાક્યની મતલબ એકે ઉદ્ર જેનો સાધારણ અર્થ "સગે આબી" ઈઆને પાણીમાં રેહેનારો કુતરો કરવામાં આવ્યોછે, તેને મારી નાખ્યાથી તે શેહેરમાં પાણીની ટિપણી પડેછે. વળી પાણીની ટિપણીને લીધે તે દેશમાં બિજી શું શું ખરાબીઓ આવેછે, તથા તે ખરાબીઓને દૂર કરવાને માટે શું કરવું, તે બાબે નીચે ૫૨ મા ફકરાથી તે એ પરગરદની સેવટ સુધી બયાન આવેલુંછે.)

૫૨. ત્યારથી† તે જગામાંથી તથા શેહેરમાંથી પુરકળપણું, આબાદી, સુખાકારી, તંદરોસ્તી, ચઢતી કળા, વૃદ્ધિ, વધારો તથા અનાજ અને ઘાંસ ચારાની જીઆદતી (એ સઘળું) દૂર જતું રેહેછે.‡

**ખોલાસો**:-(ટુકાંમાં કેહીએતો તે દેશની તમામ આબાદી ઓછી થઈ જાએછે.)

૫૩. અએ દાદાર! તે જગામાં તથા શેહેરમાં§ પુરકળપણું, આબાદી, સુખાકારી, તંદરોસ્તી, ચઢતી કળા, વૃદ્ધિ, વધારો તથા અનાજ અને ઘાંસ ચારાની જીઆદતી હમારે માટે કયારે પાછી આવે?

૫૪. ત્યારે હોરમજદે કહ્યું કે, અએ સઉથી પવિત્ર જરતોશત! તેની આગમચ¶ તે જગામાં તથા શેહેરમાં પુરકળપણું, આબાદી, સુખાકારી, તંદરોસ્તી, ચઢતી કળા, વૃદ્ધિ, વધારો તથા અનાજ અને ઘાંસ ચારાની જીઆદતી પાછી આવે નહી.

૫૫. જ્યાંહાંસુધી (તે) ઉદ્રને મારનારને ત્યાંહાં મારે, અથવાતો તે ઉદ્રના ભલાં રવાનને ત્રણ દિવસ તથા ત્રણ રાત સુધી (ઈઆને આખા ત્રણ દાહાડા સુધી) બલતા આતશની સનમુખ, પાંથરેલી (અથવા બાંધેલી?) બરસમથી (તથા) જોશ આવતા હોમથી (માજદયસ્નો) ઈજે.

---

* એની મતલબ એવી દીસેછે કે એક હજાર કુતરા તથા એક હજાર કુતરીમાંથી માત્ર બે ઉદ્ર ઉત્પન્ન થાએછે, ઈઆને એક ઉદ્રને એક હજાર કુતરાની બરાબર સમજવો.

† ઈઆને ઉદ્રને મારી નાખ્યું હોએ તે દાહાડેથી.

‡ અસલ એબારતમાં "દૂર જતું રેહું" (=**પર...અક્ષતત**) છે.

§ ઈઆને ઉદ્રને મારી નાખ્યું હોએ તે શેહેરમાં.

¶ શાની આગમચ તે વિશે નીચે ૫૫ મા ફકરામાં જણાવેછે.

૫૬. ત્યારપછી* તે જગામાં તથા શેહેરમાં પુશ્કળપણું, આબાદી, સુખાકારી, તંદરોસ્તી, ચઢતી કળા, વૃદ્ધિ, વધારો તથા અનાજ અને ઘાંસ ચારાની જીઆદતી પાછી આવેછે.†

## પરગરદ ૧૪ મી.‡

૧. જરતોશ્તે હોરમજ્દને પુછ્યું કે, હાડમંદ મુલ્કોના અએ ઘણોજ વૃદ્ધિ કરનાર, મીનો, અશો પેદા કરનાર હોરમજ્દ ! જે શખ્સ પાણીમાં રેહેનારૂં ઉદ્ર, જે નારી જાતીના ૧૦૦૦ કુતરાંમાંથી (તથા) નર જાતીના ૧૦૦૦ કુતરાંમાંથી (ઉત્પન્ન થાએછે), તેને બેશુદ્ધ થઈ જાએ ( તથા ) જાન જતો રેહે તેવો ફટકો મારે તો તેને વાસ્તે શું શિક્ષા છે ?

૨. ત્યારે હોરમજ્દે કહ્યું કે (તે શખ્સે) ઘોડાના ચાબુકથી હાંકી કાહાડવામાંના ૧૦૦૦૦ (નુકસાનકારક જાનવરો) હાંકી કાહાડવાં જોઇએ, (તથા) સ્રઓષો-ચરન નામના કોરડાથી ૧૦૦૦૦ (નુકસાનકારક જાનવરો) (હાંકી કાહાડવાં જોઇએ).

---

* ઈઆને તે ઉદ્રને મારનારને માર્યાપછી, અથવા તે ઉદ્રના રવાનને ત્રણ દાહાડા સુધી ઈજ્યા પછી.

† એક શખ્સ જેણે માજદયસ્ની દીનની પવિત્રાઈને લગતા કામની જોઈતી માહિતગારી નહી મેળવ્યા છતાં, મુવેલાંને અડકીને રીમન થએલા શખ્સની રીમની ઉતારીને તેને પાક કરવાનું માથે લે, તેથી જેટલી ખરાબી કહેલીછે, તેટલીજ ખરાબી ઉદ્રને મારી નાખ્યાથી થાએછે. જુઓ પરગરદ ૯ મી, ફકરા ૫૨–૫૭; તથા પરગરદ ૧૩ મી, ફકરા ૫૨–૫૬

‡ આએ ૧૪ મી પરગરદમાં ઉદ્ર જેનો સાધારણ અર્થ જેમ આગળ જણાવ્યું તેમ પાણીમાં રેહેનારો કુતરો કરીને થાએછે, તેને મારી નાખનારને શિક્ષા કરવાને લગતી બીના આવેલીછે. ઉદ્ર નામના જાનવરને મારી નાખ્યાથી શું ખરાબી થાએછે, તથા તે ખરાબી કેમ મટી શકેછે, તે વિશે આગળ ૧૩ મી પરગરદના ૫૧–૫૬ મા ફકરાસુધી લખાણ આવેલુંછે. આએ આખી ૧૪ મી પરગરદમાં ઉદ્રને મારી નાખનારનેમાટે જે શિક્ષા તથા દંડ ફરમાવેલોછે, તે તમામ શિક્ષા તથા દંડ એકજ શખ્સને માટે ઘણુંજ મુશ્કેલ, બલકે મધ્યમ સંપત્તિવાળા શખ્સથીબી નહી બને એવું થઈ પડે. પણ એવી રીતે લેવું કે, એ પરગરદના દરેક ફકરામાં જુદી જુદી જાતની શિક્ષા કહેલીછે, તેમાંની ગમે તે એકુ શિક્ષાને તે ઉદ્રને મારી નાખનાર શખ્સે તાબે થવું:–જેમકે તે શખ્સે પોતાના ગુનાહની તોજેશ તરીકે ૧૦૦૦૦ કીડી મકોડી, સાંપ, વિછુ ઈત્યાદિ મારવાં, કે તેથી માજદયસ્નોને માથેથી એટલી પીડા ઓછી થાએ, અથવા તો તે ગુનેહગાર શખ્સે ખેડુતનાં તમામ હથિયારો, અથવા તો રથેસ્તાર ઈઆને પાદશાહ–પેહેલવાનના તમામ હથિયારો, અથવા તો ખેતીને લાએકની થોડીએક જમીન ઈત્યાદિ તેના ગુનાહની શિક્ષા તરીકે આપવી. એ પરગરદના દરેક ફકરાની પછી " અથવા " નો બોલ આપણી તરફથી લેવો પડેછે, અને એ પ્રમાણે કેટલીએક વખતે અસલ અવસ્તાના લખાણમાં " અથવા " નો બોલ વા નહી આવ્યા છતાં તરજુમો કરતી વખતે તે બોલ લેવો પડેછે. એની સાબેતીમાં જુઓ ૫ મી પરગરદના ૩—૪ તથા ૬—૭ એ ફકરાઓનો તરજુમો; ૭ મી પરગરદના ૪ થા તથા ૭૫ મા ફકરાનો તરજુમો; તથા ૮ મી પરગરદના ૧૬ મા ફકરાનો તરજુમો.

(તે ગુનાહની) તોજેશ તરીકે (પોતાના) રવાનનેમાટે સારીપેઠે કાપેલાં; પરીક્ષા કીધેલાં (તથા) સુક્કાં એસમના ભારાઓમાંના ૧૦૦૦૦ (ભારા) હોરમજદના આતશને માટે ભલી અશોઇમાં* (તે ઉદ્રને મારનાર શખ્સે) આપવા જોઇએ.

૩. (અથવા) (તે ગુનાહની) તોજેશ તરીકે (પોતાના) રવાનનેમાટે ઉર્વાસ્ન અથવા વોહૂ–ગઓન અથવા વોહૂ–કેરેતિ અથવા હધાનએપતના† અથવાનો હરેક કોઈ ઘણાજ ખુશબોદાર ઝાડના નરમ એસમના ભારાઓમાંના ૧૦૦૦૦ (ભારા) (તે ઉદ્રને મારનાર શખ્સે) હોરમજદના આતશનેમાટે ભલી અશોઇમાં* આપવા જોઇએ.

૪. (અથવા) (તે ગુનાહની) તોજેશ તરીકે (પોતાના) રવાનનેમાટે બરસમ (બનાવવા) નેમાટે‡ સાદરીઓમાંની ૧૦૦૦૦ (સાદરી) (તે ઉદ્રને મારનાર શખ્સે) પાંથરવી જોઇએ. આએ ઝાડ જેને હધાનએપાત કેહેછે તેનો એકઠો કીધેલો રસ (તથા) તેની સાથે પવિત્ર કીધેલી (તથા) ચોકસી કીધેલી, (કે જે) નેક માણસથી પાક કીધેલી (તથા) નેક માણસથી ચોકસી કીધેલી§ હોમને લગતી (તથા) જીવામને લગતી ભેટોમાંની ૧૦૦૦૦ (ભેટ) (તે ઉદ્રને મારનાર શખ્સે) ભલા પાણીને માટે ભલી અશોઇમાં* આપવી જોઇએ.

૫. (અથવા) (તે ઉદ્રને મારનાર શખ્સે) પેટે ચાલનારા સાંપોમાંના ૧૦૦૦૦ (સાંપ) મારવા જોઇએ; (તથા) કુતરાની સુરતના (તથા) કરચલાંના જેવા સાંપોમાંના ૧૦૦૦૦ (સાંપ) મારવા જોઇએ; (તથા) કાચબાઓમાંના¶ ૧૦૦૦૦ (કાચબા) મારવા જોઇએ; (તથા) દમ લેનારા (ઇઆને જમીન ઉપર રેહેનારા) દેડકાઓમાંના ૧૦૦૦૦ (દેડકા) મારવા જોઇએ; (તથા) પાણીમાં રેહેનારા દેડકાઓમાંના ૧૦૦૦૦ (દેડકા) મારવા જોઇએ; (તથા) દાનો ખેંચી લઈ જનારી કીડીઓમાંની ૧૦૦૦૦ (કીડી) મારવી જોઇએ; (તથા) ચટકો મારનારી,‖ નાઘલી (તથા) દુષ્ટ કીડીઓમાંની ૧૦૦૦૦ (કીડી) મારવી જોઇએ.

---

* ઈઆને સારી દાઆનતથી, પોતાના ખરાં અતઃકરણથી.

† સાધારણ રીતે એ બોલોનો અર્થ "સુખડ, લોબાન, અગર, તથા દાડમના ઝાડનું લાકડું" કીધોછે.

‡ ઇઆને ક્રિયાના આલાતો મુકવાનો ગાલીચો બનાવવાનેમાટે.

§ **દહ્મો–યઓજ્દાતનાંમ્ દહ્મો–પઈરિધ્રહર્શ્તનાંમ્**–એ બોલો **યઓજ્દાતનાંમ્ પઈરિધ્રહર્શ્તનાંમ્**ની શરેહના છે.

¶ વિષ્ણુ (ડાકટર સ્પીગલ તથા પ્રોફેસર હારલે).

‖ **'અરએક'** બોલ એ ત્રણ રીતે સમજાવી શકાએછે.–૧—સંસ્કૃત રેક (=છુટું–જુદું પડવું) ઉપરથી સાથે જનાર, હારબન જનાર, તોળાંના તોળાંજનાર. ૨—સંસ્કૃત રેખા (=સીધું) ઉપરથી આડું, દુષ્ટ. પ્રોફેસર હારલે એ બોલને સંસ્કૃત **આરેલય** સાથે સરખાવીને એનો અર્થ દુઃખ દેનાર, અથવા હિયાંતિયાં દોડનાર (સંસ્કૃત **લેખ્** ઉપરથી). એ પ્રમાણે લેતાં **અરએક** બોલમાં શરૂઆતના 'અ' ને "આ" (=તરફ) સમજવો.

૬. (અથવા) (તે ઉદ્રને મારનાર શખ્સે) ગલીચીમાં ફરનારાં મચ્છરોમાંના* ૧૦૦૦૦ (મચ્છર) મારવાં જોઇએ; તથા ગંધાતી માંખોમાંની ૧૦૦૦૦ (માંખ) મારવી જોઇએ; તથા બરશ્નૂમની ક્રિયાનેમાટે નાહીને એકાંત જગાએ બેસવાને લગતા ખાડાઓમાંના ૧૦૦૦૦ (ખાડા) આએ જમીન ઉપર (તે ઉદ્રને મારનારે) ખોદવા જોઇએ. (તે ગુનાહની) તોજેશ તરીકે (પોતાના) રવાનનેમાટે આતશના ૧૪ આલાતો† અશો માણસોનેમાટે ભલી અશોઈમાં (તે ઉદ્રને મારનારે) આપવાં જોઇએ.

૭. આતશને રોશણ રાખવાનું સાધન, આતશને સલગાવનારૂં સાધન, અફરગાંનિયું પાક કરવાનું હથિયાર, આતશને ગરમી આપનારૂં હથિયાર, આતશને વધારનારૂં હથિયાર (જેમકે પંખો), આતશને સુકું રાખવાનું હથિયાર,‡ (અફરગાંનિયું) જે નીચેના ભાગ તરફથી પોહોળું (અને) ઉપરના ભાગ તરફથી સાંકડું, તેજ ધારવાળો (તથા) તેજ અણીવાળો (લાકડાં ઇત્યાદિ ફારવાનો) વાંસલો, (તથા) તેજ ધારવાળો (તથા) તેજ અણીવાળો (લાકડાં ઇત્યાદિ ફારવાનો) છરો, કે જેથી તે માજદયસ્નો હોરમજદના આતશનેમાટે પરીક્ષા કરે (ઇઆને એસમને છોલે તથા સાફસુફ કરે). (એ આલાતો) (તે ગુનાહની) તોજેશ તરીકે (પોતાના) રવાનનેમાટે અશો માણસોને માટે ભલી અશોઇમાં (તે ઉદ્રને મારનાર શખ્સે) આપવાં જોઇએ.

૮. (અથવા) (તે ગુનાહની) તોજેશ તરીકે (પોતાના) રવાનનેમાટે આથ્રવનના તમામ આલાતો§ અશો માણસોને માટે (તે ઉદ્રને મારનાર શખ્સે) ભલી અશોઇમાં આપવાં જોઇએ. જે આલાતોમાંના આથ્રવનને માટે (આએ નીચે જણાવેલાં આલાતો તે ઉદ્રને મારનાર શખ્સે આપવાં જોઇએ):—ખનજર, ગોશ્ત ઈઆ દુધ મુકવાની રકાબી, પદાન, સ્રઓષો—ચરનથી ખર્ફસ્તરને મારવાનું હથિયાર, ઉપરથી છાહારી—રગરો ઇત્યાદિ કાહાડી નાખવાનું વાસણ,¶ (હોમ કુતવાને માટે) કાએદા પ્રમાણે બનાવેલી બે હાવનીમ, હોમ મુકવાની રકાબી તથા બરસમ (એ બધાં આથ્રવનના આલાતો) (તે ઉદ્રને મારનારે અશો માણસોનેમાટે ખરાં દિલથી આપવાં જોઇએ).

૯. (અથવા) (તે ગુનાહની) તોજેશ તરીકે (પોતાના) રવાનને માટે રથેશતારના (ઈઆને પાદશાહ—પેહેલવાનના) તમામ હથિયારો અશો માણસોને માટે (તે ઉદ્રને

---

* ઉંદર (સ્પીગલ); જમીન ઉપરના કીડા (દારમેસ્તેતે); એક જાતનું અનાજ ખાઈજનાર જાનવર (રિકર્ટ).

† ઇઆને આતશ બેહેરાંમના કામમાં આવે તેવાં ૭ મા ફકરામાં જણાવેલાં ઓજાર.

‡ ઈઆને આતશને જાલવી રાખવાનું સાધન, જેમકે ગાંઠના લાકડાં.

§ ઇઆને દસ્તુર—મોબેદને જરતોસ્તી ધરમને લગતી ક્રિયાનેમાટે કામમાં આવે તેવાં આલાતો.

¶ ગાળેલો હોમ મુકવાની રકાબી (હારલે); હોમ તથા ઓરવરામનો રસ મુકવાના પ્યાલીઆં (દારમેસ્તેતે).

મારનાર શખ્સે) ભલી અશોઇમાં આપવાં જોઇએ. જે હથિયારોમાંના રથેશ્તારને માટે (આએ નીચે જણાવેલાં હથિયારો તે ઉદ્રને મારનાર શખ્સે આપવાં જોઇએ):—પેહેલ્લું (હથિયાર), ભાલો; બિજું (હથિયાર), તલવાર; ત્રીજું (હથિયાર), ગુરજ; ચોથું (હથિયાર), કામઠું; પાંચમું (હથિયાર), (પકડવાને માટે) મંડાએલા હાથા સાથની તથા ૩૦ લોહોડાંનાં ઢુંગરા સાથની ઢાલ;* છઠું (હથિયાર), ગોફણ (તથા) તેની સાથે બાજુ જેટલી લાંબી તાંતની દોરી તથા ૩૦ ગોફણના પત્થર; સાતમું (હથિયાર), બખ્તર; આઠમું (હથિયાર), ગરદનપટો; નવમું (હથિયાર), (લડાઈમાં જખમ નહી વાગે તેટલા માટે) મોહોડાં ઉપર મુકવાની લોહોડાંની જાલ;† દશમું (હથિયાર), લડાઈની ટોપી; અગીઆરમું (હથિયાર), કમરબંદ; બારમું (હથિયાર), જાંગમાં પેહેરવાનું બખ્તર—(એ બધાં રથેશ્તારના હથિયારો) (તે ઉદ્રને મારનાર શખ્સે અશો માણસોનેમાટે ખરાં દિલથી આપવાં જોઇએ).

૧૦. (અથવા) (તે ગુનાહની) તોજેશ તરીકે (પોતાના) રવાનને માટે (દેશની) વૃદ્ધિ કરનાર ખેડુતનાં તમામ હથિયારો અશો માણસોનેમાટે (તે ઉદ્રને મારનાર શખ્સે) ભલી અશોઇમાં આપવાં જોઇએ. (દેશની) વૃદ્ધિ કરનાર ખેડુતના હથિયારોમાંના (નીચે જણાવેલા હથિયારો તે ઉદ્રને મારનાર શખ્સે આપવાં જોઇએ):—જમીનમાં દાણા રોપવાનું હથિયાર,‡ જુસરીમાં જોડેલાં બે ખેતીના જાનવર, ગાએ ઢોર ઇત્યાદિને ધણાજ હાંકવાનો કોરડો, પત્થરની ખાણી, ઉપરના ભાગવાળું ભાહારી એવું જે અનાજ છુંદવાનું–દરવાનું હથિયાર (અથવા ઘટી)—(એ બધાં ખેડુતનાં હથિયારો) (તે ઉદ્રને મારનાર શખ્સે અશો માણસોને માટે ખરાં દિલથી આપવાં જોઇએ).

૧૧. (અથવા) કામ કરાવનારનેમાટે (ઇઆને કારખાંનાના ધણીનેમાટે) (તેના કારખાનામાં કામ કરનારા માણસોને) પાછો બોલાવતો ઘાંટ,§ કોઇ વખતે રૂપાંનો (અને) કોઇ વખતે સોનાનો, (તે ઉદ્રને મારનારે અશો માણસોનેમાટે આપવો જોઇએ).

---

* ખાંધપટા સાથના તથા પિત્તલની અણીવાળા ૩૦ તીરનો ભાથડો (દારમેસ્તેતે); ખાંધપટા સાથના તથા લોહોડાંની અણીવાળા ૩૦ તીરનો ભાથડો (હારલે).

† બખ્તરની નીચે પેહેરવાનો લાંબો જભ્ભો (દારમેસ્તેતે).

‡ હળ, હોળ (પ્રોફેસરો હારલે તથા દારમેસ્તેતે).

§ **કાંસ્તેમ્ પઇતિશ્–હરેજેમ્ વરેજયન્તેમ્**–એ બોલોનો ખાતરી ભરેલો અર્થ જણાયો નથી; જુદી જુદી રીતે કરવામાં આવ્યોછેઃ—દાબમાં રાખવાની તથા મજબુત લગામ (સ્પીગલ); કામ કરતી વખતે (બલદોને) મારવાનો તથા ચમકાવવાનો ચાબુક (હારલે); ખોદવાનો તથા ખેતી કરવાનો પાવડો (દારમેસ્તેતે).

અએ દાદાર ! જ્યારે રૂપાંનો (ધાંટ) (આપે ત્યારે તે) કેટલી (કીમતનો) (હોએ)?
ત્યારે હોરમજ્દે કહ્યું કે ઘોડાની કીમત જેટલો.

અએ દાદાર ! જ્યારે સોનાનો (ધાંટ) (આપે ત્યારે તે) કેટલી (કીમતનો) (હોએ)?
ત્યારે હોરમજ્દે કહ્યું કે ઉંઠની કીમત જેટલો.

૧૨. (અથવા) (તે ગુનાહની) તોજેશ તરીકે (પોતાના) રવાનનેમાટે પાણીનો વેહેતો ઝરો અશો માણસોનેમાટે (તે ઉદ્રને મારનારે) ભલી અશોઇમાં આપવો જોઇએ.

અએ દાદાર ! જ્યારે પાણીનો ઝરો (આપે ત્યારે તે) કેટલા (કદનો) ( હોએ ) ?
ત્યારે હોરમજ્દે કહ્યું કે સ્પા (માપ) જેટલો ઉંડો (તથા) સ્પા (માપ) જેટલો પોહોળો.

૧૩. (અથવા) (તે ગુનાહની) તોજેશ તરીકે ( પોતાના) રવાનને માટે ખેતી કરવા લાએક (તથા) પાણી સીપવા લાએક જમીન અશો માણસોને માટે (તે ઉદ્રને મારનાર શખ્સે) ભલી અશોઇમાં આપવી જોઇએ.

અએ દાદાર ! જ્યારે (ખેતી લાએક જમીન આપે ત્યારે) તે જમીન કેટલી (હોએ)?
ત્યારે હોરમજ્દે કહ્યું કે તે (ખેતીને લાએક જમીન) પાણીની બે વખત નેહેર ચલાવ્યાથી જેટલી (જમીન) કપાએલી થાએ* (તેટલી ખેતીને લાએકની જમીન) (તે ઉદ્રને મારનાર શખ્સે અશો માણસોને માટે આપવી જોઇએ).

**ખોલાસો**:—(એની મતલબ એવી દીસેછે કે ખેતીને લાએકની જમીનમાં પાણીની બે વખત નેહેર ચલાવ્યાથી જ્યાંહાંસુધી પાણી જઇને અટકે, તેટલી જમીન તે ઉદ્રને મારનાર શખ્સે અશો માણસોને માટે આપવી જોઇએ.)

૧૪. (અથવા) (તે ગુનાહની) તોજેશ તરીકે (પોતાના) રવાનને માટે તાજાં ધાંસવાળું† (તથા) નવ હાસર‡ લાંબા તબેલા સાથનું એક ઘેર અશો માણસોને માટે (તે ઉદ્રને મારનાર શખ્સે) ભલી અશોઇમાં આપવું જોઇએ.

અએ દાદાર ! તે ઘેર કેવું (ઇઆને કેટલું લાંબું–પોહોળું હોવું જોઇએ) ?
ત્યારે હોરમજ્દે કહ્યું કે સઉથી આગળના ભાગમાં ૧૨ વીતાર, વચલા ભાગમાં ૯ વીતાર, (અને) સઉથી નીચલા (ઈઆને પાછલા ભાગમાં) ૬ વીતાર (હોએ).§

---

* એ વખત ખોડયાથી જમીનમાંથી પાણી નિકળી આવે ( ડાકટર સ્પીગલ ).

† નવ જાતના ધાંસવાળું ( ડાકટર સ્પીગલ તથા પ્રોફેસર યુસ્તિ ).

‡ હાસર=એક હજાર કદમનું માપ.

§ ૧૨, ૯ તથા ૬ વીતાર શું ? પોહોળું કે ઉંચું–તે વિશે અવસ્તાની અસલ એબારતમાં કાંઈ જણાવ્યું નથી. પેહેલવીમાંબી કાંઈ આપ્યું નથી,ફકત બોલેબોલ તરજુમો કીધોછે. પ્રોફેસર યુસ્તિ બી બોલેબોલ તરજુમો કરીને શક ભરેલી રીતે જણાવેછે કે ૧૨ વીતાર જેટલું ઉંચું, ૯ વીતાર જેટલું લાંબું તથા ૬ વીતાર જેટલું પોહોળું. બિજા યુરોપિયન વિદ્વાનોએ એ બાબે ખાતરી ભરેલો ખોલાસો કીધો નથી. વીતાર એ જગા માપવાનું એક જાતનું માપ છે, જેમ હાલમાં ગજ, વાર,ફુટ ઈત્યાદિ છે તેમ.

(તે ગુનાહની) તોજેશ તરીકે (પોતાના) રવાનનેમાટે ગાદી સાથની સુંદર બીછાવેલી બેઠક અશો માણસોને માટે (તે ઉદ્રને મારનાર શખ્સે) ભલી અશોઈમાં આપવી જોઇએ.

૧૫. (અથવા) (તે ગુનાહની) તોજેશ તરીકે (પોતાના) રવાનને માટે તદન કુમારી-(તથા) ખાવંદની નજદીક નહી ગએલી એવી એક કન્યા અશો માણસોને માટે (તે ઉદ્રને મારનાર શખ્સે) ભલી અશોઈમાં આપવી જોઇએ.

અએ દાદાર ! તે કન્યા કોણ (હોવી જોઇએ) ?

ત્યારે હોરમજદે કહ્યું કે (તે ઉદ્રને મારનાર શખ્સની) પંદર વરસની ઉપરની સારી ચાલ ચલણની **(તથા)** કાનમાં લુલક **સાથની** (પોતાની) બેહેન અથવા (પોતાની) છોકરીને અશો માણસ સાથે લગનમાં પરણાવી આપે.

૧૬. (અથવા) (તે ગુનાહની) તોજેશ તરીકે (પોતાના) રવાનને માટે માફકસર કદના ૧૪ પશુ અશો માણસોને માટે (તે ઉદ્રને મારનાર શખ્સે) ભલી અશોઈમાં આપવાં જોઇએ. (તે ઉદ્રને મારનાર શખ્સે) કુતરીના ૧૪ બચ્ચાંને પાલવાં જોઇએ. (તે ઉદ્રને મારનાર શખ્સે) વેહેતાં પાણી ઊપરથી ૧૪ પુલ પોંહોંચતા કરવા જોઇએ.*

૧૭. (અથવા) (તે ઉદ્રને મારનાર શખ્સે) નાલાએક પોષણવાળા કાસદોમાંના† ૧૮ (કાસદો)ને માટે લાએક ખોરાક કરવો જોઇએ.

**ખોલાસો:**—(તે ઉદ્રને મારી નાખનારે પોતાના ગુનાહની તોજેશ તરીકે ૧૮ ભુખ્યા મુસાફરોને ખવરાવવાનેમાટે તેઓને લાએકનો ખોરાક બનાવવો જોઈએ કે તેઓ ખાઇને ધરાએ.)

(તે ઉદ્રને મારનાર શખ્સે) અઢાર કુતરીને ચીમોરી, ખોરો તથા કોહોવાટથી તથા તમામ સઉથી ખરાબ (ચીજો)થી આસપાસ સાફ સુફ કરવી જોઇએ, કે જે (ચીમોરી, કોહોવાટ ઇત્યાદિ) તે કુતરીને થયો હોએ.

(તે ઉદ્રને મારનાર શખ્સે) અશો માણસોમાંના ૧૮ (અશો માણસોને) ગોસ્તને

---

* [illegible]યાને ૧૪ પુલ બંધાવી આપવા જોઈએ. આએ ઠેકાણે પુલની મતલબ પાણીના ઝરા ઉપરથી ચાલીને [illegible] માત્ર જવાઈ શકાએ એવા સાંકડા પુલ સમજવા. એની મુકાબેલ જુઓ ૧૮ મી પરગરદનો [illegible] મો ફકરો.

† અગરજો **અશ્તનાંમ** બોલને **અસ્તનાંમ** ગણીએ તો તેનો અર્થ "જગા" થાએ, જેમકે મેહેર યશ્તના ૪૪ મા ફકરામાં **વોઉરૂ-અશ્તેમ** બોલ **મએથનેમ** ના વિશેષણ તરીકે આવેલોછે. એ પ્રમાણે લેતાં એ વક્યનો અર્થ નીચે મુજબ થઈ શકે:—"નાલાએક પોષણવાળી જગાઓમાંની ૧૮ (જગાને [illegible] ઇયાને ૧૮ જમીનના કટકાને માટે) લાએક ખોરાક કરવો જોઇએ." એની મતલબ કદાચ એમ થઈ શકે કે ૧૮ જમીનના કટકા જે વેરાન પડી રહ્યા હોએ તેની ઉપર કોશેશ કરીને તે જગાને ખેતીને લાએક કરે.

માટે અથવા ખોરાકને માટે, અથવા દારૂને માટે, અથવા શરાબને માટે* ધંધે—રોજગારે લગાડવા જોઇએ.†

**ખોલાસો:**—(તે ઉદ્રને મારી નાખનારે પોતાના ગુનાહની તોજેશને માટે ૧૮ અશો માણુસો જેઓ ધંધા રોજગાર વગરના હોએ તેઓને ચાકરીએ લગાડવા જોઇએ, કે તેથી તેઓ પોતાની કમાણીમાંથી ગોશ્ત, દારૂ ઈત્યાદિનો ખોરાક ખાઇને પોતાનું ગુજરાન આસુદગીથી કરવાને શક્તિવાન થાએ.)

૧૮. અશો (માણુસ) ને માટે તોજેશ કરવા સારૂં આએ તેની શિક્ષા છે (તથા) આએ તેની પ્રાયશ્ચિત છે; તોજેશ નહી કરનારને માટે (એ શિક્ષા) નથી, કારણ કે (તે શખ્સ તો) ખરેખર દરૂજના મુકામમાં જવાનો છે.

**ખોલાસો:**—(ઉદ્રને મારી નાખનારને માટે એ પરગરદમાં જે શિક્ષા કેહીછે તે, જે શખ્સ પોતાના ગુનાહને માટે તોજેશ કરે તેનેમાટે છે; એ શિક્ષા ખમ્યા પછી તે શખ્સનો ગુનાહ માફ થાએછે, તેને કપાલે ચોંટી રેહેતો નથી. પણ જે શખ્સ ઉદ્રને મારી નાખવાનો ગુનાહ કીધા પછી તેને માટે પસ્તાવો નહી કરે, તેવા શખ્સને માટે એ શિક્ષા નથી; તેવા શખ્સો તો મુવા પછી દેવ દરૂજના મુકામને લાએક થશે.)

---

# પરગરદ ૧૫ મી.

૧. (પેગમબર જરતોશ્તે હોરમજદને પુછયું કે, અએ દાદાર !) તે કામો કેટલાં (છે) કે જે હાડમંદ દુનિયાંનાં લોકો પતેત કર્યા વગર (તથા) તોજેશ કર્યા વગર અમુલમાં લાવીને કરેછે, જે કામ કરવાથી (તેઓ) એ પ્રમાણે તંનાફુર થાએછે ?

---

* ગોસ્ત, ખોરાક, દારૂ તથા શરાબના બોલો અસલ એબારતમાં ૬ ઠી એકવચનમાં છે, એની સમજ નીચે મુજબ આપી શકાએ:—જેમ અંગ્રેજી તથા ફ્રેંચ ભાષાઓમાં કેટલાએક ચોકસ ક્રિયાપદો પોતાની પછીના આવતાં નામને ચોકસ વિભક્તિમાં લેછે, ઈઆને કોઈ ક્રિયાપદ પોતાની પછીનું આવતું નામ ચોથી વિભક્તિમાં અને કોઈ છઠ્ઠી વિભક્તિમાં લેછે:—જેમકે અંગ્રેજીમાં To deprive of, To approve of, To wish for &c.; તથા ફ્રેંચ ભાષામાં:—Se mêler de quelque-chose, Jouer de la flûte, se souvenir de cela, faire de son mieux, songer à soi, monter à cheval &c. એ પ્રમાણે આએ ૧૭ મા ફકરામાં આવેલા **વારભ્રયએત** ક્રિયાપદે પોતાની પછીના આવતાં નામોને છઠ્ઠી વિભક્તિમાં લીધાં હોએ.

† તે ઉદ્રને મારનાર શખ્સે ૧૮ અશો માણુસોને માટે ગોસ્ત, રોટલી, દારૂ તથા શરાબનો ખોરાક પુરો પાડવો જોઈએ (પ્રોફેસરો સ્પીગલ, યૂસ્તિ, હારલે તથા દારમેસ્તેતે).

૨. ત્યારે હોરમજ્દે કહ્યું કે, અએ અશો જરતોશ્ત ! પાંચ. આએ કામોમાંનું પેહેલું (કામ) જે માણસો કરેછે તે આએ (નીચે જણાવેલુંછે):—જે શખ્સ અશો માણસને બિજા વરણવાળો અથવા બિજા મજ્હબવાળો અથવા વધારે હલકા સખુનવાળો (ઈઆને હલકી નીતિવાળો) વિચારે,* (તથા) જાણીબુજીને પોતાની અક્કલથી તે ગુનાહ કરે તો, તે કામ કરવાથી (તેઓ) એ પ્રમાણે તનાફુર થાએછે.

ખોલાસો:—(કોઈ માણસ અશો હોવા છતાં, જો કોઈ બિજો શખ્સ અદાવતને લીધે, ઇઆ કાંઈ પોતાની ખાનગી મતલબને માટે, તે રાસ્ત માણસ તરફ જાણીબુજીને હલકું મત રાખે તથા તેના ધરમ સંબંધી એતેકાદ બાબે ખોટું ગુમાન રાખે તો, તેમ કરનાર તનાફુર ઈઆને ગુનેહગાર થાએછે.)

૩. આએ કામોમાંનું બિજું (કામ) જે માણસો કરેછે તે આએ (નીચે જણાવેલુંછે):—જે શખ્સ પશુની પાસબાની કરનારા (ઇઆને ભરવાડના) કુતરાને અથવાતો મોહોલ્લાની પાસબાની કરનારા કુતરાને ચવાએ નહી તેવાં હાડકાંઓમાંના (હાડકાં) આપે, અથવાતો ગરમ ખોરાકોમાંનો (ગરમ ખોરાક) (આપે).

૪. અને જો તે હાડકાં (તે કુતરાના) દાંતમાં (અથવા) ગળાંમાં ખુંટી રેહે, અથવા તે ગરમ ખોરાક (તેના) મોહોડાંને અથવા જીભને દઝારે, કે જેથી તેને દુ:ખ થાએ,† (અને) જો (તે કુતરો) દુ:ખી થાએ† તો, તે કામ કરવાથી (તેઓ) એ પ્રમાણે તનાફુર થાએછે.

૫. આએ કામોમાંનું ત્રીજું (કામ) જે માણસો કરેછે તે આએ (નીચે જણાવેલુંછે):—

જે શખ્સ હમેલદાર કુતરીને મારે, અથવા તેને હાંકી કાહાડે અથવા (તેની આગળ) મ્હોટો પોકાર કરે, અથવા તેને લાત મારે.

૬. (તેથી) જો તે કુતરી ખાડામાં અથવા કુવામાં અથવા ઉંડાણમાં, અથવા પાણીના ઝરામાં અથવાતો વેહેતાં પાણીમાં પડે, જેથી તેણીને દુ:ખ થાએ,† (અને) જો (તે કુતરી) દુ:ખી થાએ તો, તે કામ કરવાથી (તે માણસો) એ પ્રમાણે તનાફુર થાએછે.

૭. આએ કામોમાંનું ચોથું (કામ) જે માણસો કરેછે તે આએ (નીચે જણાવેલુંછે):—

જે શખ્સ દસ્તાનની નિશાનવાળી, દસ્તાનવાળી (તથા) દસ્તાનના લોહીવાળી

---

* અથવા જે શખ્સ અશો માણસને પારકા ધર્મને લગતા અથવા પારકા મજહબને લગતા અથવા વધારે હલકા સખુનો શિખવે (ઈઆને અશો માણસને જુદદીનના ધર્મનું જ્ઞાન આપે તથા ખરાબ નસીહત આપે).

† અસલ એબારતમાં 'જખમી થાએ' કરીને છે.

ઓરતની અંદર ( પોતાની ) મની નાખે તો, તે કામ કરવાથી ( તે માણસો ) એ પ્રમાણે તનાફુર થાએછે.*

૮. આએ કામોમાંનું પાંચમું (કામ) જે માણસો કરેછે તે આએ (નીચે જણાવેલુંછે):—જે શખ્સ હમેલદાર બાઈડી કે જેને (થાનમાં) દુધ થએલું (હોએ) (અથવા) નહી થએલું (હોએ), પણ (તેના પેટમાં) બચ્ચું બંધાએલું (હોએ), (તેવી બાઈડીમાં) (પોતાની) મની નાખે (ઈઆને તેણીની સાથે સંગત કરે), જથી તેણીને દુ:ખ થાએ, (અને) જો તે દુ:ખી થાએતો, તે કામ કરવાથી (તેઓ) એ પ્રમાણે તનાફુર થાએછે.†

ખોલાસો:—(એ પરગરદના ૯ મા ફકરાથી તે ૧૯ મા ફકરા સુધી કોઈ કન્યાને જનાકારીથી હમેલ રહ્યા હોએતો, તેનેમાટે શું તજવીજ કરવી તે વિશેનું લખાણ આવેલુંછે; તેનો ટુંકો સાર એકે, જો કોઈ કન્યાને કદાચ જનાકારીથી હમેલ રહ્યા હોએતો, તેણીએ લોકોની શરમને લીધે પોતાનો હમેલ હરગેજ તોડી પાડવો નહી જોઇએ, તે બાબે સખ્ત મનાઈ કીધેલી છે. જો તે હમેલવાળી કન્યા જનાકારી કરનાર મરદ સાથે ઇઆ કોઈ બુઢી ઓરત સાથે છુપી રીતે મસલેહત કરીને હમેલ તોડી પાડે તો, તેથી તે કન્યા તથા તેણીની સાથે શામેલ થએલા શખ્સો એક સરખી રીતે ગુનેહગાર થાએછે.)

૯. ( અગરજો ) કોઈ શખ્સ કોઈ કન્યાની નજદીક જાએ, ( જે કન્યા ) વાલી (ઈઆ માબાપ)ના બંચાવામાં રહેલી ( હોએ ), અથવાતો વાલી (ઈઆ માબાપ)ના બંચાવમાં નહી રહેલી (હોએ), અદરાએલી ( હોએ ) અથવા અદરાયા વગરની (હોએ), ( અને ) તેણીને હમેલ રાખેતો તે કન્યા ( હમેલ રહ્યાને લીધે ) દસ્તાન બંદ થયા પછી (અથવા દસ્તાનની મુદ્દત પુરી થયા પછી), આપણે માણસોની શરમને લીધે ઝાડ તથા પાણીને નહી ઓળંગે.‡

---

* દસ્તાનવાળી ઓરતસાથે સોહોબત કરવાની મનાઈ કીધીછે તેમાં ડહાપણ છે. એ વેળા ઓરતના ગર્ભસ્થાનમાંથી લોહી વેહેછે અને કેટલીક વેળા દરદ થાએછે. તેથી તેણીને તદન આસાએશની જરૂર છે. એવી હાલતમાં સોહોબત કીધાથી નુકસાન થયા વગર રેહેતું નથી; કેટલીક વખતે દસ્તાન એકદમ બંધ થઈને ઓરતને બિજાં દરદ ઉપર નાખી દેછે. એ વેળા મરદને પણ ઈજા પોંહોચેછે. વળી દસ્તાનવાળી ઓરત ગર્ભવાળી થઈ શકતી નથી, અને તેથી એવી હાલતમાં સોહોબત કીધાથી મરદની મની રદ જાએછે, અને આગલી પરગરદમાં જણાવ્યું તેમ મની રદ કરવી એ એક જાતનો ગુનાહ છે.

ડાકટર ખ૦ ફ૦ ખોરી.

† ગર્ભવાળી ઓરતસાથે સોહોબત કીધાથી કેટલીક વેળા ગર્ભ તુટી પડેછે તેથી મનાઈ કીધીછે.

ડાકટર ખ૦ ફ૦ ખોરી.

‡ એની મતલબ એવી દીસેછે કે તે કન્યાએ લોકોની શરમને લીધે પોતાનું ઘેર છોડીને દૂર જંગલમાં નાહાસી જવું નહી જોઈએ. પ્રોફેસર દારમેસ્તેતે એ વાક્યનો નીચે મુજબ અર્થ કરેછે:—"લોકોની બીહીકને લીધે પાણી તથા વનસ્પતિ ( ઈઆને દવા )ની મદદથી ખુદરતના માર્ગની સાંમે થઇને પોતામાં દસ્તાન ઉત્પન્ન નહી કરવું જોઈએ."

**૧૦. અગરજો તે કન્યા (હમેલ રહ્યાને લીધે) દસ્તાન બંદ થયા પછી (અથવા દસ્તાનની મુદત પુરી થયા પછી) માણસોની શરમને લીધે ઝાડને તથા પાણીને ઓળંગે તો, એ પ્રમાણે (તે કન્યાએ) કીધેલું કામ પાછું (થઈ શકે તેવું છે).***

• ૧૧. (અગરજો) કોઈ શખ્સ કોઈ કન્યાની નજદીક જાએ, (કે જે કન્યા) વાલી (ઇઆ માબાપ)ના બંચાવમાં રહેલી (હોએ), અથવા વાલી (ઇઆ માબાપ)ના બંચાવમાં નહી રહેલી (હોએ), અદરાએલી (હોએ) અથવા અદરાયા વગરની (હોએ) (અને) તેણીને હમેલ રાખેતો, તે કન્યા આપરે માણસોની શરમને લીધે પોતાના ગર્ભને જખમી નહી કરે (ઈઆને પેલીએ પોતાનો હમેલ તોડી પાડવો નહી જોઇએ).

૧૨. જો તે કન્યા માણસોની શરમને લીધે પોતાના ગર્ભને જખમ કરે તો, (તે માજદયસ્નો) (તેનો ગુનાહ) (તે કન્યાના) માબાપ ઉપર લાગુ પાડે; (તથા) માબાપે જાણીબુજીને પોતાની કન્યાનો ગર્ભ તોડી પાડયો, તેટલામાટે (તે માજદયસ્નો) (તેણીના) માબાપ પાસે બઓઘો-વર્શતની શિક્ષામાં (તેની) તાજેશ કરાવે.

**ખોલાસો:**—(એ ફકરાનો પાછલો ભાગ જરા ગુચવણ ભરેલો છે; પણ એની મતલબ સમજાઈ શકાએછે:—તે એકે જો કોઈ કન્યાને જનાકારીથી હમેલ રહ્યા હોએ તો, તેણીના માબાપ અથવા વાલીએ દુનિયાંનાં લોકોની શરમને લીધે તેણીના હમેલ કદી પણ તોડી નહી પડાવવા, તે વિશે સખ્ત મનાઈ કીધેલીછે. અગરજો ગર્ભ તોડી પાડેતો તેનો ગુનાહ તે કન્યાના માબાપ ઇઆ વાલીને કપાલે ચોંટેછે. તેણીએ નાલાએક ચાલ ચલાવીને હમેલ રાખ્યા તે એક ગુનાહ થયો ખરો, પણ તે હમેલ તોડી પાડીને જીવ મારવાનો બિજો વધારે મ્હોટો ગુનાહ નહી કરવો.)

૧૩. (જો) કોઈ શખ્સ કોઈ કન્યાની નજદીક જાએ, (જે કન્યા) વાલી (ઇઆ માબાપ)ના બંચાવમાં રહેલી (હોએ), અથવા વાલી (ઇઆ માબાપ)ના બંચાવમાં નહી રહેલી (હોએ), અદરાએલી (હોએ) અથવા અદરાયા વગરની (હોએ) (અને) તેણીને હમેલ રાખે; (ત્યારપછી) જો તે કન્યા (એમ) કેહે કે "આએ માણસે (મને)

* એ વાકય જરા ગુચવણ ભરેલો છે. એની મતલબ એવી દીસેછે કે તે હમેલદાર કન્યા પોતાનું ઘેર છોડીને જંગલમાં નાહાસી ગઈ તેટલામાંજ અટકયું તે ઠીક છે. કે તેણીએ હજુર કાંઈ કુવો તલાવ નથી પુરયો. માણસોની શરમને લીધે તે નાહાસી ગઈ તેથી ઘણું ખરાબ નહી થયું, તે સુધરી શકે તેવું છે, ઈઆને પેલીને પતાવીને પોતાનાં ઘેરમાં પાછી લાવવા માંગીએતો લાવી શકાએ. પ્રોફેસર દારમેસ્તેતે એ વાકયનો તરજુમો નીચે મુજબ કરેછે:—"અગરજો તે કન્યા લોકોની બીહીકને લીધે ઉપર જણાવ્યા મુજબ કરેતો તેણીને કપાલે ગુનાહ ચોંટેછે" આએ ૧૦ મા ફકરાને છેડે આવેલા **અવવત અઓજંધ્નુ યથ યત્ પન્ચ નરો**—એ બોલો પેહેલવી શરેહના છે; એનો અર્થ:—તેણીને એટલું બધું જોર આવેછે કે જાણે પાંચ માણસના જેટલું (ઈઆને જ્યારે પેલી જીવપર આવેછે ત્યારે કોઈથી અટકાવી શકાએ નહી એટલું જોર તેણીને આવેછે).

હમેલ રાખ્યા"; અને જો તે (હમેલ રાખનાર) શખ્સ (તે કન્યાને) કેહે કે "(તે હમેલ તોડી પાડવાનેમાટે) કોઈ બુઢી દોસીની તલાશ કર (તથા) (તેને વિશે) પુછપરછ કર."

૧૪. અને જો (તે હમેલદાર) કન્યા કોઈ બુઢી દોસીનેમાટે તલાશ કરે, (તથા) તેને વિશે પુછપરછ કરે; (અને જો) તે બુઢી દોસી બંઘ્રહ અથવા ષએત અથવા ઘ્નાન અથવા ફ્રસ્પાત,* અથવાતો હમેલ પિગળાવી નાખે એવાં ઝાડોમાંનો કોઈ (જાલો-પાલો) લાવે. (અને તે બુઢી દોસી તે કન્યાને કેહેકે) "આએ (દવા)થી (તારાં પેટ-માંના) બચ્ચાંને મારી નાખ"; અને અગરજો તે (દવા)થી તે બચ્ચાંને તે કન્યા મારી નાખેતો, તે (હમેલ રાખનાર) મરદ તથા કન્યાએ તથા બુઢી ઓરતે એકસરખું ખરાબ કામ કીધેલું ગણાએ, (ઈઆને તે ત્રણ જન એકસરખી રીતે ગુનેહગાર ગણાએ).

૧૫. (અગરજો) કોઈ શખ્સ કોઈ કન્યાની નજદીક જાએ, (કે જે કન્યા) વાલી (ઇઆ માબાપ)ના બંચાવમાં રહેલી (હોએ), અથવા વાલી (ઇઆ માબાપ) ના બંચાવમાં નહી રહેલી (હોએ), અદરાએલી (હોએ) અથવા અદરાયા વગરની (હોએ), (અને) તેણીને હમેલ રાખે તો, જ્યાંહાંસુધી તે છોકરૂં મ્હોટું થાએ† ત્યાંહાંસુધી (તે જનાકારી કરનાર મરદ તે કન્યાનું) પોષણ કરે.

૧૬. (અગરજો) (તે જનાકારી કરનારો શખ્સ) (તે કન્યાનું) પોષણ નહી કરે, અને નાલાએક ખોરાક મલ્યાથી તે બચ્ચાંને નુકસાન થાએ તો, જાણી જોઇને કી-ધેલા નુકસાનની શિક્ષામાં (તે જનાકારી કરનાર મરદ) તોજશ પામેલો થાએ.

૧૭. અએ દાદાર! જો (ઉપર જણાવેલી જનાકાર ઓરત) કોઈ કારખાનામાં બચ્ચું જણેતો, માજદયસ્નોમાંના કીયા (માજદયસ્ન) પાસેથી (તે) (પોતાનું) પોષણ લે?‡

૧૮. (અગરજો) કોઈ શખ્સ કોઈ કન્યાની નજદીક જાએ, (કે જે કન્યા) વાલી (ઈઆ મા બાપ) ના બંચાવમાં રહેલી (હોએ), અથવા વાલી (ઈઆ મા બાપ) ના બંચાવમાં નહી રહેલી હોએ, અદરાએલી (હોએ) અથવા અદરાયા વગરની (હોએ), (અને) તેણીને હમેલ રાખેતો, જ્યાંહાંસુધી તે છોકરૂં મ્હોટું થાએ ત્યાંહાંસુધી (તે જનાકારી કરનાર મરદ તે કન્યાનું) પોષણ કરે.

૧૯. જો (તે જનાકારી કરનારો શખ્સ) (તે કન્યાનું) પોષણ નહી કરેતો, દરેક હમેલદાર માદા (ફરીઆદ કરતી) (તે જનાકારી કરનારા શખ્સની) નજદીક જાએછે.

* "બંઘ્રહ, ષએત, ઘ્નાન, ફ્રસ્પાત" એ હમેલને તોડી પાડવાના ૪ જુદી જુદી જાતના દવાના નાંમ હોવાં જોઇએ. એ બોલોના ખોલાસામાટે જુઓ મારી વંદીદાદની ફરહંગમાં.

† જન્મ પામે (સ્પીગલ, હારલે તથા દારમેસ્તેતે).

‡ ઇઆને કીયા માજદયસ્ને તેણીનું પોષણ કરવું જોઈએ.

**ખોલાસો**:—(ત્યાપછી નીચે જણાવેછે કે માદા બે જાતની હોએછે):—

બે પગવાળી તથા ચાર પગવાળી. બે પગવાળી (હમેલદાર માદા) તે કન્યા, અને ચાર પગવાળી (માદા) તે કુતરી.*

**ખોલાસો**:—(એ પરગરદના ૨૦ થી તે ૪૩ મા ફકરા સુધી સુવાવડી કુતરીને લગતી બીના આવેલીછે. જુદે જુદે મુકામે જ્યાંહાં કુતરી બચ્ચાં જણે તે મુકામના માલેકે ઇઆ તે મુકામને ભાડે રાખનાર શખ્સે, જ્યાંહાંસુધી તે બચ્ચાં મ્હોટાં થાએ ત્યાંહાંસુધી, તે કુતરીનું તથા બચ્ચાંનું પોષણ કરવું. અગરજો તેમ નહી કરે, અને તેથી જો તે કુતરીનાં બચ્ચાંને નુકસાન થાએતો, તે શખ્સ જાણી જોઇને કોઇને જખમી કરે અને તેથી જેટલો તે તોજેશને લાએક થાએ, તેટલો તે કુતરીને લાએક ખોરાક નહી આપ્યાથી તે માણસ તોજેશને લાએક થાએછે.)

૨૦. અએ દાદાર! અગરજો કોઈ કારખાનામાં (કુતરી) બચ્ચાં જણે તો, (માજદયસ્નોમાંના) કીયા (માજદયસ્ન) પાસેથી (તે કુતરી) (પોતાનું) પોષણ લે?

૨૧. ત્યારે હોરમજદે કહ્યું કે જે શખ્સે તે (કારખાના)ની સઉથી નજદીક ઘેર બાંધ્યું હોએ (તે શખ્સ તે કુતરીને માટે) ખોરાક (લઈ જાએ); (તથા) જ્યાંહાંસુધી તે કુતરીનાં બચ્ચાં મ્હોટાં થાએ ત્યાંહાંસુધી તેનું પોષણ કરે.

૨૨. અગરજો (તે કુતરીનેમાટે) (તે શખ્સ) ખોરાક નહી લઈ જાએ, અને નાલાએક ખોરાક ખાધાથી તે કુતરીનાં બચ્ચાંને નુકસાન થાએતો,† બઓધો–વર્શ્ત (ઈઆને જાણી જોઇને કીધેલા) નુકસાનની શિક્ષામાં (તે શખ્સ) તોજેશ પામેલો થાએ.

૨૩. અએ દાદાર! અગરજો કોઈ કુતરી ઉંઠને રાખવાની જગામાં બચ્ચાં જણે તો, માજદયસ્નોમાંના કીયા (માજદયસ્ન) પાસેથી (તે કુતરી) (પોતાનું) પોષણ લે?

૨૪. ત્યારે હોરમજદે કહ્યું કે જેણે તે ઉંઠનું રેહેવાનું મુકામ બાંધ્યું હોએ, (અથવાતો) જેનો (ઇઆને ઉંઠનો રેહેવાના મુકામનો) તમારામાંનો જે તે ઉંઠનું મુકામ રાખનાર હોએ, (તે શખ્સ તે કુતરીને માટે) ખોરાક (લઈ જાએ); (તથા) જ્યાંહાંસુધી તે કુતરીનાં બચ્ચાં મ્હોટાં થાએ ત્યાંહાંસુધી તેનું પોષણ કરે.

૨૫. અગરજો (તે કુતરીને માટે) (તે શખ્સ) ખોરાક નહી લઈ જાએ, અને નાલાએક ખોરાક ખાધાથી તે કુતરીનાં બચ્ચાંને નુકસાન થાએતો, જાણી જોઇને કીધેલા નુકસાનની શિક્ષામાં (તે શખ્સ) તોજેશ પામેલો થાએ.

---

* આએ ઠેકાણે ચાર પગવાળી માદા તે કુતરીને કહેલીછે અને બિજા જાનવરની માદાને નહી, તેનું સમજવું એકે એની પછીના ફકરાઓમાં બચ્ચાં જણનારી કુતરીને લગતી બીના આવેલીછે.

† અસલ એબારતમાં "જખમી થાએ" (=ઈરિશ્યાંત્) છે.

૨૬. અએ દાદાર! અગરજો કોઈ કુતરી ઘોડાના તબેલામાં બચ્ચાં જણે તો, માજ્દયસ્નોમાંના કીયા (માજ્દયસ્ન) પાસેથી (તે કુતરી) (પોતાનું) પોષણ લે ?*

૨૭. ત્યારે હોરમજ્દે કહ્યું કે જણે તે ઘોડાનો તબેલો બાંધ્યો હોએ, (અથવાતો) જેનો (ઇઆને ઘોડાના તબેલાનો) તમારામાંનો જે તે ઘોડાનો તબેલો રાખનાર હોએ, (તે શખ્સ તે કુતરીનેમાટે) ખોરાક (લઈ જાએ); (તથા) જ્યાંહાંસુધી તે કુતરીનાં બચ્ચાં મ્હોટાં થાએ ત્યાંહાંસુધી તેનું પોષણ કરે.

૨૮. અગરજો (તે કુતરીને માટે) (તે શખ્સ) ખોરાક નહી લઈ જાએ,† અને નાલાએક ખોરાક ખાધાથી તે કુતરીનાં બચ્ચાંને નુકસાન થાએતો, જાણીજોઇને કીધેલા નુકસાનની શિક્ષામાં તે (શખ્સ) તોજેશ પામેલો થાએ.

૨૯. અએ દાદાર! અગરજો કોઈ કુતરી ગાએ—બલદને રાખવાની જગામાં બચ્ચાં જણે તો, માજ્દયસ્નોમાંના કીયા (માજ્દયસ્ન) પાસેથી (તે કુતરી) પોતાનું પોષણ લે?*

૩૦. ત્યારે હોરમજ્દે કહ્યું કે જણે તે ગાએ—બલદનું મુકામ બાંધ્યું હોએ, (અથવાતો) જેનો (ઇઆને ગાએ—બલદના મુકામનો) તમારામાંનો જે તે ગાએ—બલદનું મુકામ રાખનાર હોએ, (તે શખ્સ તે કુતરીને માટે) ખોરાક (લઈ જાએ); (તથા) જ્યાંહાંસુધી તે કુતરીનાં બચ્ચાં મ્હોટાં થાએ ત્યાંહાંસુધી તેનું પોષણ કરે.

૩૧. અગરજો (તે કુતરીને માટે) (તે શખ્સ) ખોરાક નહી લઈ જાએ,† અને નાલાએક ખોરાક ખાધાથી તે કુતરીનાં બચ્ચાંને નુકસાન થાએતો, જાણીજોઇને કીધેલા નુકસાનની શિક્ષામાં (તે શખ્સ) તોજેશ પામેલો થાએ.

૩૨. અએ દાદાર! અગરજો કોઈ કુતરી પશુને રાખવાની જગામાં બચ્ચાં જણે તો, માજ્દયસ્નોમાંના કીયા (માજ્દયસ્ન) પાસેથી (તે કુતરી) (પોતાનું) પોષણ લે?*

૩૩. ત્યારે હોરમજ્દે કહ્યું કે જણે તે પશુને રાખવાની જગા બાંધી હોએ, (અથવા તો) જેનો (ઇઆને પશુને રાખવાની જગાનો) તમારામાંનો જે તે પશુને રાખવાની જગા રાખતો હોએ, (તે શખ્સ તે કુતરીને માટે) ખોરાક (લઈ જાએ); (તથા) જ્યાંહાંસુધી તે કુતરીનાં બચ્ચાં મ્હોટાં થાએ ત્યાંહાંસુધી તેનું પોષણ કરે.

૩૪. અગરજો (તે કુતરીને માટે) (તે શખ્સ) ખોરાક નહી લઈ જાએ,† અને નાલાએક ખોરાક ખાધાથી તે કુતરીનાં બચ્ચાંને નુકસાન થાએતો, જાણીજોઇને કીધેલા નુકસાનની શિક્ષામાં (તે શખ્સ) તોજેશ પામેલો થાએ.

---

* ઈઆને કીયા માજદયસ્ને તે કુતરીનું પોષણ કરવું જોઈએ?

† ઈઆને તેણીનું પોષણ નહી કરે.

૩૫. અએ દાદાર! અગરજો કોઈ કુતરી ધાંસની ગંજીમાં* બચ્ચાં જણે તો, માજ્દયસ્નોમાંના કીયા (માજ્દયસ્ન) પાસેથી (તે કુતરી) (પોતાનુ) પોષણ લે?†

૩૬. ત્યારે હોરમજ્દે કહ્યું કે જેણે તે ધાંસની ગંજીનો ઢગલો કીધો હોએ, (અથવા તો) જેનો (ઈઆને તે ધાંસની ગંજીનો) તમારામાંનો જે તે ધાંસની ગંજીને રાખનાર હોએ (તે શખ્સ તે કુતરીને માટે) ખોરાક (લઈ જાએ); (તથા) જ્યાંહાંસુધી તે કુતરીનાં બચ્ચાં મ્હોટાં થાએ ત્યાંહાં સુધી તેનું પોષણ કરે.

૩૭. અગરજો (તે કુતરીને માટે) (તે શખ્સ) ખોરાક નહી લઈ જાએ,‡ અને નાલાએક ખોરાક ખાધાથી તે કુતરીનાં બચ્ચાંને નુકસાન થાએતો, જાણીજોઇને કીધેલા નુકસાનની શિક્ષામાં (તે શખ્સ) તોજેશ પામેલો થાએ.

૩૮. અએ દાદાર! જો કોઈ કુતરી ભોંએરાંમાં (અથવા ખાડામાં) બચ્ચાં જણે તો, માજ્દયસ્નોમાંના કીયા (માજ્દયસ્ન) પાસેથી (તે કુતરી) (પોતાનું) પોષણ લે?†

૩૯. ત્યારે હોરમજ્દે કહ્યું કે જેણે તે ખાડો (અથવા ભોંએરૂં) ખોદીઉં હોએ, (અથવાતો) જેનો (ઇઆને તે ભોંએરાંનો) તમારામાંનો જે તે ભોંએરૂં રાખનાર હોએ, (તે શખ્સ તે કુતરીને માટે) ખોરાક (લઈ જાએ); (તથા) જ્યાંહાંસુધી તે કુતરીનાં બચ્ચાં મ્હોટાં થાએ ત્યાંહાંસુધી તેનું પોષણ કરે.

૪૦. અગરજો (તે કુતરીને માટે) (તે શખ્સ) ખોરાક નહી લઈ જાએ,‡ અને નાલાએક ખોરાક ખાધાથી તે કુતરીનાં બચ્ચાંને નુકસાન થાએતો, જાણીજોઇને કીધેલા નુકસાનની શિક્ષામાં (તે શખ્સ) તોજેશ પામેલો થાએ.

૪૧. અએ દાદાર! જો કોઈ કુતરી ગાએઢોરને ચરવાની જગાની વચ્ચે બચ્ચાં જણે તો, માજ્દયસ્નોમાંના કીયા (માજ્દયસ્ન) પાસેથી (તે) (પોતાનું) પોષણ લે?†

૪૨. ત્યારે હોરમજ્દે કહ્યું કે જેણે (ગાએઢોરની) ધાંસ–ચારાની જગા તૈયાર કીધી હોએ, (અથવા) જેનો (ઇઆને ધાંસ–ચારાની જગાનો) તમારામાંનો જે તે ધાંસ–ચારાની જગા રાખનાર હોએ, (તે શખ્સ તે કુતરીનેમાટે) ખોરાક (લઈ જાએ).

૪૩. (તે માજ્દયસ્નો) ધાંસની બનાવેલી કોઈબી ચીજ (જેવીકે સાદરી) અથવાતો ટોપલો (તૈયાર કરીને) તે (વીઆએલી કુતરીનાં બચ્ચાં)ને તે જગાએ લઈ જાએ; (અને) જ્યાંહાંસુધી તે કુતરીનાં બચ્ચાં પોતાની હુશિયારીમાં આવે તથા પોતાની મેળે દોડનારાં થાએ ત્યાંહાંસુધી (તેઓનું) પોષણ કરે.

* ઉંચી જગા–બાંધણી (પ્રોફેસર હારલે); મટોડાંની દીવાલ (પ્રોફેસર દારમેસ્તેતે).

† ઈઆને કીયા માજ્દયસ્ને તે કુતરીનું પોષણ કરવું જોઈએ.

‡ ઈઆને તેણીનું પોષણ નહી કરે.

ખોલાસો:—(જ્યારે કોઈ કુતરી વીઆએ ત્યારે તેનાં બચ્ચાંને માટે એકાંત જગા તૈયાર કરવી જોઇએ, કે જ્યાંહાં તે બચ્ચાંને ગરમીથી ઇઆ સરદીથી નુકસાન નહી પોંહોંચે, જેમકે એક મ્હોટા ટોપલામાં વેહેર પાંથરીને તેમાં મુકવાં, કે ત્યાંહાં તેઓ સચવાએલાં રેહે અને મરી નહી જાએ.)

૪૪. અંએ દાદાર! તે કુતરીનાં બચ્ચાં પોતાની હુશિયારીમાં (તથા) પોતાની મેળે દોડનારાં કયારે થાએ?

૪૫. ત્યારે હોરમજ્દે કહ્યું કે તે કુરકુરિયાં ૧૪ ઘેરની આસપાસ જેટલું દોડી શકે, (ત્યારે તેઓ પોતાની હુશિયારીમાં આવેલાં તથા પોતાની મેળે દોડનારાં ગ-ણાએ).* પછી ગમેતો (તે બચ્ચાં) શિયાળામાં તેમજ ઉનાળામાં ફ્રે હરે.

કુતરાનું પોષણ ૬ મહિના (તથા) બચ્ચાંનું (પોષણ) ૭ વરસ સુધી (કરે).†

હોરમજ્દની તરફના (સઘળી ચીજોને) પાક કરનાર આતશની (જેમ પાસ-બાની કરે) તેમ બાઈડીને વાસ્તે (સમજવું).‡

૪૬. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! અગરજો માજ્દયસ્નો (કુ-તરીને) ખુદરતી જોસ્સાને લગતો સંબંધ કરાવવા ચાહેતો, તે માજ્દયસ્નો શું કરે?

૪૭. ત્યારે હોરમજ્દે કહ્યું કે આએ જમીનમાં પશુઓને બેસવાની જગાની વચમાં સુક્કી જમીન હોએતો અરધા પગ (ઇઆને ગૂંટણ) સુધી ઉંડો, અને પોચી જમીન હોએતો અરધા માણસ પુર (ઇઆને કમ્મર સુધી) ઉંડો ખાડો ખોદવો જોઇએ.

૪૮. પેહેલ વેહેલાં (તે કુતરીને) છોકરાં બચ્ચાંથી તથા હોરમજ્દની તરફના (સઘળી ચીજોને) પાક કરનાર આતશથી દૂર બાંધે; અને જ્યાંહાંસુધી તે કુતરો બિજી જગાએથી આવે ત્યાંહાંસુધી (તે કુતરીની) સંભાલ કરે.

"પછી તે (માજ્દયસ્નો) તે કુતરીની નજ્દીક એક બિજા કુતરાને આવવા દે, અને ત્યારપછી એક ત્રીજા કુતરાને; અને દરેકને દૂર રાખે કે એક બિજા ઉપર તેઓ ધસારો નહીકરે."§

---

* કુતરીનાં બચ્ચાં ક્યારે પોતાની હુશિયારીમાં આવેલાં તથા પોતાની મેળે દોડનારાં ગણાએ, તે વિશેનું આએ ઠેકાણે એક માપ આપેલુંછે, તે એકે તે કુરકુરિયાંએ ૧૪ ઘેરની આસપાસ દોડવાને શક્તિવાન થવું જોઈએ.

† જો એ વાક્યને એની આગમચના છેક ઉપરના ફ્કરાઓ સાથે (૫ મા ફ્કરાથી) સંબંધ લઈએ તો એમ થઈ શકે કે, તે જનાકારીનાં બચ્ચાંનું પોષણ તે જનાકાર શખ્સે ૭ વરસ સુધી કરવું જોઈએ.

‡ હોરમજદનો આતશ (બચ્ચાં જણતી વખતે) બાઈડીની તેમજ (કુતરીની) પાસબાની કરેછે (દારમેસ્તેતે).

§ પ્રોફેસર દારમેસ્તેતે. પ્રોફેસર હારલે બી એજ પ્રમાણે તરજુમો આપ્યા પછી નોટમાં નીચે મુ-જબ બિજી રીતે અર્થ કરેછે:—માજદયસ્નો તે કુતરીની નજદીક એક બિજા કુતરાને આવવા દે, પછી પેહેલા બે કુતરાને દૂર કરીને એક ત્રીજા કુતરાને આગળ કરે.

૪૯. **ખોલાસો:**—(આએ ૪૯ મો આખો ફકરો ઘણો બીગડેલોછે, સમજ નથી પડતો તેથી એનો તરજુમો મુકી દીધોછે.)

૫૦. અએ દાદાર! જે કોઈ હમેલદાર* કુતરીને મારીનાખેછે તેનેમાટે શું શિક્ષા છે?

૫૧. ત્યારે હોરમજદે કહ્યું કે (તે શખ્સે) ઘોડાના ચાબુકથી હાંકી કાહાડવામાંના ૭૦૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડવાં જોઇએ, (તથા) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૭૦૦ (નુકસાનકારક જાનવરોને) (હાંકી કાહાડવાં જોઇએ).†

---

## પરગરદ ૧૬ મી.‡

---

૧. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! આએ માજદયસ્નીના ઘેરમાં જ્યારે કોઈ ઓરત દસ્તાનની નિશાનવાળી, દસ્તાનવાળી (તથા) દસ્તાનના લોહીવાળી (થઇને) બેસે, ત્યારે આએ માજદયસ્નો શું કરે?

**ખોલાસો:**—(જ્યારે કોઈ ઓરત દસ્તાનની હાલતમાં આવે ત્યારે શું કરવું?)

૨. ત્યારે હોરમજદે કહ્યું કે તે માજદયસ્નોએ મ્હોટાં ઝાડોનાં તથા નાધલાં ઝાડોનાં લાકડાંથી દૂર એક રસ્તો પસંદ કરવો જોઇએ; (ત્યારપછી) તે જગાએ સુકી ધુળ પાંથરવી જોઇએ.

**ખોલાસો:**—(જ્યારે એક ઓરત દસ્તાનની હાલતમાં આવે ત્યારે, જે જગાએથી તેણીનો આવજાવ હોએ, તથા જે જગાએ તેણીનું મુકામ કરે તે જગાને લાકડાં, કચરા ઈત્યાદિથી સાફસુફ કરી નાખવી જોઇએ, કે તેથી તે ચીજોને તે ઓરત અડકે નહી; વળી તેણીની બેસવા ઉઠવાની જગાએ સુકી ધુળ પાંથરવી જોઇએ.)

(તે દસ્તાનવાળી ઓરતની જગા) ઘેરથી અરધો હિસ્સો, અથવા ત્રીજો હિસ્સો, અથવા ચોથો હિસ્સો, અથવા પાંચમો હિસ્સો વધારે આગળ બનાવે. અગરજો નહીતો§ તે બાઈડી આતશને જોએ; અગરજો નહીતો§ તે બાઇડી આતશની રોશણીને જોએ.

**ખોલાસો:**—(દસ્તાનવાળી ઓરતનું મુકામ હમેશની જગાથી દૂર હોવું જોઇએ, કે જેથી કરીને તે ઘરબારનું કામ કરવાથી દૂર રેહે. ઉપરના ફકરામાં "આતશ"

---

* એ ફકરાના બાકીના બિજા બોલો સમજ નથી પડતા તેથી તેનો તરજુમો મુકી દીધોછે.

† એની સમજ બાબે જુઓ ૩ જી પરગરદના ૩૬ મા ફકરાના તરજુમાની નીચે આપેલો ખોલાસો.

‡ આએ પરગરદમાં દસ્તાનવાળી ઓરતને લગતી બીના આવેલીછે તેનો ટુંકો સાર:—દસ્તાનવાળી ઓરતની જગા ક્યાંહાં હોવી જોઈએ. તથા તેણીએ તે હાલતમાં કેવી રીતે પરહેજી કરવી; કાએદાસર જતાં દસ્તાનને અટકાવાનેમાટે ઠેરવેલી શિક્ષા; તેણીની સાથે સંગત કરવાની સખ્ત મનાઈ.

§ ઈઆને તે દસ્તાનવાળી ઓરતની જગા ઉપર જણાવ્યા પ્રમાણે નહી કરે તો.

તથા "આતશની રેશણી" કરીને બોલો આવેલાછે તેની મતલબ "ચુલો, રાંધવા સીધવાનું કામ, ઘરબારનો સંસાર" એ પ્રમાણે સમજવી.)

૩. અએ દાદાર! આતશથી કેટલી દૂર, પાણીથી કેટલી દૂર, પાંથરેલી (અથવા બાંધેલી?) બરસમથી કેટલી દૂર (તથા) અશો માણસોથી કેટલી દૂર (તે દસ્તાનવાળી ઓરતની જગા હોવી જોઇએ)?

૪. ત્યારે હોરમજદે કહ્યું કે ૧૫ કદમ આતશથી, ૧૫ કદમ પાણીથી, ૧૫ કદમ પાંથરેલી (અથવા બાંધેલી?) બરસમથી (અને) ૩ કદમ અશો માણસોથી દૂર (તે દસ્તાનવાળી ઓરતની જગા હોવી જોઇએ).*

૫. અએ દાદાર! જે શખ્સ દસ્તાનની નિશાનવાળી, દસ્તાનવાળી (તથા) દસ્તાનના લોહીવાળી ઓરતનું ખાનું લઈ જાએ તે કેટલો દૂર ઉભો રેહે?

૬. ત્યારે હોરમજદે કહ્યું કે જે શખ્સ દસ્તાનની નિશાનવાળી, દસ્તાનવાળી (તથા) દસ્તાનના લોહીવાળી ઓરતનું ખાનું લઈ જાએ તે, તેણીથી ત્રણ કદમ દૂર ઉભો રેહે.

**ખોલાસો:**—(તે ઓરતને ખાવા પીવાનું આપનારે તેણીથી ત્રણ કદમ દૂર રેહેવું.)

(દસ્તાનવાળી ઓરતનો) ખોરાક શામાં લઈ જાએ? ( રાંધેલો ) અનાજ† શામાં લઈ જાએ? જવાબ:—સઉથી હલકી ધાતુનાં વાસણમાં, (પછી ગમેતો તે વાસણ) લોહોડાંનું ( હોએ ) અથવા સીસાંનું ( હોએ ).

**ખોલાસો:**—(જે વાસણમાં દસ્તાનવાળી ઓરત ખાએ પીએ તે વાસણ ધાતુનું હોવું જોઇએ; સઉથી હલકાંમાં હલકી ધાતુનું હોએ તેબી ચાલે, પણ તે વાસણ કાદવનું, મટોડીનું અથવા લાકડાંનું નહી હોવું જોઇએ. પણ અગરજો કદાચ કાદવ, મટોડી અથવા લાકડાંનાં વાસણમાં ખાએતો તેને તદન રદ કરવું જોઇએ.)

૭. (તે ઓરતનેમાટે) કેટલો ખોરાક લઇજાએ? કેટલો (રાંધેલો) અનાજ લઇજાએ?

જવાબ:—બે દનરે‡ (ના વજન) જેટલો ગોશ્તને લગતો¶ ખોરાક, (તથા) એક

---

* ફકરા ૨—૪:—દસ્તાનવાળી ઓરતને આસાએશની જરૂર છે, તેથી તેને ઘરબારને લગતાં કામથી દૂર રેહેવાને ફરમાવ્યુંછે. સુકી જગા પસંદ કરવાનું કારણ એ કે, ભીની તથા સરદ જગા ઉપર બેહાથી ગર્ભસ્થાનના દરદો પેદા થાએછે અને તેથી ઘણી નુકસાની થાએછે.

ડાકટર ખ૦ ફ૦ ખોરી.

† પીવાની કાંઈબી ચીજ ( પ્રોફેસર હારલે); રોટલી (પ્રોફેસર દારમેસ્તેતે).

‡ **દનરે** એ એક જાતનું વજનનું માપ હોવું જોઇએ; એનું ચોકસ વજન જણાયું નથી. સાધારણ રીતે આસરે ૭૦૦ ગ્રેન જેટલું ગણવામાં આવ્યુંછે.

¶ **"તાયૂઈરિનાંમ્"** બોલનો ખાતરી ભરેલો અર્થ જણાયો નથી; મરઘીનાં પીલાંનો ખોરાક (યૂસ્તિ); જીવતાં જાણવરોમાંથી નિકળતો ખોરાક ("ગય" ઉપરથી "ગાયૂઈરિ" લઇને) (સ્પીગલ); લાંબી રોટલી (દારમેસ્તેતે); રોટલી (હારલે).

દનરે (ના વજન) જેટલો અનાજને લગતો (અથવા બીજને લગતો) ખોરાક* (તે દસ્તાનવાળી ઓરતને આપે).† અગરજો નહીતો, તે ઓરતને દસ્તાન વેહા કરે.‡

જ્યારે છોકરૂં માએના પેટમાંથી જન્મ પામે ત્યારે પેહેલ વેહેલાં તેના બેહુ હાત ધોવા જોઇએ; (ત્યાર પછી) તે બચ્ચાંનું પોતાનું (આખું) તન (ધોએ).§

૮. અગરજો કોઈ ઓરત ત્રણ રાત ગુજર્યા પછીબી (દસ્તાનનું) લોહી જોએતો, ચાર રાત ગુજરે ત્યાંહાંસુધી તેણીએ એકાંત જગાએ બેસી રેહેવું જોઇએ. અગરજો કોઈ ઓરત ચાર રાત ગુજર્યા પછીબી (દસ્તાનનું) લોહી જોએતો, પાંચ રાત ગુજરે ત્યાંહાંસુધી તેણીએ એકાંત જગાએ બેસી રેહેવું જોઇએ.

૯. અગરજો કોઈ ઓરત પાંચ રાત ગુજર્યા પછીબી (દસ્તાનનું) લોહી જોએતો, છ રાત ગુજરે ત્યાંહાંસુધી તેણીએ એકાંત જગાએ બેસી રેહેવું જોઇએ. અગરજો કોઈ ઓરત છ રાત ગુજર્યા પછીબી (દસ્તાનનું) લોહી જોએતો, સાત રાત ગુજરે ત્યાંહાંસુધી તેણીએ એકાંત જગાએ બેસી રેહેવું જોઈએ.

૧૦. અગરજો કોઈ ઓરત સાત રાત ગુજરયા પછીબી (દસ્તાનનું) લોહી જોએતો, આઠ રાત ગુજરે ત્યાંહાંસુધી તેણીએ એકાંત જગાએ બેસી રેહેવું જોઇએ. અગરજો કોઈ ઓરત આઠ રાત ગુજરયા પછીબી (દસ્તાનનું) લોહી જોએતો, નવ રાત ગુજરે ત્યાંહાંસુધી તેણીએ એકાંત જગાએ બેસી રેહેવું જોઇએ.

**ખોલાસો:**—(ફકરા ૮–૧૦:—એ ફકરા ઉપરથી જણાએછે કે ઓરતના દસ્તાનની હદ ઓછામાં ઓછી ત્રણ રાતની હોએછે; ઘણાજ થોડા દાખલા સિવાએ દર માસે ઓરતને ત્રણ દાહાડાથી ઓછી મુદતનું દસ્તાન હોતું નથી એવું એ ફકરા ઉપરથી જણાઈ આવેછે. બિજું એ ફકરાઓમાં એવું જણાવેછે કે, ત્રણ રાત ગુજરયા પછી ચોથા દાહાડાની સવારના જો કોઈ ઓરતનું દસ્તાન બંદ નહી થયું હોએતો,

---

* બીવાળો મેવો (સ્પીગલ તથા યૂસ્તિ); ગાળેલો પ્રવાહી ખોરાક—પીવાની ચીજ (હારલે); દુધની રાબડી–ખીર (દારમેસ્તેતે). અગરજો ક્ષૌદ્રિ બોલને સંસ્કૃત ક્ષૌદ્ર સાથે સરખાવીએતો એનો અર્થ 'મધ' થઈ શકે.

† ખોરાક અંદાજાસર ખાવાની જરૂર છે, કેમકે એ હાલતમાં ભારી ખોરાક એકદમ જરપત થઈ શકતો નથી, અને ભારી ખોરાક જરપત નહી થયાથી ગર્ભસ્થાન માંહેથી વેહેતાં લોહીમાં ખલલ પડેછે.
ડાકટર ખ૦ ફ૦ ખોરી.

‡ ઈઆને તે દસ્તાનવાળી ઓરત ઉપર જણાવ્યા પ્રમાણે અંદાજાસર ખોરાક નહી લે તો, તેણીને દસ્તાન ઘણું જાએ, અથવા વધારે દાહાડા અપવિત્ર હાલતમાં રેહે.

§ અગરજો **ફ્રાષ્નવાત્** બોલને દસ્તાનવાળી ઓરત સાથે સંબંધ ગણીએ તો, નીચે મુજબ અર્થ થઈ શકે:—જો બચ્ચું બાહાર આવે તો તેનું તન ધોવું જોઈએ (ઈઆને દસ્તાનમાં બેઠેલી ઓરતનાં નાધલાં બચ્ચાંને ચોખાં માણુસ પાસે લે ત્યારે તે બચ્ચાંનું આંગ ધોવું).

તેણીએ એક બિજી રાત ખેંચી કાહાડવી; કદાચ પેલીને ચોથા દાહાડાની બપોરના અથવા પાછલા પોહોરના દસ્તાન બંદ થાએ તોબી (ઘણા અગત્યના કારણ સિવાએ) ચોથી રાત પુરી કીધા પછી નાહીને પાક થવું, તેનો સબબ કદાચ એવો જણાએછે કે તેણીનું દસ્તાન સાંજે બંદ થયું હોએ પણ કદાચ રાતે પાછું શરૂ થાએ, તેથી પુરી ખાતરી કરવાને માટે એક આખી રાતની છુટ આપેલી જણાએછે.)

૧૧. જો કોઈ ઓરત નવ રાત ગુજરયા પછીબી (દસ્તાનનું) લોહી જોએ, ત્યારે (એમ સમજવું કે ) દેવોની ઈજશ્ને તથા આરાધણાનેમાટે દેવો નુકસાન લાવેછે.*

**ખોલાસોઃ**—(એ વાક્યની મતલબ એકે જ્યારે કોઇ ઓરતને નવ દાહાડા થયા પછીબી દસ્તાન જારી રેહેતો, તેને દરદ સમજીને તેની દવા કરવી, રેહેવા નહી દેવું; કારણ કે એજ પુરગરદના ૮–૧૦ મા ફકરામાં સાધારણ દસ્તાનની ઓછામાં ઓછી હદ ત્રણ દાહાડાની અને ઘણામાં ઘણી નવ દાહાડાની હદ જણાવેલીછે; જો વધારે દાહાડા જારી રેહેતો તેને બંદ કરવાનેમાટે દવા–ઈલાજ કરવો. કાંઈબી દવા કીધા વગર નવ દાહાડા પછીના દસ્તાનને જારી રેહેવા દેવું, તે ગોયા દેવોની ઈજશ્ને તથા આરાધણા કીધા બરાબર ગણાએ, કે જે જરતોશ્તી ધરમથી ઉલટું છે.)

તેટલા માટે માજદયસ્નોએ મ્હોટાં ઝાડોનાં તથા નાધલાં ઝાડોનાં એસમથી દૂર એક રસ્તો પસંદ કરવો જોઇએ.

**ખોલાસોઃ**–(દસ્તાનવાળી ઓરતને પાક કરવા સારૂ એક જગા ચુંટી કાહાડી તેને લાકડાં, કચરો ઈત્યાદિથી સાફ રાખવી જોઇએ; અને તેવી જગાએ તેણીને નીચે ફરમાવ્યા મુજબ પાક કરવાને બલદંના નીરંગે તથા પાણીએ કરીને નહવારવી જોઇએ.)

૧૨. ( ઉપર જણાવેલી ) તે જગામાં તે માજદયસ્નોએ આએ જમીનમાં ત્રણ ખાડા ખોદવા જોઇએ; (પછી તે ઓરતને) બે ખાડામાં બલદંના નીરંગે કરીને નહવારે તથા એક ખાડામાં પાણીથી (નહવારે). દાણો ખેંચી લઈ જનારી કીડી જે ખર્ફસ્તર તે ઉનાળામાં ૨૦૦ મારવી જોઇએ; અથવા જો શિયાળો (હોએતો), અંગ્રેમેન્યુશને લગતાં ખર્ફસ્તરોમાંનાં (બિજાં) કોઈબી (ખર્ફસ્તરોને) મારે.

**ખોલાસોઃ**—(ઉપલા વાકયમાં ખર્ફસ્તર મારવાને ફરમાવેછે; પણ કોણ મારે? તથા શા માટે મારે? તે બાએ અસલ એબારતમાં કાંઈ જણાવ્યું નથી. ધાર્‌યામેલે એ વાક્ય બિજે ઠેકાંણેથી આહિંયાં આવેલો દીસેછે. સાધારણ વિચારતો એવો છે કે, જે ઓરત દસ્તાનની હાલતમાં જોઈતી પરહેજી નહી કરે તેણીને માટે એ શિક્ષા ઠેરવેલીછે.)

---

* ઓરતને દસ્તાન ત્રણથી તે પાંચ દાહાડા લગી જાએછે. જ્યારે તેની એ મુદતથી વધારે વખત લગી નિશાન માલુમ પડેછે ત્યારે તેને દસ્તાન કેહેવું નહી, પણ ગર્ભસ્થાનનું દરદ સમજવું, અને એ વેળા દવાદારૂ કરવાની જરૂર છે. ડાકટર ખ૦ ફ૦ ખોરી.

૧૩. (જો)તે માજદયસ્નો દસ્તાનની નિશાનવાળી, દસ્તાનવાળી (તથા) દસ્તાનના લોહીવાળી ઓરતના દસ્તાનને નહી કીધા બરાબર કરેતો* તેનેમાટે શું શિક્ષાછે ?†

ત્યારે હોરમજદે કહ્યું કે તેના ગુનેહગાર તનનેમાટે ઘોડાના ચાબુકથી હાંકી કાહાડવામાંના ૨૦૦ (નુકસાનકારક જાનવરોને) (તેણે) હાંકી કાહાડવાં, (તથા) સ્રઓષો-ચરન નામના કોરડાથી ૨૦૦ (નુકસાનકારક જાનવરોને) (હાંકી કાહાડવાં).‡

ખોલાસોઃ—(જે કોઈ કે દર માસે કાએદાસર આવતાં દસ્તાનને કાંઈ દવાથી બંદ કરેછે તે શખ્સ ઉપર જણાવેલી શિક્ષાને લાએક થાએછે. દર માસે કાએદા પ્રમાણે જતાં દસ્તાનને અટકાવ્યાથી, ઇઆતો આવતાં દસ્તાનને અગાઉથી બંદ કીધાથી તે ઓરતને ખરાબી પોંહોંચેછે. દર માસે દસ્તાન વેહેવું એ ઓરતોને માટે ખુદરતી કાએદો છે, તેથી તેણીની તંદરોસ્તી બીગડતી નથી પણ સાંભી સુધરેછે. પણ જો તે દસ્તાન એજ પરગરદના ૧૧ મા ફકરામાં જણાંવ્યા પ્રમાણે નવ દાહાડાથી વધારે દાહાડા જાએતો તેનો ખચીત અટકાવ કરવો જોઇએ, સબબ કે તે તો એક દરદ થયું, જેને માટે ઈલાજ કરવાની જરૂર છે.)

૧૪. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર ! જે શખ્સ પુર મરજી ભરેલાં કામથી (ઇઆને પોતાની પુર મરજીથી) દસ્તાનની નિશાનવાળી, દસ્તાનવાળી(તથા) દસ્તાનના લોહીવાળી ઓરતના તનને અડકે, જ્યારે પેલીની દસ્તાનની નિશાન જાહેર હોએ, (અથવા) જ્યારે તેણીનું દસ્તાન દેખૈતું હોએ, તો તેને માટે શું શિક્ષા છે ?

૧૫. ત્યારે હોરમજદે કહ્યું કે (અગરજો તે શખ્સ દસ્તાનવાળી ઓરતની) નજદીક પેહેલીવાર જાએ, (તથા) પેહેલીવાર (તેણીની નજદીક) બેસેતો, (તેણે) ઘોડાના ચાબુકથી હાંકી કાહાડવામાંના ૩૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડવાં જોઇએ, (તથા) સ્રઓષો-ચરન નામના કોરડાથી ૩૦ (નુકસાનકારક જાનવરોને) (હાંકી કાહાડવાં જોઇએ).‡ (જો) બિજીવાર (તેણીની) નજદીક જાએ, (તથા) બિજીવાર (તેણીની નજદીક) બેસેતો, (તે શખ્સે) ઘોડાના ચાબુકથી હાંકી કાહાડવામાંના ૫૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડવાં જોઇએ, (તથા) સ્રઓષો-

---

* ઇઆને દર માસે કાયદાસર આવતાં દસ્તાનને બંદ કરે.

† દસ્તાન જતું હોએ તેને બંદ કીધાથી છાતીના તથા ભેજાંના તથા ગર્ભસ્થાનનાં દરદ લાગુ પડેછે. જેથી ઘણી નુકસાની થાએછે. આપણા લોકો જે લગનસરાની વેળા અથવા બિજી તકે મીજલસમાં બીરાજવાને માટે દવાઓ લઈને દસ્તાન બંદ કરી નાખેછે તે ખરેખર નુકસાનકારક છે. ઘણી વેળા દસ્તાન જે બરાબર વખતે આવતું હોએછે તેમાં ખલલ થયા કરેછે, અને પાછું બરાબર ઠેકાણે આવી શકતું નથી. ડાકટર ખં૦ ફ૦ ખોરી.

‡ એની સમજ બાબે જુઓ ૩જી પરગરદના ૩૬ મા ફકરાની નીચે આપેલો ખોલાસો.

ચરન નામના કોરડાથી ૫૦ (નુકસાનકારક જાનવરોને) (હાંકી કાહાડવાં જોઇએ.)*
(જો) ત્રીજીવાર ( તેણીની ) નજદીક જાએ, (તથા) ત્રીજીવાર ( તેણીની નજદીક) બેસેતો, (તે શખ્સે) ઘોડાના ચાબુકથી હાંકી કાહાડવામાંના ૭૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડવાં જોઇએ, (તથા) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૭૦ (નુકસાનુકારક જાનવરોને) (હાંકી કાહાડવાં જોઇએ).*

૧૬. (અગરજો તે શખ્સ) ચોથીવાર (દસ્તાનવાળી ઓરતની) નજદીક જાએ, (તથા) ચોથીવાર (તેણીની નજદીક) બેસે, (તેથી અગરજો) તે (દસ્તાન) (તે શખ્સના) વસ્ત્રની અંદર જાએ (ઇઆને તેના વસ્ત્રને લાગે), (તથા) નજીસાઇમાં (તેની) જાંગને લાગે, (પોતાની) મની નાખ્યા વગર, તો તેને માટે શું શિક્ષા છે ?†

ત્યારે હોરમજદે કહ્યું કે (તે શખ્સે) ઘોડાના ચાબુકથી હાંકી કાહાડવામાંના ૯૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડવાં જોઇએ, (તથા) સ્રઓષો–ચરન નામના કોરડાથી ૯૦ (નુકસાનકારક જાનવરોને) (હાંકી કાહાડવાં જોઇએ).*

૧૭. જે શખ્સ દસ્તાનના નિશાનવાળી, દસ્તાનવાળી (તથા) દસ્તાનના લોહીવાળી બાઇડીમાં (પોતાની) મની નાખેછે, (તે શખ્સ) નાપાક નસાની અંદર પોતાના જણેલાં બચ્ચાંને બાળે (તથા) (તેની) નજીસ પ્રવાહી‡ આતશમાં લઇ જાએ, તેનાં કરતાં ઓછું ખરાબ કામ નથી કરતો.§

૧૮. જેઓ (જરતોશ્તી) મજહબને આદરમાન નહી આપનારા (હોએછે), તેઓ પોતાના તનને દરૂજના તાબામાં રાખનારા (અથવા દરૂજની રાહ ઉપર ચાલનારા) તમામ દરવંદો (છે). જેઓ (જરતોશ્તી દીનના ફરમાનને) નહી સાંભળનારા (હોએછે), તેઓ સઘળા (જરતોશ્તી) મજહબને આદરમાન નહી આપનારા (ગણાએ). જેઓ નાપાક (હોએછે) તેઓ સઘળા (જરતોશ્તી દીનના ફરમાનને) નહી સાંભળનારા (ગણાએ). જેઓ તનાફુર (હોએછે) તેઓ સઘળા નાપાક (ગણાએ).

## પરગરદ ૧૭ મી.$

૧. જરતોશ્તે હોરમજદને પુછ્યું કે, હાડમંદ મુલુકોના અએ ઘણોજ વૃદ્ધિ કર-

* એની સંમજ બાબે જુઓ ત્રીજી પરગરદના ૩૬ મા ફકરાના તરજુમાની નીચે આપેલો ખોલાસો.

† ડાકટર સ્પીગલે તેમજ પેહેલવીવાળાએ આએ ૧૬ મા ફકરાનો તરજુમો આપ્યો નથી.

‡ **ઉથ, ઊથ** નો અર્થ "ચિકાસ, રસી, ચરબી, નજીસ વેહેતી ચીજ" થાએછે.

§ જુઓ ૧૫ મી પરગરદના ૭ મા ફકરાના તરજુમાની નોટ.

$ આએ પરગરદમાં બાલ તથા નખને પરહેજવાની બીના આવેલી છે. ઘટતે વખતે બાલ કાતરવા અને તેને હોરવા તથા નખ લેવાં, એ આપણી તંદરેસ્તીની સલામતીને માટે કેટલેક દરજ્જે અગત્યનું છે; તેમ નહી કીધાથી બાલમાં નજીસાત ઉત્પન્ન થાએછે.

નાર મીનો, અશો પેદા કરનાર હોરમજ્દ ! કીયો માણસ સઉથી જોસ્સાવાળી મરકીએ કરીને દેવથી નિપજતાં મોતને ઇજેછે?*

ખોલાસોઃ—(આએ હાડમંદ દુનિયાંમાં માણસો એવું તે શું કામ કરેછે, કે જેથી ગલીચાઇથી નિપજતું મોત થાએછે. એ ફ્કરામાં "દેવથી નિપજતાં મોતને ઇજેછે" એ પ્રમાણે આવેલુંછે તેની સમજ એકે "નજીસાઈ, ગલીચીં, તથા ગંદગીથી" ઉત્પન્ન થતાં મોતનો વધારો કરેછે. નજીસાઈ, ગંદગી ઇત્યાદિથી નિપજતાં મોતનું ઉલટું ખુદરતી અથવા કાએદાસર થતું મોત સમજવું.)

૨. ત્યારે હોરમજ્દે કહ્યું કે, અએ અશો જરતોશ્ત ! ખચીત તે માણસ (છે) કે જે આએ હાડમંદ દુનિયાંમાં બાલને હોરેછે તથા બાલને આસપાસથી કાપેછે, તથા (હાત પગના બેહુ) નખ લેછે; ત્યારપછી (જો) તે (કાપેલા બાલ) (તે માણસના) માથાંના બાલમાં તથા દાઢીમાં રહી જાએછે,†

૩. ત્યારે (આંગની) તે બેકાએદે થએલી જગામાં‡ દેવો (ઇઆને નજીસાઈ, ગલીચી ઈત્યાદિ) એકઠી થાએછે; (તથા) તે બેકાએદે થએલી જગામાં‡ ખર્ફસ્તરો જેને માણસો જૂને નામે ઓળખેછે તે એકઠી થાએછે.§ જે (જૂ) માણસના અનાજની કોઠીમાં અનાજને (તથા) કપડાં મુકવાની કબટમાં કપડાંને ખાઈ જાએછે.

ખોલાસોઃ—(માથાંના તથા દાઢીના બાલ કાપકુપ કીધા પછી, જો તે કાતરેલા બાલ માથાંમાં ઈઆ દાઢીમાં રેહી જાએ, અથવા હોરયા વગર તથા સાફસુફ કીધા વગર બાલને રેહેવા દીધા હોએતો તેથી માથાંમાં જૂ પડેછે, અને જે પ્રમાણે અનાજની બન્નીમાં કીલ્લાં પડયાથી અનાજને કરડી ખાએછે, તથા કપડાંની પેટીમાં ઉધાઈ તથા કસારાં પ્રડયાથી કપડાંને ખરાબ કરી નાખેછે, તે મિસાલે માથાંમાં જૂ પડયાથી માથાંને કરડી ખાએછે. )

---

* સઉથી મોતકારક કામ કીયું કે જેથી માણસ દેવોના નુકસાનકારક કૌવતને ઘણુંજ વધારેછે, જેમ કાંઈ ભોગ આપીને તે (દેવો)નું જોર વધારેછે તેમ (દારમેસ્તેતે). કીયા મોતકારક કામથી માણસ દેવોના નાશકારક કૌવતને ઘણોજ ટેકો આપેછે (હારલે).

† ત્યારપછી તે કાપેલા બાલ તથા નખ (માણસોના) દુઃખનેમાટે ઘેરમાં રેહેવા દેછે (હારલે); તે બાલ તથા નખને ખાડામાં ઇઆ કોઈ ફ્રાટમાં ? નાખેછે ( દારમેસ્તેતે ).

‡ ઈઆને કાતરેલા બાલ ભરાઈ રહેલા હોએ તે જગામાં.

§ ત્યારે ઘટતી ક્રિયા નહી કરવાને લીધે જમીનમાં દેવો ઉત્પન્ન થાએછે; ઘટતી ક્રિયા નહી કરવાને લીધે ખર્ફસ્તરો કે જેને માણસો જૂ કેહેછે તે જમીનમાં ઉત્પન્ન થાએછે ( દારમેસ્તેતે ). જ્યારે એવી જાતના ગુનાહ ભરેલાં કામો કરવામાં આવેછે ત્યારે જમીન ઉપર દેવો એકઠા થાએછે; તથા નુકસાનકારક જાનવરો જેને માણસો જૂ કેહેછે તે જમીન ઉપર એકઠી થાએછે ( હારલે ).

૪. તેટલા માટે, અએ જરતોશ્ત ! આએ હાડમંદ દુનિયાંમાં તું બાલ હોર તથા બાલને આસપાસથી કાપીને સરખા કર તથા નખ લે. ત્યારપછી ( તે કાતરેલા બાલ તથા નખને ) અશો માણસોથી ૧૦ કદમ દૂર, આતશથી ૨૦ કદમ દૂર, પાણીથી ૩૦ કદમ દૂર (તથા) પાંથરેલી (અથવા બાંધેલી ?) બરસમથી ૫૦ કદમ દૂર તુંને લઈ જવા જોઇએ.

૫. તે તરફ* સખ્ત જમીનમાં અરધી બિલ્લસ તથા પોચી જમીનમાં એક બિલ્લસ ઉંડો એક ખાડો તુંને ખોદવો જોઇએ. (પછી તે ખાડામાં) તે (બાલ તથા નખ) ને તુંને લઈ જવાં જોઇએ. ત્યારપછી, અએ જરતોશ્ત ! આએ ફતેહમંદ કલામો તુંને ભણવા જોઇએઃ—અત્ અખ્યાઇ અષા મજ્દાઓ ઉર્વરાઓ વક્ષત્.†

૬. (ત્યારપછી) ધાતુએ કરીને (ઇઆને ધાતુના હથિયારે કરીને) તુંને ત્રણ અથવા છ અથવા નવ કશ આસપાસ ખેંચવા જોઇએ; તથા ત્રણ અથવા છ અથવા નવ હોનવર તુંને ગાઇને ભણવી જોઇએ.

૭. (ત્યારપછી) બેહુ (હાત-પગના) નખને ( જમીનમાં મુકવાને ) માટે ઘેરની વધારે બાહારની બાજુએ સઉથી નાધલી આંગલીના સઉથી ઉપરના સાંધ જેટલો બી (ઉંડો) ખાડો તુંને ખોદવો જોઇએ; ત્યાંહાં તે (લીધેલાં નખ)ને તુંને લઈ જવાં જોઇએ. ત્યારપછી, અએ જરતોશ્ત ! આએ (નીચે જણાવેલા) ફતેહમંદ કલામો તુંને ભણવા જોઇએ:—અષા વોહૂ મનંઘ્રહા યા સુયે પરે મગઓનો.‡

૮. (ત્યારપછી) ધાતુએ કરીને (ઇઆને ધાતુના હથિયારે કરીને) તુંને ત્રણ અથવા છ અથવા નવ કશ આસપાસ ખેંચવા જોઇએ; તથા ત્રણ અથવા છ અથવા નવ હોનવર તુંને ગાઇને ભણવી જોઇએ.

**ખોલ્લાસોઃ**—(હાત પગના નખ લીધા પછી, તથા તે નખને ઉપરના ફકરાઓમાં જણાવ્યા પ્રમાણે દૂર લઈ જઈ ખાડો ખોદી તેમાં મુકી ઈત્યાદિ કીધા પછી, તે શખ્સ નીચે પ્રમાણે બોલીને પોતાના નખ અષો-જુશ્ત નામના પક્ષિને દેખાડેછે.)

૯. "અએ અષો-જુશ્ત§ (નામના) પક્ષિ ! આએ નખ હું તુંને દેખાડુંછું, આએ "નખ હું તુંને અર્પણ કરૂંછું. અએ અષો-જુશ્ત (નામના) પક્ષિ ! માજ્નદરાનના

---

* ઈઆને તે કાતરેલા બાલ તથા નખને ચોથા ફકરામાં જણાવ્યા પ્રમાણે દૂરની જગાએ.

† એ અવસ્તાના કલામો ઈજશ્નેના ૪૮ મા હાના ૬ ઠા ફકરામાં આવેછે.

‡ એ અવસ્તાના કલામો ઈજશ્નેના ૩૩ મા હાના ૭ મા ફકરામાં આવેછે.

§ **'અષો-જુશ્ત'** નો અસલ અર્થ "અશોઈનો દોસ્ત, પવિત્રાઇને ચાહાનાર" થાએછે. એનો સાધારણ અર્થ "ધુવડ" કરવામાં આવ્યોછે.

"દેવોની સાંભે* (થવાને માટે) આએ નખ તારેમાટે ભાલા, તલવાર, કાંમથાં,
"બાજ પક્ષિના પીછાં સાથના તીર તથા ગોફ્‌ણના પત્થર તરીકે થાએ."

૧૦. અગરજો (માજ્દયસ્નો) તે નખ (અષો–જ઼ુશ્ત નામના પક્ષિને) અર્પણ નહી કરે તો, (તેથી તે નખ) માજ્નદરાનના દેવોના ભાલા, તલવાર, કાંમથાં, બાજ પક્ષિના પીછાં સાથના તીર તથા ગોફ્‌ણના પત્થર થાએ.†

૧૧. જેઓ (જરતોશ્તી) મજ્હબને આદરમાન નહી આપનારા (હોએછે), તેઓ પોતાના તનને દરૂજના તાબામાં રાખનારા (અથવા દરૂજની રાહ ઉપર ચાલનારા) તમામ દરવંદો (છે). જેઓ (જરતોશ્તી દીનના ફરમાનને) નહી સાંભળનારા (હોએછે), તેઓ સધળા (જરતોશ્તી) મજ્હબને આદરમાન નહી આપનારા (ગણાએ). જેઓ નાપાક (હોએછે) તેઓ સધળા (જરતોશ્તી દીનના ફરમાનને) નહી સાંભળનારા (ગણાએ). જેઓ તનાફુર (હોએછે) તેઓ સધળા નાપાક (ગણાએ).

---

# પરગરદ ૧૮ મી.

૧. હોરમજ્દે આએ પ્રમાણે (રાસ્ત પેગમબરને) કહ્યું કે, અએ અશો જરતોશ્ત! ખચીત ધણાં માણસો (એવાં છે) જેઓ દીનનાં કામમાં વાકિફ્ થયા વગર પદાંનને ખોટી રીતે રાખેછે, (તથા) (તેઓ) ઠગાઇથી પોતાને આથ્રવન કેહેવા માગેછે.‡

હોરમજ્દે એ પ્રમાણે કહ્યું કે, અએ અશો જરતોશ્ત! તેવા (શખ્સ)ને તુંને આથ્રવન (ઇઆને દસ્તુર–મોબેદ) કેહેવો નહી જોઇએ.

**ખોલાસોઃ**—(દાદાર હોરમજ્દ અશો જરતોશ્ત સાહેબને કેહેછે કે, આએ દુનિયાંમાં ધણાં માણસો છે, જેઓ દીનનાં કામમાં જોઇતી માહિતગારી મેળવ્યા વ-

---

* વંદીદાદમાં તેમજ ઈજશ્ને તથા યશ્તોમાં માજનદરાનના દેવોને મારવાને તથા તેમની સાંભે થવાને ફરમાવેલુંછે. તેનું કારણ એકે તે તરફના લોકો અસલથી જંગલી તથા દેવની ખસલતના હતા. બિજું એજે, ઈરાનની આસપાસના જેટલાં મુલુકોએ જરતોસ્તી ધરમ કબુલ કીધો તેમાં માજનદરાન પછાત હતું; ત્યાંહાંના જાહેલ લોકો અશો જરતોસ્ત સાહેબના ઉત્તમ ફરમાનોની ખુબી પીછાની શક્યા નહી.

† ૯ મા ફકરાની માફક આએ ફકરાની સેવટે અસલ એબારતમાં **પઈતિ દએવ.માજઈન્યાંન્** કરીને બોલો છે, તે નહી હતે તો બેહેતર. ધાસ્ત્રામેલે એ બોલો ભુલથી આવેલાછે; એ બોલોનો મેં તરજુમો નથી કીધો. માજનદરાનના દેવો પોતે માજનદરાનના દેવોની ઈઆને પોતાની ટોળકીવાળાઓની સાંભે થાએ એ કહેવું દીસેછે.

‡ એ વાક્યમાં **મબ્યાક** નામ અનેકવચનમાં છે અને તેના ક્રિયાપદો **બરઇતિ** તથા **સંધ્રહતે** એકવચનમાં છે. કદાચ એમ થઈ શકે કે **મબ્યાક**ને એક જથ્થા તરીકે (Collectively) લઈને એકવચન ગણ્યો હોએ, અથવાતો **મબ્યાક**માંનો દરેક માણસ છુટો ગણ્યો હોએ

ગર પદાંન રાખીને તેનો ખોટો ઉપયોગ કરેછે. એવા શખ્સો જએો દસ્તુર–મોબેદમાં ખપવા માંગેછે તેઓ ઠગાઈ કરેછે; તેઓ એ ખેતાબને લાએક નથી.)

૨. (જે શખ્સ) દીનના કામમાં માહિતગારી મેળવ્યા વગર ખર્ફસ્તરને મારવાનું હથિયાર ખોટી રીતે રાખેછે, (તે શખ્સ) ઠગાઇથી પોતાને આથ્રવન (ઇઆને દસ્તુર–મોબેદ) કેહેવા માગેછે. એ પ્રમાણે હોરમજદે કહ્યું કે, અએ અશો જરતોશ્ત ! તુંને તેવા શખ્સને આથ્રવન કેહેવો નહી જોઇએ.*

૩. (જે શખ્સ) દીનના કાંમમાં માહિતગારી મેળવ્યા વગર એોરવર (ઈઆને બરસમ) ખોટી રીતે રાખેછે, ( તે શખ્સ) ઠગાઈથી પોતાને આથ્રવન (ઇઆને દસ્તુર–મોબેદ) કેહેવા માગેછે. એ પ્રમાણે હોરમજદે કહ્યું કે, અએ અશો જરતોશ્ત ! તુંને તેવા શખ્સને આથ્રવન કેહેવો નહી જોઇએ.

૪. (જે શખ્સ) દીનના કામમાં વાકેફગાર થયા વગર સાંપને મારવાનું હથિયાર ખોટી રીતે રાખેછે, ( તે શખ્સ ) ઠગાઇથી પોતાને આથ્રવન (ઇઆને દસ્તુર–મોબેદ) કેહેવા માગેછે. એ પ્રમાણે હોરમજદે કહ્યું કે, અએ અશો જરતોશ્ત ! તુંને તેવા શખ્સને આથ્રવન કેહેવો નહી જોઇએ.

૫. જે(શખ્સ) ઇજીશ્ને કરયા વગર, (ગાથા) ગાયા વગર, (અવસ્તાને) યાદ કરયા વગર, કામ ધંધો કરયા વગર, ( પોતે ) શિખ્યા વગર તથા ( બિજાને ) શિખવ્યા વગર, તમામ રાત (બિછાના ઉપર) પડી રેહે, (અને વળી) (મુવા પછી) (પોતાના) જીવને ફતેહને માટે ઇચ્છતો ( હોએ), (તે શખ્સ ) ઠગાઈથી પોતાને આથ્રવન (ઇઆને દસ્તુર–મોબેદ) કેહેવા માંગેછે. એ પ્રમાણે હોરમજદે કહ્યું કે, અએ અશો જરતોશ્ત! તુંને તેવા શખ્સને આથ્રવન કેહેવો નહી જોઇએ.

**ખોલાસો:**—(ફકરા ૧—૫:—દાદાર હોરમજદ પેગમબર અશો જરતોસ્તને કેહેછે કે જે શખ્સ દીનના કામથી નાવાકેફ હોએ, બરાબર રીતે ક્રિયાનું કાંમ જાણતો નહી હોએ, તથા પદાંન, બરસમ ઇત્યાદિનો ગેરઉપયોગ કરે, તેવા શખ્સને દસ્તુર–મોબેદ નહી કેહેવો જોઇએ. વળી જે શખ્સ ઇજીશ્ને કરી નહી જાણતો હોએ, ગાથા ગાઇને ભણતો નહી હોએ, પોતે અભ્યાસ નહી કરતો હોએ, તથા બિજાને શિખવતો નહી હોએ, પણ આખી રાત બિછાના ઉપર પડી રેહે તેને દસ્તુર–મોબેદ કેહેવો ઘટારત નથી. તેને આથ્રવનનો એલકાબ મુદલ છાજતો નથી. જો તે પોતાને આથ્રવન કરીને ગણતો હોએતો તે ઠગાઈ કીધેલી ગણાએ. હવે ખરેખર રીતે દસ્તુર–મોબેદ કોણને કેહેવો તે વિશે નીચે ૬ ઠા ફકરામાં જણાવેછે.)

---

* એ ફકરાની સેવટે **બએ–એરેજીુ આઇ અષાઉમ્ જરથુશ્ત્ર. વોહુ મનંઘ્રૃ જનઇંતિ અપેમચિત્ અંઘ્રેશે મઇન્યુશ્** કરીને બોલો આવેલાછે, તે પેહેલવી શરેહના છે.

૬. હોરમજ્દે એ પ્રમાણે કહ્યું કે, અએ અશો જરતોશ્ત! તે (શખ્સ)ને તુંને આથ્રવન કેહેવો જોઇએ, જે શખ્સ તમાંમ રાત અશો, સંકટમાંથી છુટકારો કરનારી, ચિન્વતપુલ તરફ કુશાદગી આપનારી,* મદદ આપનારી, દુનિયાંને મેળવનારી (ઇઆને આએ દુનિયાંમાં ફતેહ આપનારી), અશોઈ તરફ પોંહોંચાડનારી, તથા સઉથી સરસ દુનિયાંની (ઈઆને બેહેશ્તની) સઉથી સરસ (ચીજ) (જે નેકી તે) તરફ પોંહોંચાડનારી એવી અક્કલને પુછે.†

૭. (દાદાર હોરમજ્દ પેગમબર જરતોશ્તને કેહેછે) અએ ખાલેસ! તું મને પુછ; હું જે પેદા કરનાર, ઘણોજ વૃદ્ધિકરનાર, ઘણોજ જાણનારો તથા પુછેલા (સવાલ)નો સઉથી સારીરીતે જવાબ આપનાર (છેઉં તેને તું પુછ); (કારણ કે) જો તું મને પુછશે તો, એ પ્રમાણે તુંને વધારેસારૂં થશે, (તથા) એ પ્રમાણે તું વધારે ડાહ્યો થશે.

ખોલાસો:—(દાદાર હોરમજ્દ રાસ્ત પેગમબરને કેહેછે કે, તુંને જે કાંઈ પુછવું હોએ તે બેલાશક મને પુછ, હું તેનો જવાબ ખોલાસાથી આપીશ. એ પ્રમાણે મને પુછયાથી તારા હકમાં વધારે સારૂં થશે તથા તું વધારે ડાહ્યો થશે.)

૮. જરતોશ્તે હોરમજ્દને પુછયું કે, હાડમંદ મુલકોના અએ ઘણોજ વૃદ્ધિ કરનાર મીનો, અશો પેદા કરનાર હોરમજ્દ! નાશકારક (તથા) મોત ભરેલો કોણ છે?‡

૯. ત્યારે હોરમજ્દે કહ્યું કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત! (જે કોઈ) ખરાબ દીન શિખવે (તથા) જે શખ્સ ત્રણ વસંત ઋતુ (ઇઆને ત્રણ વરસ) સુધી અભ્યાસ ઉપર નહી બેસે,§ ગાથા નહી ગાએ (તથા) ભલાં પાણીને નહી ઇજે (તે શખ્સ ખરેખર નાશકારક તથા મોત ભરેલો છે).

૧૦. (૯ મા ફકરામાં જણાવેલો) તે માણસ સંકટમાં ગીરફતાર થએલો (હોએ) તેને તેમાંથી બાહાર કાહાડીને જે શખ્સ કુશાદગીમાં લાવેછે, તે પોતાના માથાંને ચાંમડીની ઉંડાઈ સુધી કાપી નાખે, તેના કરતાં ઓછું ખરાબ કામ નથી કરતો.

---

* અશો માણસનું રવાન જ્યારે ચિન્વત પુલ ઉપરથી પસાર થાએછે. ત્યારે તેને તે પુલ ખોલાસાથી જવાઈ શકાએ એટલો પોહોળો દીસેછે. એથી ઉલટું પાપી માણસના રવાનને તે પુલ એટલો સાંકડો દેખાએછે કે તે નીચે પડી જવાની ધાસ્તીમાં રેહેછે.

† **અષવનેમ્** થીતે **વહિશ્ત-નાસેમ્** સુધીના બોલો વિશેષણ છે અને તેઓ **ખ્રતમ્** નો ગુણ બતાવેછે. જે માણસ એ ફકરામાં જણાવેલી અક્કલ મેળવે તેને ખરેખર ભાએગશાળી સમજવો, સબબ કે એવી અક્કલવાળો શખ્સ આએ દુનિયાંનું તેમજ પેલી દુનિયાંનું સુખ મેળવી શકેછે.

‡ એક ગુનેહગાર શખ્સ શાથી કરીને મોત (ની શિક્ષા) ને લાએક થાએછે? (હાઉગ); મોતકારક રીતની ગંભીર ખરાબી કેમ પંથરાએછે? (હારલે); મોતની અનદીઠ શક્તિ શાથી વધેછે? (દારમેસ્તેતે).

§ ઈઆને અભ્યાસ નહી કરે, પણ આલસુ પડીને વખત નકામો ગુમાવે. કુસ્તી નહી બાંધે (સાધારણ અર્થ), ઈઆને વટલી ગયો હોએ અને ત્રણ વરસ સુધી જુદદીનની હાલતમાં રેહીને જરતોશ્તી દીનની નિશાન જે સુદરો કુસ્તી તે નહી રાખે.

ખોલાસો:—(ફકરા ૯-૧૦:—જે માણસ આલસુ પડીને પોતાનો વખત નકામો ગુમાવે એટલુંજ નહી, પણ બિજાઓને ગુમરાહીના રસ્તા ઉપર ચલાવે, તેને કાબુમાં રાખેલો બેહેતર, કે તેથી તે પોતાના બદ ફેલમાં આગળ પગલું ભરી શકે નહી. તેવા માણસ ઉપર જોઈતું દબાન રાખ્યાથી તેને તેમજ તેની આસપાસનાઓને ફાએદો થાએછે. પણ અગરજો તેવા માણસ ઉપરથી દબાન કાહાડી નાખીને તેને છુટો મેલ્યામાં આવેતો, તેથી તેને પોતાને ગરદન મારયા બરાબર સમજવી; સબબ કે તેને છુટ મલ્યાથી તે પોતાના નાલાએક કામમાં આગળ વધેછે, અને તેથી કોઈ વખતે પોતાનો જાન ખોવાની ધાસ્તીમાં રેહેછે.)

૧૧. કારણકે એક અશો (માણસ)ને મારનારની વખાણ કરવી એ ખરાબ (તથા) નાપાક (માણસ)નું હથિયાર લાંબું* કરવા બરાબર છે; બે (અશો માણસને હાની પોંહોંચાડનાર)ની (વખાંણ કરવી એ, નાપાક માણસની) જબાન લાંબી (કરવા બરાબર છે.)†

૧૨. જે શખ્સ કુતેલો હોમ અથવાતો ઈજાએલી મ્યજદ ગુનેહગાર તથા નાપાક અશોને મારનારને આપેછે, તે શખ્સ માજદયસ્નીના મોહોલ્લા તરફ હજાર ઘોડાનું લશકર ચહડાવી લાવે, તથા માણસોને મારે તથા ગાએઢોરને ચોરી લઈ જાએ તેનાં કરતાં ઓછું ખરાબ કામ નથી કરતો.

૧૩. (દાદાર હોરમજદ જરતોશ્ત સાહેબને કેહેછે) અએ ખાલેસ! તું મને પુછ; હું જે પેદા કરનાર, ઘણોજ વૃદ્ધિકરનાર, ઘણોજ જાણનારો તથા પુછેલા (સવાલ)નો સઉથી સારીરીતે પાછો જવાબ આપનાર (છેઉં તેને તું પુછ); (કારણકે) જો તું મને પુછશેતો એ પ્રમાણે તુંને વધારેસારૂં થશે, (તથા) એ પ્રમાણે તું વધારે ડાહ્યો થશે.

---

* 'જાનુ-દાજાઓ' નો ચોકસ અર્થ હસ્ત્રો નથી; જાનુ બોલ બે ત્રણ રીતે સમજાવી શકાએ:— ૧ જ઼ાનુ=અક્કલ, જ્ઞાન (ધાતુ જન્=જાણવું; ૨ જ઼ાનુ=જ઼નુ=સંસ્કૃત जानुं=ગૂંટણ. જ઼ાનુ-દ્રાજંઘ્રહુ =અક્કલની દરાજી, ઈઆને જ્ઞાનનો વધારો; ૨ ગૂંટણની દરાજી, ઈબાને ટાંટિયાનું જોર-કૌવત. ડાકટર હાઉગે જ઼ાનુ નો અર્થ 'હડપચી' કીધોછે.

† એ ફકરાનો બાકીનો ભાગ સમજ નથી પડતો, તેથી તેનો અર્થ મુકી દેવો પડયોછે. આએ ૧૧ મો આખો ફકરો બીગડેલો દીસેછે; પેહેલવીમાં બી એ આખા ફકરાનો તરજુમો આપ્યો નથી, પણ અરધો કરીને મુકી દીધોછે. એ ફકરાની મતલબ થોડી ઘણી સમજ પડી શકેછે તે એકે, દુષ્ટ તથા અશો માણસને દુ:ખ પોંહોંચાડનાર શખ્સની તારીફ કરવી એ ગોયા તેનું કૌવત વધારવા બરાબર સમજવું; બદ માણસ તુટેલો ભલો. હારલે તથા દારમેસ્તેતે એઓએ એ ફકરાનો નીચે મુજબ અર્થ કીધોછે:— એક ઘાતકી તથા અધરમી આસ્મોગને આશીર્વાદ દેવા એ તે આશીર્વાદ દેનારના મોહોડાંથી વધારે આગળ જતી નથી (ઈઆને તે દુઆ સાંભા ધણીને લાગુ પડતી નથી); બે આસ્મોગને માટેની દુઆ તે દુઆ દેનારની જબાનથી વધારે આગળ જતી નથી; ત્રણ આસ્મોગને માટેની દુઆ તદન નકામી છે; અને ચાર આસ્મોગને માટેની દુઆ તે આશીર્વાદ દેનારને માટે સાંભી બદ દુઆ થઈ પડેછે.

૧૪. જરતોશ્તે હોરમજ્દને પુછ્યું કે, હાડમંદ મુલુકોના અએ ઘણોજ વૃદ્ધિ કરનાર મીનો,અશો પેદા કરનાર હોરમજ્દ ! જોરાવર, માંથ્રના તનવાળો,* જોરાવર હથિયાર રાખનાર, હોરમજ્દને લગતો† એવો જે સરોશ અશો તેના ફરમાન પ્રમાણે ચાલનાર કોણ છે !

૧૫. ત્યારે હોરમજ્દે કહ્યું કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! પરો–દર્શ નામનો મરઘો‡ જેને હલકે વાઘેના લોકો કહર્કતાસ્ને નામે ઓળખેછે;§ તે મરઘો (કામ કરવાને) શૂર આપનારી બામદાદને વખતે (નીચે પ્રમાણે) પોકાર કરેછેઃ—

૧૬. "અએ માણસો ! (તમારા બિછાના ઉપરથી) તમો ઉઠો, સઉથી સરસ અશોઈની વખાણ કરો, (તથા) દેવોને દફે કરી નાખો; (નહીતો કે) તે લાંબા હાથવાળો બૂશ્યાંસ્પ (નામનો દેવ) તમારી તરફ દોડી આવેછે. તે (બૂશ્યાંસ્પ દેવ) (એવો છે કે) તમામ હાડમંદ દુનિયાંનાં લોકો જેવી બામદાદ (પડી) (અને) જાગૃત થયાં તેવાં તેઓને પાછાં સુવારી દેછે. અએ માણસો ! લાંબી ઉંઘ તમુને સજાવાર નથી."

**ખોલાસોઃ**—(પરોદર્શ નામનો મરઘો દર બામદાદની વખતે મ્હોટે સાદે પોકાર કરીને માણસોને કેહેછે કે, "અએ માણસો ! તમારા બિછાના ઉપરથી ઉઠી, નાહી ધોહીને દાદાર હોરમજ્દની બંદગી કરો, કે તેથી તમુને તમારૂં કામ કરવાનો ઉજમ આવે તથા દેવો દફે થઈ જાએ; જો એમ નહી કરશોતો, આલસાઇનો દેવ તમારી ઉપર ગલબો કરીને તમુને વધારે આલસુ કરી નાખશે".)

૧૭. સઉથી સરસ ત્રણ (ચીજ) (કે જે ) ૧) સારો વિચારેલો વિચાર, ૨) સારૂં કહેલું વચન, (તથા) ૩) સારૂં કીધેલું કામ (એનીથી) તમે (કદી પણ) દૂર ના થતા. સઉથી ખરાબ ત્રણ (ચીજ) (કે જે ) ૧) ખરાબ વિચારેલો વિચાર, ૨) ખરાબ કહેલું વચન, (તથા) ૩) ખરાબ કીધેલું કામ (એનીથી) તમે દૂર થજો.

**ખોલાસોઃ**—(હમેશાં નેક મનશ્નની, નેક ગવશ્નની તથા નેક કુનશ્નની એખ્ત્યાર કરજો; અને બદ મનશ્નની, બદ ગવશ્નની તથા બદ કુનશ્નનીથી દૂર રેહીને તેને ધિક્કારજો.)

૧૮. ત્યારે રાતના પેહેલા ત્રીજા ભાગનેમાટે (ઇઆને રાતના પેહેલા પોહોરમાં) હોરમજ્દનો આતશ ઘેરના ધરધણીને (નીચે જણાવ્યા મુજબ) બોલાવેછેઃ—

૧૯. "અએ ઘેરના ધરધણી ! (મારી) મદદને માટે તું ઉઠ, (આંગ) ઉપર ક-

* ઈઆને જેતું તનજ માંથ્રવાની. † ઈઆને હોરમજદની રાહે ચાલનાર.

‡ "પરોદર્શ" નામના મરઘાને અશો સરોશ ઇજદના ફરમાન મુજબ કામ કરનાર પક્ષિ ગણ્યુંછે તેનો સબબ એકે, તે મરઘો સરોશ ઈજદના ફરમાવ્યાથી બામદાદને વખતે પોકાર કરીને માણસોને ઉંઘમાંથી બીદાર કરેછે. પરો–દર્શ્ એટલે (આવતી બામદાદને) આગમચથી જોનાર (અસલ અર્થ).

§ અથવા જેને માણસો ખોટી રીતે કહર્કતાસ્ કરીને કેહેછે.

પડાં પેહેર, (તારા) બેહુ હાતો તું ધો, કાઠી તું શોધ (અને) મારી નજદીક લાવ. દેવની રસમ પ્રમાણે ચાલનાર આજિશ* (નામનો) દેવ મારી જીંદગીના મોતને માટે આવી પોંહોંચે, તેની આગમચ બેહુ ધોહેલા હાતે કરીને પાક કીધેલી (અથવા સોજ્જી) કાઠીઓમાંની (કાઠી) (મુકીને) મને રોશણ કર."

૨૦. ત્યારે રાતના બિજા ત્રીજા ભાગનેમાટે (ઇંઆને રાતના બિજા પોહોરમાં) હોરમજદનો આતશ (દેશની) વૃદ્ધિકરનાર ખેડુતને (નીચે પ્રમાણે) અરજ કરેછેઃ—

૨૧. "અએ (દેશની) વૃદ્ધિ કરનાર ખેડુત! (મારી) મદદને માટે તું ઉઠ, (આંગ) ઉપર કપડાં પેહેર, (તારા) બેહુ હાતો તું ધો, કાઠી તું શોધ (અને) મારી નજદીક લાવ, દેવની રસમ પ્રમાણે ચાલનાર આજિશ* (નામનો) દેવ મારી જીંદગીના મોતને માટે આવી પોંહોંચે, તેની આગમચ બેહુ ધોહેલા હાતે કરીને પાક કીધેલી (અથવા સોજ્જી) કાઠીઓમાંની (કાઠી) (મુકીને) મને રોશણ કર."

૨૨. ત્યારે રાતના ત્રીજા ત્રીજા ભાગનેમાટે (ઈંઆને રાતના ત્રીજા પોહોરમાં) હોરમજદનો આતશ અશો સરોશ (ઇજદ)ને અરજ કરેછે કે, અએ ખુબસુરત અશો સરોશ (ઈજદ)! (મારી) મદદને માટે (તું આવ), (કે તેથી કરીને) દેવની રસમ પ્રમાણે ચાલનાર આજિશ* (નામનો) દેવ મારી જીંદગીનાં મોતને માટે આવી પોંહોંચે, તેની આગમચ (આએ) હાડમંદ દુનિયાંનો (કોઈ શખ્સ) બેહુ ધોએલા હાતે કરીને કોઇબી પાક કીધેલી (અથવા સોજ્જી) કાઠીઓમાંની (કાઠીને) મારી આગળ લાવે.†

૨૩. ત્યારે,‡ અએ સઉથી પવિત્ર જરતોશ્ત! તે પરોદર્શ નામનો મરઘો, જેને હલકે વાચેના લોકો કહર્કતાસના નામથી ઓળખેછે§ તેને, તે અશો સરોશ (ઈજદ) (ઉંઘમાંથી) જાગૃત કરેછે. ત્યારે તે મરઘો (કામ કરવાને) ઉજમ આપનારી બામદાદને વખતે (નીચે પ્રમાણે) પોકાર કરેછેઃ—

૨૪. "અએ માણસો! (તમારા બિછાના ઊપરથી) તમો ઉઠો, સઉથી સરસ અશોઈની વખાણ કરો, (તથા) દેવોને દફે કરી નાખો; (નહીતો કે) તે લાંબા હાત-

---

* આતશને થંડો કરી નાખનાર દેવનું નામ; લોભનો દેવ (હાઉગ તથા યૂસ્તિ). દારમેસ્તેતે એ બોલને જંદ અજ્હિ (સંસ્કૃત अहि=સાંપ)નું બિજું રૂપ ગણેછે.

† રાતનાં ત્રીજા પોહોરની વખતે હોરમજદનો આતશ સરોશ ઈજદને બોલાવેછે, તે એવી મતલબથી કે સરોશ ઈજદ પરોદર્શ નામના મરઘાને ઉંઘમાંથી જગારે, અને તે મરઘો પોકાર કરીને માણસોને ઉંઘમાંથી બીદાર કરે; અને માણસો બીદાર થયા પછી આતશને રોશણ રાખે. એ બાબે જુઓ એજ પરગરદના ૨૩—૨૪ મા ફકરાઓનો તરજુમો.

‡ ઇંઆને ૨૨ મા ફકરામાં જણાવ્યા મુજબ હોરમજદના આતશના બોલાવવા ઉપરથી.

§ અથવા જેને માણસો ખોટી રીતે "કહર્કતાસ" કરીને કેહેછે.

વાળો બૂષ્યાંસ્પ (નામનો દેવ) તમારી તરફ દોડી આવેછે. તે (બૂષ્યાંસ્પ દેવ) (એવો છે કે) તમામ હાડમંદ દુનિયાંનાં લોકો જેવી બામદાદ (પડી), (અને) જાગૃત થયાં તેવાં તેઓને પાછા સુવારી દેછે. અએ માણસો! લાંબી ઉંઘ તમુને સજાવાર નથી."

૨૫. સઉથી સરસ ત્રણ (ચીજ) (કે જે) ૧) સારો વિચારેલો વિચાર, ૨) સારૂં કહેલું વચન, (તથા) ૩) સારૂં કીધેલું કામ (એનીથી) તમે (કદી પણ) દૂર ના થતા (ઇઆને તે તમે એખ્ત્યાર કરજો). સઉથી ખરાબ ત્રણ (ચીજ) (કે જે) ૧) ખરાબ વિચારેલો વિચાર, ૨) ખરાબ કહેલું વચન, (તથા) ૩) ખરાબ કીધેલું કામ (એનીથી) તમે દૂર થજો.

૨૬. ત્યારે એક દોસ્ત બિછાના ઉપર સુતેલા (બિજા) દોસ્તોને કેહેછે કે, "ઉઠો, હવે દાહાડો ઉગ્યો." * બેમાંથી જે કોઈ પેહેલ્લાં ઉઠેછે તે સઉથી સરસ દુનિયાં (ઈઆને બેહેસ્ત)માં જાએછે.

**ખોલાસો:**—(બિછાનાં ઉપરથી સકારે ઉઠયાથી બેહેસ્તમાં કેમ જવાઈ શકાએ, તે કદાચ કેટલાએકોને અજબ જેવું લાગશે. પણ એની મતલબ એકે, દરરોજ સકારે ઉઠીને દાદાર હોરમજદની બંદગી કરવી; પછી પોતાના ધંધા રોજગારમાં મશગુલ થવું, કે તેથી કરીને પ્રમાણિક રીતે પોતાનું તથા પોતાના કુટુંબનું ગુજરાન ચાલી શકે. તેમ કીધાથી તથા દુનિયાંદારીમાં રાસ્તીનો રસ્તો પકડયાથી, અલબતાં કોઈબી શખ્સ ગુજર્યા પછી પેલી જેહાંનમાં સારી જગા પાંમી શકે. સકારે ઉઠયાથી માણસને પોતાનાં ધંધા રોજગારમાં ઉજમ આવેછે, તથા તેનો આખો દાહાડો હસતો રમતો જાંએછે; પણ જે શખ્સ અવારો ઉઠેછે તથા બિછાનાં ઉપર જોઇએ તેનાં કરતાં વધારેવાર આલસાઈમાં પડી રેહેછે,તે શખ્સ પોતાનું કામ બરાબર કરી શકતો નથી; તેને ખોદાતાલાની બંદગી કરવાનો વખત મળી શક્તો નથી, તેની જીંદગી કોતા થાએછે; વળી તે શખ્સ કેટલીએક વખતે સારાં તથા નેકીનાં કામો કરવાથી બી પછાત રેહેછે. સકારે ઉઠયાથી એકદમ બેહેશ્તમાં જવાતું નથી, પણ સકારે ઉઠીને કેટલાંએક દગલાં ભરયા પછી જવાઈ શકાએછે.)

બેહુ ધોએલા હાતે કરીને હોરમજદના આતશને માટે પાક કીધેલી (અથવા સોજી) કાઠીઓમાંની (કાઠી) બેમાંથી જે કોઈ પેહેલ્લાં લઈ જાએછે, તેને માટે ખુશ્નુદ

* **વ્યારયેઈતે માંમ્** એ બોલોનો ખાતરી ભરેલો અર્થ જણાયો નથી. મને વખત લાગેછે, મારો વખત જાએછે (હારસે); મરઘો મને ઉઠવા કેહેછે (દારમેસ્તેતે). **વ્યારયેઈતેની** સમજ નીચે મુજબ થઈ શકે:—**વી**=वि=વધારે; ધાતુ **એરે**=સંસ્કૃત ऋ=જવું; પછી ऋ ની વૃદ્ધિ થઈને પ્રત્યય લાગ્યાથી **વી+આર્+અય.**

થએલો, દુ:ખી નહી થએલો (તથા) તૃપ્ત થએલો આતશ (નીચે જણાવ્યા મુજબ) (કાઠી મુકનાર શખ્સને) દુઆ કરેછે:—

૨૭. "તારે ત્યાંહાં (ઇઆને તારા કબીલામાં) ગાએ ઢોરનું ટોલું જીઆદે થજો ! (તારે ત્યાંહાં) માણસોનો જથ્થો (થજો) ! તુંને કામ કરતું મન થજો !* તારી જીંદગી કામ કરતી થજો† ! જેટલી રાત તું જીવતો રેહે તેટલી (રાત) ખુશાલી ભરેલી જીંદગાનીના જીવ સાથે તું (તારી) જીંદગી ગુજારજે !"

જે કોઈ તે (આતશ)ને માટે સુકી, રોશણીમાં પરીક્ષા કીધેલી તથા પાક કીધેલી કાઠી અશોઈની આશીર્વાદથી લઈ જાએછે, તેનેમાટે આતશની આએ (ઉપર કહેલી) દુઆ (છે).‡

૨૮. અએ સઉથી પવિત્ર જરતોશ્ત ! જે કોઈ આએ મારાં (પરોદર્શ નામના) પક્ષિઓ જે નર તથા માદાનું જોડું તેને ભલી અશોઈમાં અશો માણસને આપે§ તો, તે શખ્સ ગોયા સો થામલાવાળું, હજાર ભારવટિયાંવાળું, દશ હજાર બારીવાળું¶ (તથા) દશ હજાર જોવાના બુરૂજવાળું એક ઘેર આપનાર તરીકે ગણાએ.

૨૯. (દાદાર હોરમજ્દ પેગમબર જરતોશ્તને કેહેછે કે) જે કોઈ આએ મારા પરોદર્શ (નામના) પક્ષિના તનના જેટલો મ્હોટો ગોશ્તનો (કટકો) (અશો માણસને)‖ આપેછે, તેને હું હોરમજ્દ સઉથી સરસ દુનિયાં (ઇઆને બેહેશ્ત)નાં મારગમાં જતાં બિજો વચન હરગેજ પુછતો નથી.

૩૦. અશો સરોશ (ઇજદે) છોડી દીધેલા ગુરૂજથી** (ઇઆને ગુરૂજને હાતમાંથી છોડીને) દરૂજને પુછ્યું કે, અએ ખોરેહ વગરના (તથા) (નેકીનાં) કામ નહી કર-

---

* ઇઆને તું હુશિયાર તથા વિચારવંત થજે.

† ઇઆને તું હમેશાં સારાં કામોમાં મશગુલ રેહેજે.

‡ આએ ૨૭ મો આખો ફકરો ઇજશ્નેના ૬૨ મા હાના ૧૦ મા ફકરામાં બી આવેછે.

§ ઇઆને પરોદર્શ નામના મરઘા–મરઘીનું એક જોડું અશો માણસને આપે.

¶ **બએવરે–મિશ્તેમ** બોલનો ચોકસ અર્થ ઠર્યો નથી; જુદી જુદી રીતે કરવામાં આવ્યોછે. દશ હજાર ઓરડાવાળું (હાઉગ); દશ હજાર બારીવાળું (સ્પીગલ); દશ હજાર મ્હોટી બારીવાળું (દારમેસ્તેતે); દશ હજાર ખુંટાવાળું (યુસ્તિ તથા હારલે).

‖ અસલ એબારતમાં "અશો માણસને" કરીને બોલો નથી, પણ પેહેલવીમાં શરેહ તરીકે લીધા છે. ડાકટર સ્પીગલ સિવાએ બિજા યુરોપિયન વિદ્વાનોએ એ વાક્યનો અર્થ નીચે મુજબ કીધોછે:— જે શખ્સ પરોદર્શ પક્ષિને ગોસ્તનો કટકો આપેછે ઇત્યાદિ.

** નીચે ઉતારેલા–ધરેલા ગુરૂજથી (હાઉગ); પોતાનો ગુરૂજ પછવાડે રાખીને (હારલે); ઉંચે ધરેલા ગુરૂજથી (સ્પીગલ તથા દારમેસ્તેતે); પોતાનો ગુરૂજ એક બાજુ મુકીને (યુસ્તિ).

નારા* દરૂજ! તમામ હાડમંદ દુનિયાંમાં શું તું એખલીજ (મરદ સાથે) સંબંધ કરયા વગર હમેલદાર થાએછે?

૩૧. ત્યારે તે દરૂજ દેવીએ તે (અશો સરોશ ઈજ઼દ)ને પાછું ચીડાઇને કહ્યું કે, અએ ખુબસુરત અશો સરોશ (ઈજ઼દ)! તમામ હાડમંદ દુનિયાંમાં મરદ સાથે સંબંધ થયા વગર મને હમેલ રેહેતા નથી; મારેવાસ્તે ખચીત ૪ મરદો છે (ઇઆને ૪ મરદોથી મને હમેલ રેહેછે).†

૩૨. (તે દરૂજ દેવી અશો સરોશ ઈજ઼દને કેહેછે કે) જે પ્રમાણે બિજા મરદો સોહોબત કરેછે (તથા) બાઈડીઓ (ના ગર્ભસ્થાન)માં મની (નાખેછે), તેજ મુજબ તે (ચાર શખ્સો) મારી સાથે સોહોબત કરેછે.

૩૩. અશો સરોશ (ઈજ઼દે) છોડી દીધેલા ગુરૂજથી (ઇઆને ગુરૂજને હાતમાંથી છોડીને) દરૂજને પુછ્યું કે, અએ ખોરેહ વગરના (તથા) (નેકીનાં) કામ નહી કરનારા દરૂજ! તારા તે (ચાર) માણસોમાંનો પેહેલ્લો (શખ્સ) કોણ (છે)?

૩૪. ત્યારે તે દરૂજ દેવીએ તે (અશો સરોશ ઈજ઼દ)ને પાછું ચીડાઇને કહ્યું કે, અએ ખુબસુરત અશો સરોશ (ઈજ઼દ)! આએ (નીચે જણાવેલો શખ્સ) ખચીત મારાં તે માણસોમાંનો પેહેલ્લો (છે).

જો કોઈ માણસ પસંદ પડતી કીમતની હલકી ચીજોમાંની‡ (કંઈ ચીજ) જે

---

* ઈઆને નેકીનું કામ કરવાને નાકૌવતમંદ. ખરાબી કરનાર (હારલે); ઘાતકી (દારમેસ્તેતે); આલસુ, નહી કામ કરતો (સ્પીગલ તથા હાઉગ).

† એ પરગરદના ૩૦ થી ૫૯ સુધીના ફકરાઓ અલંકાર ભાષામાં લખેલાછે. અશો સરોશ ઈજદ તથા દરૂજ દેવી વચ્ચેની ગોફતેગો છે. દરૂજ દેવી અશો સરોશ ઈજદને કેહેછે કે ચાર શખ્સોથી મને હમેલ રેહેછે. તથા બિજા ૪ શખ્સોથી મારા હમેલ તુટી પડેછે. એની સમજ એકે માણસો જ્યારે દુષ્ટ તથા અનીતિના કામો કરેછે ત્યારે દેવ દરૂજો ખુશી થાએછે, અને તેથી તેઓને મોજ મળેછે તથા તેઓની વૃદ્ધિ થાએછે. વળી બિજા હાત ઉપર, જ્યારે માણસો સારાં તથા નેકીનાં કામો કરેછે ત્યારે દેવ દરૂજો ગમગીન થાએછે, બલકે તેઓનું જોર તુટેછે. હવે જ્યારે કોઈ શખ્સ ચોકસ જાતનું ગુનાહનું કામ કરેછે, તો તેથી તે ગુનાહને લગતી દેવીને હમેલ રેહેછે ઈઆને તેનું જોર તથા ગલબો વધેછે. વળી કોઈ ચોકસ જાતનું નેકીનું તથા સવાબનું કામ કીધાથી તેણીના હમેલ તુટેછે ઇઆને તેનું જોર કમી થાએછે, જેમકે એક દાખલો લઈએઃ—ઘણીજ બખીલી કીધાથી તથા અશો માણસને ઘટતી રીતે મદદ નહી કીધાથી તથા તેની જોઈતી દાદ નહી લીધાથી, બખીલીની દેવીને હમેલ રેહેછે ઇઆને તેણીનું કૌવત વધેછે. એથી ઉલટું, ઘટતી રીતે સખાવત કીધાથી તથા અશો માણસને જોઈતી રીતે મદદ આપ્યાથી, બખીલીની દેવીના હમેલ તુટેછે ઈઆને તેનું જોર કમી થાએછે. એ પ્રમાણે લેતાં જે જાતનું ગુનાહ ભરેલું કામ માણસો આએ દુનિયાંમાં કરે, તેથી કરીને તે ગુનાહને લગતી દેવીનું જોર વધે; એથી ઉલટું જે તરાંહનું સવાબનું કામ કરે તેથી તેની સાંભેની દેવીનું જોર તુટે એમ સમજવું.

‡ **કસ્વિકાંમચિન યાઓઘ્રહુયનાંમ્ અવરેતનાંમ્** એ બોલોનો અર્થ યૂરોપિયન વિદ્વાનોએ જુદા જુદી રીતે કીધોછેઃ—નવાં કપડાંનો ઘણોજ થોડો ભાગ (હાઉગ તથા હારલે); પોતે એકઠી કીધેલી દોલતનો ઘણોજ થોડો ભાગ (દારમેસ્તેતે); નકામાં—નજીવાં કપડાં (સ્પીગલ).

(અશો માણસે) માંગેલી (હોએ) તે, ભલી અશોઈમાં અશો માણસને નહી આપે તો,

૩૫. જેમ બિજા મરદો સોહોબત કરેછે તથા બાઈડીઓ (ના ગર્ભસ્થાન)માં મની (નાખેછે), તેમ તે (બખીલ) માણસ (જે અશો માણસની ઘટતી દાદ નથી લેતો તે) મારી સાથે સોહોબત કરેછે.

**ખોલાસો:**—(ફકરા ૩૪—૩૫:—જો કોઈ અશો માણસે પોતાને ખપની કંઈ ચીજ કોઈ શક્તિવાળા શખ્સ પાસે માંગી હોએ, અને જો તે શખ્સ તેમાંનું થોડુંબી નહી આપે તો, તેથી તે નહી આપનાર શખ્સ બખીલીની દેવીનુ જોર વધારેછે.)

૩૬. અશો સરોશ (ઈજદે) છોડી દીધેલા ગુરૂજથી (ઈઆને ગુરૂજને હાતમાંથી છોડીને) દરૂજને પુછ્યું કે, અએ ખોરેહ વગરના (તથા) (નેકીના) કામ નહી કરનારા દરૂજ! તેને માટે શું તોજેશ છે?

**ખોલાસો:**–(બખીલીની દેવીનું જોર તોડવાનેમાટે શું ઉપાય તથા કીયું કામ કરવું?)

૩૭. ત્યારે તે દરૂજ દેવીએ તે (અશો સરોશ ઈજદ)ને પાછું ચીડાઈને કહ્યું કે, અએ ખુબસુરત અશો સરોશ (ઈજદ)! તેને માટે આએ (નીચે જણાવેલી) તોજેશ છે.

જો કોઈ માણસ પસંદ પડતી કીમતની હલકી ચીજોમાંની (કંઈ ચીજ) (અશો માણસના) માગ્યા વગર ભલી અશોઈમાં અશો માણસને આપેછે તો,

૩૮. જે પ્રમાણે એક ચોપગું વરૂ હમેલદાર માએ (ના પેટમાં)થી બચ્ચાંને બાહાર કાહાડીને તેના ચીરીએચીરીયાં કરી નાખેછે, તે પ્રમાણે તે શખ્સ (અશો માણસને જોઈતી ચીજ તેના માગ્યા વગર આપેછે તે) મારા હમેલને તોડી પાડેછે.

**ખોલાસો:**—(ફકરા ૩૭–૩૮:—જો કોઈ શખ્સ અશો માણસના માગ્યા વગર તેને અવશ્યની કંઈ ચીજ આપેતો, તેથી બખીલીની દેવીનું જોર કમી થાએછે.)

૩૯. અશો સરોશ (ઈજદે) છોડી દીધેલા ગુરૂજથી (ઈઆને ગુરૂજને હાતમાંથી છોડીને) દરૂજને પુછ્યું કે, અએ ખોરેહ વગરના (તથા) (નેકીના) કામ નહી કરનારા દરૂજ! તારા તે (ચાર) માણસોમાંનો બિજો (શખ્સ) કોણ (છે)?

૪૦. ત્યારે તે દરૂજ દેવીએ તે (અશો સરોશ ઈજદ)ને પાછું ચીડાઈને કહ્યું કે, અએ ખુબસુરત અશો સરોશ (ઈજદ)! આએ (નીચે જણાવેલો શખ્સ) ખચીત મારાં તે માણસોમાંનો બિજો (છે):—જો કોઈ માણસ પગની પાટલી જેટલી દરાજીએ પગની પાટલી ઉપર પીશાબ કરેછે તો,

**ખોલાસો:**—(એવી રીતે પીશાબ કરે કે તેથી તેના પગ છંટઈ જાએ.)

૪૧. જેમ બિજા મરદો સોહોબત કરેછે તથા બાઈડીઓ (ના ગર્ભસ્થાન)માં

મની (નાખેછે), તેમ તે (પગની પાટલી ભીનઈ જાએ તેવી રોતે પીશાબ કરનાર) શખ્સ મારી સાથે સોહોબત કરેછે.

૪૨. અશો સરોશ (ઈજદે) છોડી દીધેલા ગુરૂજથી (ઇઆને ગુરૂજને હાતમાંથી છોડીને) દરૂજને પુછયું કે, અએ ખોરેહ વગરના (તથા) (નેકીનાં) કામ નહી કરનારા દરૂજ! તેને માટે શું તોજેશ છે?

૪૩. ત્યારે તે દરૂજ દેવીએ તે (અશો સરોશ ઈજદ)ને પાછું ચીડાઇને કહ્યું કે, અએ ખુબસુરત અશો સરોશ ઈજદ! તેને માટે આએ (નીચે જણાવેલી) તોજેશ છેઃ—

જો કોઈ શખ્સ (બેસીને પીશાબ કીધા પછી) ઉભો થાએ, (તથા) ત્રણ કદમ ચાલ્યા પછી, ત્રણ વખત અષેમ, બે વખત હુમતનાંમ, ત્રણ વખત હુક્ષથ્રોતેમાઇ ભણે; પછી ચાર વખત હોનવર ગાએ, (અને છેલ્લે) યેંઘ્રહે હાતાંમ્* ભણેતો,

૪૪. જે પ્રમાણે એક ચોપગું વરૂ હમેલદાર માએ (ના પેટમાં) થી બચ્ચાંને બાહાર કાહાડીને તેના ચીરીએચીરીયાં કરી નાખેછે, તે પ્રમાણે તે (પીશાબની બાજ મુકનાર) શખ્સ મારા હમેલને તોડી પાડેછે.

૪૫. અશો સરોશ (ઈજદે) છોડી દીધેલા ગુરૂજથી (ઇઆને ગુરૂજને હાતમાંથી છોડીને) દરૂજને પુછયું કે, અએ ખોરેહ વગરના (તથા) (નેકીના) કામ નહી કરનારા દરૂજ! તારાં તે (ચાર) માણસોમાંનો ત્રીજો (શખ્સ) કોણ (છે)?

૪૬. ત્યારે તે દરૂજ દેવીએ તે (અશો સરોશ ઈજદ)ને પાછું ચીડાઇને કહ્યું કે, અએ ખુબસુરત અશો સરોશ (ઈજદ)! (નીચે જણાવેલો શખ્સ) ખચીત મારાં તે માણસોમાંનો ત્રીજો (છે):—જો કોઈ માણસ ઉંઘાએલો (હોએ ત્યારે) મની વેહેતી કરેછે (ઇઆને ઉંઘમાં નાહાવાનો થાએતો) તો,

૪૭. જેમ બિજા મરદો સોહોબત કરેછે તથા બાઈડીઓ (ના ગર્ભસ્થાન)માં મની (નાખેછે), તેમ તે (ઉંઘમાં ગોસલ થએલો) શખ્સ મારી સાથે સોહોબત કરેછે.

૪૮. અશો સરોશ (ઈજદે) છોડી દીધેલા ગુરૂજથી (ઇઆને ગુરૂજને હાતમાંથી છોડીને) દરૂજને પુછયું કે, અએ ખોરેહ વગરના (તથા) (નેકીના) કામ નહી કરનારા દરૂજ! તેને માટે શું તોજેશ છે?

૪૯. ત્યારે તે દરૂજ દેવીએ તે (અશો સરોશ ઈજદ)ને પાછું ચીડાઇને કહ્યું કે, અએ

* એ ફકરામાં પીશાબ કરી ઉભું થઈને પીશાબની જગાએથી ત્રણ કદમ ચાલ્યા પછી જુદ જુદા અવસ્તાના ફકરાઓ ભણવાને ફરમાવેલાછે તે ફકરા અહિંયાં આખા નથી આપ્યા, પણ જાવતમાં માત્ર તેઓનો પેહેલો બોલ કહેલોછે. પીશાબની બાજને માટે જુઓ મારી ખોરદેહ અવસ્તા બામાએની, સફો ૧૩–૧૪.

ખુબસુરત અશો સરોશ (ઇજ્દ) ! તેનેમાટે આએ (નીચે જણાવેલી) તોજ્શ છેઃ—

જો કોઈ શખ્સ ઉંઘમાંથી બીદાર થયા પછી ત્રણ વખત અષેમ, બે વખત હુમતનાંમ્, ત્રણ વખત હુક્ષથ્રોતેમાઇ ભણે; ત્યાર પછી ચાર વખત હોનવર ગાએ, (અને છેલ્લે) યેંઘ્રહે હાતાંમ્* ભણેતો,

૫૦. જે પ્રમાણે એક ચોપગું વરૂ હમેલદાર માએ (નાં પેટમાં)થી બચ્ચાંને બાહાર કાહાડીને તેના ચીરીએચીરીયાં કરી નાખેછે, તે પ્રમાણે તે (ઉંઘમાં ગોસલ થયાથી ઉઠીને ગોસલની બાજ મુકનાર શખ્સ) મારા હમેલને તોડી પાડેછે.

૫૧. ત્યારપછી (તે ઉંઘમાં ગોસલ થએલો શખ્સ) સપંદારમદને કેહેછે કે, અએ સપંદારમદ ! આએ મની† હું તુંને સોંપુંછું; શૂર આપનારા રસ્તાખેજ્ને દાહાડે (નીચે જણાવ્યા પ્રમાણેનો (એનો) નર (કરીને)તું મને પાછો આપજે.

(તે ઉંઘમાં ગોસલ થએલો શખ્સ સપંદારમદને કેહેછે કે) ગાથા જાણનારો, ઇજ્શને જાણનારો, ધરમના ફરમાનથી વાકેફગાર, માંથ્ર જાણનારો, હુનર સાથનો‡ (તથા) પોતાના તનને માંથ્રના તાબામાં રાખનાર§ (એવો નર રસ્તાખેજ્ને દાહાડે તું મને પાછો સોંપજે).

૫૨. (તે ઉંઘમાં ગોસલ થએલો શખ્સ સપંદારમદને કેહેછે કે) ત્યારપછી તે (નર) નું નામ આતરે—દાત, આતરે—ચિથ્ર, આતરે—જન્તુ, આતરે—દખ્યુ, અથવાતો આતશ ઉપરથી નિકળેલું કોઇબી નામ આપજે‖.

૫૩. અશો સરોશ (ઇજ્દે) છોડી દીધેલા ગુરૂજથી (ઇઆને ગુરૂજને હાતમાંથી છોડીને) દરૂજને પુછયું કે, અએ ખોરેહ વગરના (તથા) (નેકીના) કામ નહીં કરનારા દરૂજ ! તારા તે (ચાર) માણસોમાંનો ચોથો (શખ્સ) કોણ (છે) ?

૫૪. ત્યારે તે દરૂજ દેવીએ તે (અશો સરોશ ઇજ્દ) ને પાછું ચીડાઇને કહ્યું કે, અએ ખુબસુરત અશો સરોશ (ઇજ્દ) ! આએ (નીચે જણાવેલો શખ્સ) ખચીત મારાં તે માણસોમાંનો ચોથો (છે):—

જો કોઈ જનાકાર મરદ પંદર વરસની ઉમર (થયા) પછી (બી), (દીનનાં કામમાં

---

* એ ફકરાઓના અર્થ બાબે જુઓ મારી ખોરદેહ અવસ્તા બા માએની, સફે ૧૩—૧૪.

† અસલ એબારતમાં **નરેમ્** (એટલે નર) છે.

‡ બુદ્ધિવાળો તથા અજમાએશ પામેલો (હાઉગ); ડાહાપણ તથા મરદીથી પુર (હારલે); દાનાવ તથા હુશિયાર (દારૂમેસ્તેતે).

§ અથવા માંથ્રના તનવાળો (ઇઆને જેનું તનજ માંથ્રવાની).

‖ ઉંઘમાં શેતાનબાજી થયાથી જે બાજ હાલમાં પઢવામાં આવેછે તેમાં, ઉપર ૪૯ મા ફકરામાં જણાવેલા ફકરા વગેરે, આએ ૫૧ તથા ૫૨ મા ફકરાના અવસ્તા બી ભણવામાં આવેછે.

વાકેફ્ગારી મેળવ્યા વગર અથવા મુરાદે પોંહોંચ્યા વગર દુનિયાંદારીમાં પડેછે તો,*

૫૫. ચોથું પગલું ભરયા પછી તરતજ હમે દેવો તેની જ્બાનને તથા (તેની) ચરબીને વધારીએ છિય, કે તેથી કરીને જેમ ભયંકર જાદુમંદો† અશોઇનો મુલુકોને ખરાબ કરેછે, તેમ તે માણસ ત્યારપછી (ખરાબ રીતે) શક્તિવાન થઇને અશોઇનો હાડમંદ મુલુકોને ખરાબ કરી નાખેછે.

ખોલાસોઃ—(આએ ૫૪—૫૫ મા ફ્કરાઓની મતલબ એકે જો કોઈ શખ્સે પંદર વરસની ઉમરે પુગ્યા પછીબી દીનને લગતી જોઈતી વાકેફ્ગારી નહી મેળવી હોએ, પણ જાહેલી તથા અજ્ઞાનપણામાં રહેલો હોએતો, તેવો શખ્સ દુનિયાંદારીમાં પડયાથી કાંઈબી સારૂં કરવાને બદલે સાંભુ ખરાબ કરેછે. દુનિયાંની વૃદ્ધિ તથા આબાદીમાં તે કોઇબી રીતે ઉપયોગી થઈ શકતો નથી, બલકે બીગાડો કરેછે.)

૫૬. અશો સરોશ (ઈજ્દે) છોડી દીધેલા ગુરૂજથી (ઇઆને ગુરૂજને હાથમાંથી છોડીને) દરૂજને પુછયું કે, અએ ખોરેહ વગરના (તથા) (નેકીના) કામ નહી કરનારા દરૂજ! તેનેમાટે શું તોજેશ છે?

૫૭. ત્યારે તે દરૂજ દેવીએ તે (અશો સરોશ ઈજદ)ને પાછું ચીડાઇને કહ્યું કે, અએ ખુબસુરત અશો સરોશ (ઈજ્દ)! તેને માટે કાંઈ તોજેશ છે નહી.

૫૮. જો કોઈ જનાકાર મરદ પંદર વરસની ઉમર પછી (બી), (દીનના કામમાં) વાકેફ્ગારી મેળવ્યા વગર અથવા મુરાદે પોંહોંચ્યા વગર દુનિયાંદારીમાં પડેછે તો,*

૫૯. ચોથું પગલું ભરયા પછી તરતજ હમે દેવો તેની જ્બાનને તથા (તેની) ચરબીને વધારીએ છિય, કે તેથી કરીને જેમ ભયંકર જાદુમંદો† અશોઇના મુલેકોને ખરાબ કરેછે, તેમ તે માણસ ત્યારપછી (ખરાબ રીતે) શક્તિવાન થઇને અશોઈના હાડમંદ મુલુકોને ખરાબ કરી નાખેછે.

૬૦. (દાદાર હોરમજ્દ પેગમબર જરતોશ્તને કેહેછે કે) અએ ખાલેસ! તું મને પુછ; હું જે પેદા કરનાર, ઘણોજ વૃદ્ધિ કરનાર, ઘણોજ જાણનારો તથા પુછેલા (સવાલ)

---

* જો કોઈ પાપી માણસ પંદર વરસનો થયા પછીબી સુદરેહ કુસ્તી પેહેરતો નથી (સાધારણ અર્થ). એ ઉપરથી યુરોપિયન વિદ્વાનોએ **"અન્-અઈવ્યાસ્ત વા અન્-અબ્દાતો વા"** નો અર્થ કુસ્તી બાંધ્યા વગર, સુદરો પેહેર્યા વગર (હાઉગ તથા દારમેસ્તેતે); પોશાક તથા કપડાં પેહેર્યા વગર (હારલે); કુસ્તી તથા બંદ બાંધ્યા વગર (સ્પીગલ).

† **જન્દ યાતુમેન્ત**નો અર્થ નીચે મુજબ જુદી જુદી રીતે કરવામાં આવ્યોછે:—જાદુગરોના મંત્ર-જાદુ (હાઉગ); જાદુગરો તથા જાદુગરોના ચેલા (હારલે); જાદુગરો તથા જીન (દારમેસ્તેતે); ડાકટર સ્પીગલે એ બોલ (**જન્દ**) નો અર્થ કીધો નથી.

નો સઉથી સારીરીતે જવાબ આપનાર (છેઉં તેને તું પુછ); (કારણ કે) જો તું મને પુછશે તો એપ્રમાણે તુંને વધારે સારૂં થશે, ( તથા ) એપ્રમાણે તું વધારે ડહાહ્યો થશે.

૬૧. જરતોશ્તે હોરમજદને પુછયું કે, હાડમંદ મુલુકોના અએ ધણોજ વૃદ્ધિ કરનાર મીનો, અશો પેદા કરનાર હોરમજ્દ ! તું હોરમજ્દને કીયો શખ્સ સઉથી મ્હોટાં અપમાનથી દલગીર કરેછે, ( તથા ) કીયો શખ્સ સઉથી ઘણી દ્વેષે કરીને (તારી સાથે) દ્વેષ રાખેછે ?

૬૨. ત્યારે હોરમજદે કહ્યું કે, અએ અશો જરતોશ્ત ! ભલાઓમાંનો જે કોઈ બુરાઓમાંના (કોઈની સાથે), માજ્દયસ્નમાંનો* (જે કોઈ) બુતપરસ્તોમાંના† (કોઈની સાથે), અથવા બેગુનાહોમાંનો ( જે કોઈ ) ગુનેહગારોમાંના (કોઈની સાથે) તોખમને આલુદેહ કરેછે તે ખચીત વ્યભિચાર (છે); (અને તેવો મરદ ઇઆ તેવી ઓરત પોતાની બદ ચાલથી મને દલગીર કરેછે.)

**ખોલાસો:**—(એ ફકરો માજદયસ્ન મરદ ઇઆ ઓરતની સાથે બુતપરસ્ત ઓરત ઈઆ મરદનું કજોડું થવાની મનાઈ બાબે છે. એક બેગુનાહ, નેક તથા ઉંચી બુનિયાદનાનું તોખમ એક ગુનેહગાર, પાપી તથા બેબુનિયાદના તોખમની સાથે મળી ગયાથી, તે સારૂં તોખમ આલુદેહ તથા ખરાબ થએલું ગણાએ; તે તોખમનું સ્વચ્છપણું ખરાબ સાથે મળી ગયાથી તેની ઓલાદ ઘણી સારી નિકળતી નથી. એ ફકરામાં ભલાં તથા નેક લોકોનું તોખમ ખરાબ નહી કરવા બાબે છે, સબબ કે એથી ઉલટી રીતે થયાથી બદ માણસો પેદા થાએછે, જેઓ દુનિયાંની આબાદીમાં વધારો કરવાને બદલે સાંભો ઘટાડો કરેછે, તેબાબે નીચે ૬૩–૬૪ મા ફકરામાં જણાવેછે.)

૬૩. અએ જરતોશ્ત ! (તેવો મરદ ઇઆ તેવી ઓરત) (પોતાની) નજ્રથી ઝરાન: દોડતાં ( તથા ) વેહેતાં પાણીઓમાંના‡ એક તૃતીયાંશ ( પાણી )ને સુકાવી નાખેછે. અએ જરતોશ્ત ! (તેવો મરદ ઇઆ તેવી ઓરત) (પોતાની) નજ્રથી ઉગતાં, સોહામણાં, લીલા રંગનાં ઓરવરોના એક તૃતીયાંશ વધારાને નાશ કરેછે.

૬૪. અએ જરતોશ્ત ! (તેવો મરદ ઇઆ તેવી ઓરત) (પોતાની) નજ્રથી સપંદારમદ (જમીન)ના એક તૃતીયાંશ ઢાંકણને§ નાશ કરી નાખેછે. અએ જરતોશ્ત ! (તેવો મરદ ઇઆ તેવી ઓરત) ( પોતાની ) નજરથી વધારે સારી મનશ્નીવાળા,

---

* **અદએવયસ્ન** ઈઆને દેવને નહી ઈજનારા, ઇઆને માજદયસ્ન.

† **દએવયસ્ન** ઈઆને દેવને ઈજનારા, ઈઆને બુતપરસ્ત.

‡ પાહાડ ઉપરથી વેહેતાં પુસ્કળ પાણીના (દારમેસ્તેતે).

§ ઇઆને જમીન ઉપર ઉગેલી વનસ્પતિ—લીલોતરીના ત્રીજા હિસ્સાને.

વધારે સારી ગવશ્નીવાળા તથા વધારે સારી કુનશ્નીવાળા અશો માણસની હિમ્મત, ફતેહ* તથા રાસ્તીનો એક તૃતીયાંશ ભાગ ઓછો કરેછે.

**ખોલાસો:**—(ફકરા ૬૩–૬૪:—ઉપર ટપકે જોતાં એ ફકરા સમજનેમાટે જશ મુશ્કેલ દીસેછે, પણ બારીકીથી તપાસ કીધાથી તેમ થતું નથી. ઉપર ૬૨ મા ફકરામાં જણાવ્યા મુજબ ભલા તથા અશો માજદયસ્ન મરદ ઇયા ઓરત સાથે બેશુનિયાદ, નાપાક તથા બુતપરસ્ત ઓરત ઇયા મરદના નેકા થયાથી કજોડું થાએછે. બેહુના વિચાર તદન ઉલટા હોવાથી તેઓમાં સલાહ સંપજ તથા એકદિલી રેહેતી નથી; તેઓ વચ્ચે વારેઘડીએ કજીઓ કંકાસ થયા કરેછે, ધંધા રોજગાર ઉપર પુરતું ધેઆન આપી શકાતું નથી; જો ખેતી હોએછે તો તેનો પાક બરાબર ઉતરતો નથી. ટુકાંમાં જ્યાંહાં એકદિલી નહી ત્યાંહાં ઘરબારની તથા ધંધા રોજગારની આબાદી ઓછી સમજવી. વળી તેમના ફરજંદ પણ ઘણુંકરીને તેવાંજ ઉત્પન્ન થાએછે.)

૬૫. અએ સઉથી પવિત્ર જરતોશ્ત! તેટલામાટે હું કેહુંછું કે, તેવા શખ્સો જહડપથી ચાલનારા સાંપ, અથવાતો નખરિયાંવાળા† વરૂઓના કરતાં વધારે નાશકારક (હોએછે); અથવા શેકાર શોધતું‡ વરૂ મેંઢાંના વાડા ઉપર હુમલો કરેછે, અથવાતો હજાર બચ્ચાંવાળું સોસવાટ પાણી તરફ (માછલીઓને ખાવાને માટે) ધસારો કરેછે તેના કરતાં (તે શખ્સો વધારે નાશકારક છે).

૬૬. (દાદાર હોરમજ્દ પેગમબર જરતોશ્તને કેહેછે) અએ ખાલેસ! તું મને પુછ; હું કે જે પેદા કરનાર, ઘણોજ વૃદ્ધિ કરનાર, ઘણોજ જાણનારો તથા પુછેલા(સવાલ)નો સઉથી સારીરીતે પાછો જવાબ આપનાર (છેઉં તેને તું પુછ);(કારણ કે) અગરજો તું મને પુછશે તો એપ્રમાણે તુંને વધારે સારૂં થશે, (તથા) એપ્રમાણે તું વધારે ડહાયો થશે.

૬૭. જરતોશ્તે હોરમજ્દને પુછ્યું કે, હાડમંદ મુલુકોના અએ ઘણોજ વૃદ્ધિ કરનાર મીનો, અશો પેદા કરનાર હોરમજ્દ! (જો) કોઈ શખ્સ (પોતાની) બુદ્ધિથી જાણીને તથા ચિત્તથી જાણીને કોઈ ઓરત જે (પોતાની) બુદ્ધિના જ્ઞાનથી (તથા) સમજથી (જાણે કે હું) દસ્તાનની નિશાનવાળી, દસ્તાનવાળી, (તથા) દસ્તાનના લોહીવાળી (છેઉં), (તેવી ઓરતમાં અગરજો તે શખ્સ) પોતાની મની નાખેતો,

૬૮. તેને માટે પસ્તાવો શું છે? તેને માટે પ્રાયશ્ચિત શું છે? (તથા) (તે ગુનાહ વિશે) જાણનાર શખ્સ પોતાના કીધેલાં (ગુનાહના) કામને કેમ દૂર કરે?

---

* દુશ્મનને મારવાની શક્તિ (દારમેસ્તેતે); ખુબી (હારલે).

† બુમ પાડતા, પોકારતા (હાઉગ, હારલે તથા દારમેસ્તેતે).

‡ **અજરો–દઈધીમ** બોલનો અર્થ "ખેતરમાં પેઠેલું–ઘુસેલું" બી થઈ શકે.

**ખોલાસો:**—( આએ ૬૭—૬૮ મા ફ્કરામાં એવો સવાલ પુછ્યોછે કે, જો કોઈ મરદ દસ્તાનવાળી ઓરત સાથે સોહોબત કરે; કેવી રીતે? ગફ્લતથી તથા અનજાણપણે નહી, પણ તે મરદ પોતાની બુદ્ધિથી તથા ચિત્તથી સારીપેઠે જાણે કે તે ઓરત દસ્તાનની હાલતમાં છે; વળી પેલી ઓરત પોતાની બુદ્ધિથી તથા ચિત્તથી સારી પેઠે સમજે કે હું દસ્તાનની હાલતમાં છેઉં. હવે જ્યારે એ પ્રમાણે હોએ તે છતાં, પેલો મરદ તેણીની સાથે સોહોબત કરેતો, તેને માટે તોજેશ શું છે? તથા તે મરદ તથા ઓરત શું શિક્ષા ખમે જેથી તે ગુનાહ તેઓને કપાલે ચોંટી નહી રેહે, પણ નિકળી જાએ? એ સવાલનો જવાબ નીચે ૬૯—૭૪ મા ફ્કરાઓમાં આપ્યોછે, જ્યાંહાં તે ગુનાહનેમાટે ભાહારી શિક્ષા ફ્રમાવેલીછે.)

૬૯. જરતોશ્તે હોરમજ્દને પુછ્યું કે, હાડમંદ મુલુકોના અએ ઘણોજ વૃદ્ધિ કરનાર મીનો, અશો પેદા કરનાર હોરમજ્દ! (અગરજો) કોઈ શખ્સ (પોતાની) બુદ્ધિથી જાણીને તથા ચિત્તથી જાણીને કોઈ ઓરત કે જે ( પોતાની ) બુદ્ધિના જ્ઞાનથી (તથા) સમજથી (જાણે કે હું) દસ્તાનની નિશાનવાળી, દસ્તાનવાળી (તથા) દસ્તાનના લોહીવાળી (છેઉં), (તેવી ઓરતમાં અગરજો તે શખ્સ) પોતાની મની નાખેતો,

૭૦. (તે મરદે તથા ઓરતે) માફ્કસર કદના પશુઓમાંના ૧૦૦૦(પશુને) કતલ કરવાં જોઇએ, (પછી) તે તમામ (કતલ કીધેલા) પશુના કટકાને ભલી અશોઇમાં આતશને માટે ભેટ લઈ જવા જોઈએ;* (તથા) પોતાની બાજુએ કરીને ભલાં પાણીને માટે (ભેટ) લઈ જવી જોઇએ.†

૭૧. (તે મરદે તથા ઓરતે) સુકાં, સારીપેઠે કાપેલાં (તથા) પરીક્ષા કીધેલાં લાકડાંના ભારાઓમાંના ૧૦૦૦ (લાકડાંના ભારા) ભલી અશોઇમાં આતશનેમાટે લઈ જવા જોઇએ; (તથા) ઉર્વાસ્ન અથવા વોહૂ—ગઓન અથવા વોહૂ—કેરેતિ અથવા હધાનએપત,‡ અથવાતો હરકોઈ ઘણાજ ખુશબોદાર ઝાડના નરમ લાકડાંના ભારાઓમાંના ૧૦૦૦ (ભારા), ભલી અશોઇમાં (તે મરદે તથા ઓરતે) આતશને માટે લઈ જવા જોઇએ.

---

* એ વાક્યને છેડે વલ્લાયામાં આવેલા **યત્ અન્તરે વેરેધ્ક અસ્મ રેજ**—એ બોલો પેહેલવી શરેહના છે; એનો અર્થ સમજ નથી પડતો; માત્ર **વેરેધ્ક** બોલ સમજ પડેછે, જેનો અર્થ "ગુરદો" કરીને થાએછે. પશુના કીયા ભાગ અથવા કટકા ભેટ તરીકે આતશ આગલ લઈ જવા તે બાબે કંઈ શરેહ હોએ એવું દીસેછે. ડાકટર સ્પીગલના પેહેલવી વંદીદાદમાં એ બોલો નીચે મુજબ જુદી રીતે આપ્યા છે:—**યત્ અન્તરે વેરેધ્ક મરેજ.**

† અગરજો એકબારગી **બાજ્વ** બોલને બિજી અનેકવચનમાં લઈએતો નીચે મુજબ અર્થ થઈ શકે:—(અને તે પશુઓની) બાજુઓને ભલાં પાણીનેમાટે ભેટ તરીકે લઈ જવી જોઈએ.

‡ સાધારણ રીતે એ ચાર બોલોનો અર્થ "સુખડ, લોબાન, અગર તથા દાડમના ઝાડનુ લાકડું" કરવામાં આવ્યોછે.

૭૨. (તે મરદે તથા ઓરતે) બરસમ (બનાવવા)નેમાટે (ઇઆને ક્રિયાના આલાતો મુકવાના ગાલીચા બનાવવાને માટે) સાદરીઓમાંની ૧૦૦૦ (સાદરી) પાંથરવી જોઇએ. આએ ઝાડ કે જને હધાનએપાત કેહેછે તેનો એકઠો થએલો (અથવા બંધાઈ ગએલો) રસ, (તથા) તેની સાથે પવિત્ર કીધેલી (તથા) ચોકસી કીધેલી, (કે જે) નેક માણસથી પાક કીધેલી (તથા) નેક માણસથી ચોકસી કીધેલી હોમને લગતી (તથા) જીવામને લગતી ભેટોમાંની ૧૦૦૦ (ભેટ), (તે મરદે તથા ઓરતે) ભલાં પાણીને માટે ભલી અશોઇમાં (ઇઆને પોતાના ખરાં દિલથી) લઈ જવી જોઇએ.

૭૩. (તે મરદે તથા ઓરતે) પેટે ચાલનારા સાંપોમાંના ૧૦૦૦ (સાંપ) મારવા જોઇએ, (તથા) બિજી જાતના (સાંપો)માંના ૨૦૦૦ (સાંપ) (મારવા જોઇએ). દમ લેનારા (ઈઆને જમીન ઉપર રેહેનારા) દેડકાઓમાંના ૧૦૦૦ (દેડકા) મારવા જોઇએ; (તથા) પાણીમાં રેહેનારા (દેડકાઓ)માંના ૨૦૦૦ (દેડકા) (મારવા જોઇએ); દાનો ખેંચી લઈ જનારી કીડીઓમાંની ૧૦૦૦ (કીડી) મારવી જોઇએ, (તથા) બિજી જાતની (કીડીઓ)માંની ૨૦૦૦ (કીડી) (મારવી જોઇએ).

૭૪. (તે મરદે તથા ઓરતે) વેહેતાં પાણીમાં (ઇઆને વેહેતાં પાણી ઉપરથી પસાર થવાનેમાટે) ૩૦ લાકડાંના કટકા* મુકી આપવા જોઇએ.

**ખોલાસોઃ**—(પાણી ઉપરથી પસાર થવાને માટે તેની ઉપર ૩૦ પાટિયાં બરાબર ગોઠવી આપવાં જોઇએ, કે તેથી લોકોને આવજાવ કરવાને સેહેલ પડે.)

(તે મરદે તથા ઓરતે) ઘોડાના ચાબુકે કરીને હાંકી કાહાડવામાંના ૧૦૦૦ (નુકસાનકારક જાનવરોને) હાંકી કાહાડવાં જોઇએ, (તથા) સઓષો—ચરન નામના કોરડાથી ૨૦૦૦ (નુકસાનકારક જાનવરોને) (હાંકી કાહાડવાં જોઇએ).†

૭૫. તેનેમાટે આએ પસ્તાવો છે, તેનેમાટે આએ પ્રાયશ્ચિત છે. (તે ગુનાહ વિશે) જાણનાર શખ્સે (પોતાના) કીધેલાં કામને આએ રીતે દૂર કરવું જોઇએ.

**ખોલાસોઃ**—(એની મતલબ એકે દસ્તાનની હાલત જાણ્યા છતાં, તે મરદે તથા ઓરતે જાણીબુજીને એક બિજા સાથે સોહોબત કીધી, તેટલામાટે તેઓએ ૭૦—૭૪ મા ફકરામાં જે શિક્ષા ફરમાવીછે તે ખમીને, પોતાના ગુનાહની તોજેશ તથા પસ્તાવો કરવો જોઇએ; તે શિક્ષા ખમ્યાથી તે ગુનાહ ફિટી શકેછે.)

૭૬. (તે મરદ તથા ઓરત) (ઉપર ૭૦—૭૪ મા ફકરાઓમાં જણાવેલી શિક્ષા ખમીને પોતાના ગુનાહને) જો દૂર કરેતો, અશો (લોકો)ની તે દુનિયાં (જે બેહેશ્ત)

* પગે ચાલીજવાના પુલ, ચાલીનેજ માત્ર જવાઈ શકાએ એવા સાંકડા પુલ (હાઉગ તથા હારલે).

† એની સમજ બાબે જુઓ ૩ જી ફરગરદના ૩૬ મા ફકરાના તરજુમાની નીચે આપેલો ખોલાસો.

ત્યાંહાં તે જાએછે; (પણ) જો (પોતાના ગુનાહને) (તે) દૂર નહી કરેતો, દરવંદોની તે દુનિયાં કે જે અંધારાને લગતી અંધારા તોખમના અંધારાની (છે) ત્યાંહાં (તે ગુનેહગાર) જાએછે.

**ખોલાસોઃ**—(દસ્તાનની હાલતમાં જાણીબુજીને એક બિજા સાથે સોહોબત કરનાર મરદ તથા ઓરત જો એ પરગરદના ૭૦—૭૪ મા ફકરાઓમાં જણાવેલી શિક્ષા ખમેતો, તે ગુનાહ માફ થઈ જાએછે, સબબકે તેઓએ જોઇતી તોબેશ કીધી, તથા ફરમાવેલી શિક્ષા ખમી. પણ જો તે ગુનેહગાર મરદ તથા ઓરત તે ગુનાહને-માટે કાંઈ તોબેશ ઇઆ શિક્ષા નહી ખમેતો, તે ગુનાહ તેઓને કપાલે ચોંટી રેહેછે, અને મુવા પછી પેલી જેહાંનમાં સારી જગા પામવાથી બેનસીબ રેહેછે.)

---

# પરગરદ ૧૯ મી.*

૧. ઉત્તર તરફના ભાગમાંથી, ઉત્તર તરફના ભાગોમાંથી દેવોનો દેવ (જે) પુર મરકીવાળો અંગ્રેમેન્યુશ (તે) દોડી આવ્યો. ખરાબ જાણનારો (તથા) પુર મરકી-વાળો જે અંગ્રેમેન્યુશ તે નીચે પ્રમાણે ચીડાઇને બોલ્યોઃ—

"અએ દરૂજ! અશો જરતોશ્ત આગળ દોડ (અને તેને) માર."

(તે) નાશકારક, મોત ભરેલો (અને) ફરેબ દેનારો બૂઇતિ દેવ (નામનો) દરૂજ તે (અશો જરતોશ્ત)ની આસપાસ દોડયો.

૨. (પેગમબર) જરતોશ્ત (આખી) હોનવર ગાઈને ભણ્યોઃ—

યથા અહૂ વઈર્યો (જાવત) વાસ્તારેંમ્.†

(અશો જરતોશ્તે) વેહેદાતી (નામની નદી)ના‡ ભલાં પાણીઓને ઈજ્યાં, માજ-

---

* આએ ૧૯ મી પરગરદમાંથી આપણને આપણા પેગમબર સાહેબ બાબે કેટલીએક હકીકતો મ-લેછે; એ પરગરદમાં એક ટુકું જરતોસ્તનામું આવેલુંછે. અશો જરતોસ્તને લગતી સઘલી બાબદો સ-લસલાબંદ નથી આવી, પણ થોડોક ભાગ એ પરગરદની શરૂઆતમાં અને બાકીનો ભાગ સેવટે આ-વેલોછે. અંગ્રેમેન્યુશ જે દેવોનો દેવ, તેની સરદારી હેઠલ તમામ દેવદરૂજોએ હજરત જરતોસ્તને મારી નાખવાનેમાટે સંપ કીધો, તથા ઘણાંએક ફાંફાં માર્યાં તથા હિકમતો લગાવી, પણ તેઓ ફાવી શક્યા નહી. અશો જરતોસ્તને મ્હોટી રૂસ્વત આપવા કેહીને અંગ્રેમેન્યુશે પોતાની ટોલકીમાં લાવવા માગ્યું, પણ તે રાસ્ત પેગમબરે અંગ્રેમેન્યુશને ખોલ્લી રીતે કેહી જણાવ્યું કે, એકબારગી મારો જાન જાએ પણ હું કદીબી ભલી માજદયસ્ની દીન છોડું નહી. એ પ્રમાણે જ્યારે તે બુરો અંગ્રેમેન્યુશ તથા તમામ દેવદરૂજો પોતાની બધી તદબીરોમાં પાર નહી પડયા, ત્યારે નિરાશ થઈને પોતાનું મુકામ જે દોજખ ત્યાંહાં પાછા ફરયા.

† એના અર્થ તથા ખોલાસા બાબે જુઓ મારી ખોરદેહ અવસ્તા બા માએની, સફે ૨–૪.

‡ ઈરાનવેજમાં આવેલી નદીનું નામ. સારી પેદાએશના (હારલે); સારાગુણના–ખાસિયતના(હાઉગ).

દયસ્ની દીન ઉપર એતેકાદ રાખ્યો. (તે) નાશકારક, મોત ભરેલો (અને) ફરેબ દેનારો બૂઇતિ દેવ (નામનો) દરૂજ તેની આગળથી બીહીને દૂર નાહાસી ગયો.

૩. (તે) દરૂજે તે (અંગ્રેમેન્યુશ)ને ચીડાઇને પાછું કહ્યું કે, એએ સમજમાં વધારે આંધળા* અંગ્રેમેન્યુશ! સઉથી પવિત્ર જરતોશ્તને માટે તેનું મોત હું આસપાસ જોતો નથી, (કારણ કે તે) અશો જરતોશ્ત પુર નુરમંદ (છે).

જરતોશ્તે પોતાના મનમાં વિચારયું કે દેવો, દરવંદો (અને) ખરાબ જાણનારા મારા મોત વિશે સાથે મનસુબો કરેછે.

૪. અકોમનના† ધિક્કાર ભરેલા સવાલોમાંના (સવાલથી) બીહ્યા વગર કત (માપ) ના જેટલા મ્હોટા ગોફણના પત્થરો‡ હતા,§ તે હાતમાં પકડીને જરતોશ્ત ગુસ્સાથી (પોતાની જગા ઉપરથી) ઉઠયો (અને) આગળ ચાલ્યો. અશો જરતોશ્તને (તે ગોફણના પત્થરો) પેદા કરનાર હોરમજ્દથી મળેલા (હતા).

તે (હથિયારો) ક્યાંહાંથી તેં પકડયાંછે (ઇઆને તુંને મળયાંછે)?

જવાબ:—આએ જમીન કે જે પોહોળી, ગોળ (તથા) પાર કરવાને દૂર પડે તેવી (છે તેમાં) જ્બાર પાહાડની પડોશમાં (આવેલી) દરેજ (નામની નદી)ની નજ્દીક પોરોશસ્પના ઘેરમાં (તે હથિયારો મળયાં હતાં). ¶

૫. જરતોશ્તે અંગ્રેમેન્યુશને મ્હોટે સાદે જણાવ્યું કે, એએ ખરાબ જાણનારા અંગ્રેમેન્યુશ! દેવની રાહે ચાલનારી પેદાએશને હું નાશ કરી નાખીશ, દેવના મારગના નસાને હું નાશ કરી નાખીશ; (તથા) જ્યાંહાંસુધી કાંસવ‖ (નામની નદીના) પાણીમાંથી પૂર્વ તરફના ભાગમાંથી, પૂર્વ તરફના ભાગોમાંથી ફતેહમંદ સોશ્યોસ બુલંદીથી જન્મ પામે (ત્યાંહાંસુધી) ખ્નાથઇતિ (નામની) પરીને$ હું નાશ કરીશ.

---

* દુઃખ દેનાર (સ્પીગ્રલ તથા યુસ્તિ); ઠગારા (હાઉગ); ઘાતકી (હારલે); નાશકારક (દારમેસ્તેતે).

† **અકોમન**નો અસલ અર્થ બદમનસ્નીવાળો દરૂજ; એનું ઉલટું **વોહુ મનો**, ઈઆને બત્રી મનસ્નીનો ફરેસ્તો, નેકવિચાર, બહમન.

‡ આએ ઠેકાણે ખરેખર ગોફણના પત્થરો નહી સમજવા, પણ દેવ દરૂજની સાંમે થવાનાં અશો જરતોસ્તના એજમતી હથિયારો ગણવા. તે હથિયારો કીયાં તે વિશે એજ પરગરદના ૯ મા ફકરામાં જણાવેછે. પ્રોફેસર હારલે **અસાનો**નો અર્થ 'તીર' કરીને ઉપર પ્રમાણેજ તેની સમજ આપેછે.

§ અસલ એબારતમાં એ ક્રિયાપદ વર્તમાન કાલમાં (**હેન્તિ**) છે.

¶ આએ ચોથા ફકરાના છેલ્લા ભાગ ઉપરથી આપણને પેગમબર જરતોસ્તના બાપ પોરોશસ્પના ઘેરની ઇધાંની મળેછે તે એકે, તેનું ઘેર **જબાર** નામના પાહાડમાંથી વેહેતી **દરેજ** નામની નદીના કીનારા ઉપર આવેલું હતું. હવે એ **દરેજ** નામની નદી કયાંહાં હતી તે વિશે આપણને અવસ્તામાંથી કાંઈ મળતું નથી, પણ બુનદેહેશ નામની પેહેલવી કેતાબમાં લખેછે કે એ નદી ઈરાનવેજમાં હતી. પેહેલવીમાં એ નદીને **દરજીક** કેહેછે.

‖ **કાંસવ** એ પૂર્વ ઈરાનમાં હેરાતની પાસે સજેસ્તાનમાં આવેલી નદીનું નામ.

$ ખોટા દેવોને પુજનારી પરી (હારલે).

૬. (ત્યારે) ખરાબ પેદાએશનાં અંગ્રેમેન્યુશે તેને (ઇઆને જરતોશ્તને) પાછું ચીડાઈને કહ્યું કે, અએ અશો જરતોશ્ત! મારી પેદાએશને પાયામાલ કરતો ના; તું પોરોશસ્પનો છોકરો છે, (તથા) (તારી) માએથી તું જનમેલોછે.* ભલી માજ્દયસ્ની દીનને તું ધિક્કાર, (કે જેથી કરીને) જેમ વધધન† (નામનો) દેશનો ધણી મિલકત પાંમ્યો (તેમ) તું પાંમે.

૭. (ત્યારે) જે સઉથી પવિત્ર જરતોશ્ત તેણે તે (અંગ્રેમેન્યુશ)ને પાછું કહ્યું કે, (અગરજો) (મારાં) હાડકાં તથા (મારો) જીવ તથા (મારી) બુદ્ધિ જુદી પડે, (તોપણ) તે (લાંચ)ને ખાતર ભલી માજ્દયસ્ની દીનને હું ધિક્કારૂં નહી.

**ખોલાસો:**—(ફકરા ૬–૭:–હારેમને અશો જરતોશ્તને મ્હોટી લાંચ આપવા કેહીને માજ્દયસ્ની દીન તરક કરવાને ફુસલાવ્યો, પણ તે પેગમબરે તેને કહ્યુંકે, મારો જાન જાએ તોપણ ભલી માજ્દયસ્ની દીનને હું કદી છોડી નહી દેઉં.)

૮. (ત્યારે) ખરાબ પેદાએશના અંગ્રેમેન્યુશે તેને (ઇઆને જરતોશ્તને) પાછું ચીડાઈને કહ્યું કે, કીયાં વચને કરીને મારી (ઇઆને) અંગ્રેમેન્યુશની પેદાએશને તું મારશે? કીયાં વચને કરીને (મારી પેદાએશને) તું નાશ કરશે? કીયાં સારાં બનાવેલાં હથિયારે કરીને (મારી પેદાએશને તું મારશે તથા નાશ કરશે)?

૯. (ત્યારે) જે સઉથી પવિત્ર જરતોશ્ત તેણે તે (અંગ્રેમેન્યુશ)ને (નીચે પ્રમાણે) પાછો જવાબ આપ્યો કે, હાવનીમ, તશ્ત, હોમ તથા હોરમજ્દના કહેલાં વચને કરીને (હું તારી પેદાએશને નાશ કરી નાખીશ); (ઉપર જે કહ્યાં તે) મારાં સઉથી સરસ હથિયાર છે. અએ ખરાબ જાણનારા અંગ્રેમેન્યુશ! આએ વચનથી (તુંને) હું મારીશ, આએ વચનથી (તુંને) હું નાશ કરીશ. આએ સારાં બનાવેલાં હથિયારે કરીને, અએ ખરાબ જાણનારા અંગ્રેમેન્યુશ! (હું તુંને મારીશ). હદ-વગરના વખતમાં સ્પેન્તોમેંન્યુશે (તે સખુન) આપ્યો હતો, (અને) સારા પાદશાહ (તથા) સારાં ડહાપણવાળા‡ અમશાસ્પંદોએ (તે સખુન) ફેલાવ્યો.

**ખોલાસો:**–(ફકરા ૮—૯:—જ્યારે અંગ્રેમેન્યુશે જોયું કે મારી તમામ પેદાએશનો નાશ કરવાને અશો જરતોશ્તે મજબુત ઠેરાવ કીધોછે, તથા મ્હોટી લાલચ

---

* માયાળુ ખવાસવાળી માએથી તેં તારૂં નામ ધારણ કીધેલુંછે (હારલે); તારી માયે મને આરાધ્યો હતો (દારમેસ્તેતે); જન્મથી તું આરાધેછે (હાઉગ).

† પ્રોફેસર હારલે એવી કલ્પના કરેછે કે **વધધન** નામનો ઈરાનનો દુશ્મન કોઈ મુર્તિ પુજક તુરાની પાદશાહ હોવો જોઇએ; પ્રોફેસર દારમેસ્તેતે **વધધન** બોલનો અર્થ 'ખુની' કરીને જુહાકને લાગુ પાડેછે.

‡ **હુધાઓંધ્રહો**નો અર્થ 'સારી પેદાએશવાળા' બી થઈ શકેછે. ઘણી સખાવત કરનારા (દારમેસ્તેતે); સારી ગોઠવણ–બંદોબસ્ત કરનારા (હાઉગ).

આપવા છતાંબી પોતાનો વિચાર ફેરવતો નથી, ત્યારે તેણે તે રાસ્ત પેગમબરને ફરીથી પુછ્યું કે, કીયાં હથિયારોથી તું મારી પેદાએશનો નાશ કરશે? ત્યારે જરતોશ્તે તેને જવાબ આપ્યો કે, મારા સઉથી સારાં હથિયારો એ દીનના કામમાં વપરાતાં આલાતો છે, તથા ઘણાજ અગાઉના વખતમાં દાદાર હોરમજ્દનો કહેલો સખુન જે હોનવર તે છે. એ હોનવર દેવદરૂજોને નહસાડવાનું તથા તેઓને નાબુદ કરવાનું સઉથી સરસ હથિયાર છે. એજ પરગરદના ૨ જા ફકરામાં આપણે જોયું કે જ્યારે બૂઇતિ નામનો દેવ અશો જરતોશ્તને મારવાને માટે આવ્યો હતો, ત્યારે બી તે પેગમબર હોનવર ભણ્યો હતો. એ હોનવરની બંદગી હજરત જરતોશ્તની આગમચના વખતની, બલકે દાદાર હોરમજ્દે આસ્માન, પાણી, જમીન, ઓરવર, ગોસ્પંદ, માણસો ઈત્યાદિ પેદા કીધાં તેની આગમચની હતી.)

૧૦. (પેગમબર) જરતોશ્ત હોનવર ગાઇને ભણ્યો:—યથા અહૂ વઇર્યો (જાવત) વાસ્તારેમ્. ત્યારપછી અશો જરતોશ્ત મ્હોટે સાદે બોલ્યો કે, હું તુંને પુછુંછું, અએ હોરમજ્દ! (તું) મને ખરૂં કેહેજે.*

૧૧. (અશો જરતોશ્તના બાપ પોરોશસ્પનું ઘેર કે જે) જબાર પાહાડની પડોશમાં દરેજ (નામની નદી)ની નજદીક (હતું), (ત્યાંહાં જયારે) દાદાર હોરમજ્દ—બહમન (અમશાસ્પંદ), અરદીબેહેશ્ત (અમશાસ્પંદ), શહરેવર (અમશાસ્પંદ) (તથા) અસ્પંદારમદ (અમશાસ્પંદ)—એઓ વિશે મનમાં વિચાર કરતા (હતા)† ત્યારે જરતોશ્તે હોરમજ્દને પુછ્યું કે, હાડમંદ મુલુકોના અએ ઘણોજ વૃદ્ધિ કરનાર મીનો, અશો પેદા કરનાર હોરમજ્દ!

૧૨. (અશો જરતોશ્ત દાદાર હોરમજ્દને પુછેછે) આએ દરૂજથી (તથા) ખરાબ જાણનારા અંગ્રેમેન્યુશથી હું તેઓને કેમ બંચાવીશ? આએ માજ્દયસ્ની મોહોલ્લામાંથી કેમ હમરીતને, કેમ પતરીતને (તથા) કેમ નસાને હું નાશ કરીશ? રાસ્ત નરને કેમ હું પવિત્રાઈ આપીશ? રાસ્ત બાઇડીને (માટે) પાકીજગી કેમ હું લઈ જાઇશિ?

૧૩. ત્યારે હોરમજ્દે કહ્યું કે, અએ જરતોશ્ત! તું ભલી માજ્દયસ્નીની દીનની તારીફ કર; અએ જરતોશ્ત! તું હફતેકેશ્વર જમીન‡ ઉપર આએ અમશાસ્પંદોની

* **તત્ થ્વા પેરેસા એરેશ્ મોઇ વઓચા અહુરા**—એ બોલો ઈજશ્નેના ૪૪ મા હામાં આવેછે; એ હામાં પેગમબર જરતોશ્ત દાદાર હોરમજદને ખુદરતી પેદાએશને લગતા, દીનને લગતા તથા ફીલસુફીને લગતા કેટલાએક સવાલો પુછીને તે બધાંનો ખોલાસો માંગેછે.

† ઈઆને એ ચાર અમશાસ્પંદો તરફ દાદાર હોરમજદનું મન લાગેલું હતું.

‡ હફતે કેશ્વર જમીન ઇઆને ૭ કેશ્વર અથવા ખંડમાં વેહેચાએલી પૃથ્વી. એ ૭ કેશ્વરનાં નામોને માટે જુઓ મારી ખોરદેહ અવસ્તા બા માએની, સફે ૪૧ મે આપેલી નોટ.

તારીફ કર;* અએ જરતોશ્ત ! પોતાના ઠેરવેલા મારગ પ્રમાણે ચાલનાર આસ્માનની, હદ વગરના વખતની, (તથા) ઉપર કામ કરનારા વાએ ઈજદની તું તારીફ કર; અએ જરતોશ્ત ! હોરમજદના પેદા કીધેલા જોરાવર ગોવાદ (ઈજદની) (તથા) હોરમજદની, વૃદ્ધિ કરનાર (તથા) સોહામણી છોકરીની તું તારીફ કર.

૧૪. (દાદાર હોરમજદ પેગમબર જરતોશ્તને કેહેછે):—અએ જરતોશ્ત ! મારા એટલેકે હોરમજદના ફ્રેોહરની† તું વખાણ કર; તે (ફ્રેોહર) કે જે સઉથી મ્હોટું તથા સઉથી સરસ, તથા સઉથી સોહામણું તથા ઘણીજ હિમ્મત આપનાર, તથા ઘણુંજ અક્કલમંદ તથા ઘણુંજ સવાબકાર, તથા અશોઈમાં સઉથી ઉપર (છે) (તેની તું વખાણ કર). જેનું રવાન વૃદ્ધિ કરનાર માંથ્ર (છે). અએ જરતોશ્ત ! આએ પેદાએશ કે જે હોરમજદની (છે તેની) તું પોતે વખાણ કર.

૧૫. (દાદાર હોરમજદ કેહેછે) જરતોશ્તે મારા સખુનને અનુકૂલ કીધો (અથવા મારો સખુન જાહેર કીધો).‡

**ખોલાસો:**—(દાદાર હોરમજદનો સખુન કબુલ રાખીને અશો જરતોશ્તે ભલી માજદયસ્ની દીનની તથા બિજી ખુદરતી પેદાએશની વખાણ કીધી તે, નીચે ૧૬ મા ફકરાની આખેર સુધી વાંચ્યાથી જણાશે.)

(પેગમબર જરતોશ્ત કેહેછે):—હોરમજદ (કે જે) અશો પેદાએશને પેદા કરનાર (તેની) હું તારીફ કરૂંછું; મેહેર (ઈજદ) (જે) બોહોળાં ખેતરવાળો,§ સારાં હથિયારવાળો, ફતેહમાં સઉથી કીર્તિવાન (તથા) ફતેહમાં દુશ્મનને ઘણોજ મારનાર (છે તેની) હું તારીફ કરૂંછું; અશો સરોશ (ઈજદ) (કે જે) સારાં કદનો (તથા) બે હાતમાં હથિયાર પકડીને દેવોના માથાંની ઉપર(મારનારો છે તેની) હું તારીફ કરૂંછું.

૧૬. (અશો જરતોશ્ત કેહેછે):—વૃદ્ધિ કરનાર માંથ્ર જે પુરતી રીતે નુર ભરેલી (છે તેની) હું તારીફ કરૂંછું; પોતાના ઠેરવેલા મારગ પ્રમાણે ચાલનાર આસ્માનની, હદ વગરના વખતની, (તથા) ઉપર કામ કરનારા વાએ (ઈજદની) હું તારીફ કરૂંછું; હોરમજદના પેદા કીધેલા જોરાવર ગોવાદ (ઈજદ)ની (તથા) હોરમજદની, વૃદ્ધિ કરનાર (તથા) સોહામણી છોકરીની હું તારીફ કરૂંછું; ભલી માજદયસ્ની દીન(કે જે)દેવથી તદન જુદોજ(તથા)જરતોશ્તી કાએદો (છે તેની) હું તારીફ કરૂંછું.

---

* નિજબયંધ્રઉહુનો અર્થ "તું આરાધણા કર, તું મદદ માંગ" બી થાએછે. ધાતુ જબા=સંસ્કૃતહ્વે, હ્વા.

† 'ફ્રેોહર' બોલના ખોલાસા બાબે જુઓ મારી ખોરદેહ અવસ્તા બા માએની, સફે ૩૮—૩૯ મે આપેલી નોટ.

‡ માન સહિત કબુલ રાખ્યો (હારલે).

§ બોહોલાં મુલુકો ઉપર રાજ કરનાર (સ્પીગલ તથા હારલે); ગાએ ઢોરને ચરવાની બોહોલી જગાનો સાહેબ (હાઉગ તથા દારમેસ્તેતે).

૧૭. જરતોશ્તે હોરમજ્દને પુછયું કે, અએ આબાદીના આપનાર હોરમજ્દ! (તું) હોરમજ્દની આએ પેદાએશને કેઈ ઇજિશ્નેથી હું ઇજું? (તથા) કેઈ ઇજિશ્નેથી હું વધારે ઇજું?

૧૮. ત્યારે હોરમજ્દે કહ્યું કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત! બુલંદ ઝાડો-માંના (તે) સોહામણા, ઉગેલાં, જોરાવર (ઝાડની) નજદીક તું જા, (અને) આએ કલામો તું ભણ:—નેમો ઉર્વઇરે વંઘ્વુઉહિ મજ્દધાતે અષઓને.* અષેમ વોહૂ.

૧૯. (જરતોશ્તે) તેનેમાટે બરસમ બુલંદીથી કપાવી, (કે જે) અએષના જેટલી લાંબી (તથા) યવના જેટલી પોહોળી† (હતી); તેની આસપાસથી કાપેલી બરસમને આસપાસ કાપતો ના.‡ (જે) માણસો અશો હોએ (તેઓ), ડાબે હાતે (તે બરસમ) પકડીને હોરમજ્દને ઇજે (તથા) અમશાસ્પંદોને ઇજે.§

૨૦. જરતોશ્તે હોરમજ્દને પુછયું, અએ તમામ જાણનારા હોરમજ્દ! તું જે હોરમજ્દ (તે) ઉંઘ વગરનો (તથા) જાગૃત છે. આએ બદન કે જે દેવ¶ (ઇઆને દરદ)થી મારેલું તેથી (જ્યારે) કોઈ માણસ હમરીત થાએછે,|| (અથવા) કોઈ માણસ પતરીત થાએછે||, (એટલે કે જ્યારે કોઈ શખ્સ) દેવથી કરીને (હરેક રીતે) રીમન થાએછે, (ત્યારે શું) તે માણસ (પાછો) પવિત્ર થાએ?

**ખોલાસો:**—(એ ફકરામાં એવો સવાલ પુછેલોછે કે જ્યારે કોઈ શખ્સ મુવેલાંનાં તનને અડકીને હમરીત થાએછે, અથવા મરી ગએલાંને અડકેલાં માણસને અડકીને પતરીત થાએછે, ત્યારે તે રીમન થએલો શખ્સ પાછો પાક થઈ શકે? એના જવાબમાં નીચે ૨૧—૩૫ મા ફકરાઓમાં ખોલાસો કરેછે.)

૨૧. ત્યારે હોરમજ્દે કહ્યું કે, અએ જરતોશ્ત! (તે રીમન થએલાં માણસની રીમની ઉતારવાને માટે) (તુંને) ગોમેજ શોધવો જોઇએ; (અને તે મેળવવાને માટે) ખસી કીધા વગરનો, કામને લાએકનો$ (તથા) પાક કીધેલો ગોધો હોરમજ્દની પેદા કી-

* માએની:—અએ ભલાં, હોરમજદના પેદા કીધેલાં પાક ઓરવર! (તુંને) નમાજ (હોજો)!

† **અએષ** અને **યવ**—એ એક જાતના ભરતના માપ છે; એના કદ બાબે કાંઈ ખોલાસો જણાયો નથી.

‡ અથવા આસપાસ જોઇને તે બરસમ કાપતો ના, ઇઆને જ્યારે બરસમ કાપે ત્યારે બિજી ગમ આસપાસ નહી જોવું, પણ બરસમની તરફજ નજર કરવી.

§ **હઓમસ્ય જાઇરિશ્ બેરેજો** થી તે **અષઓને વહિશ્તો** સુધીના બોલોનો સલસલાબંદ અર્થ થઈ શકતો નથી, તેથી મુકી દીધોછે. દરેક બોલ છુટો લેતાં સમજ પડેછે.

¶ **દેવ** બોલના ખોલાસા બાબે જુઓ મારી ખોરદેહ અવસ્તા બા માએની. સફે ૧૯ મે આપેલી નોટ.

|| જ્યારે કોઈ શખ્સ મુવેલાંને અથવા નસાને અડકીને રીમન થાએછે. ત્યારે તે હમરીત થએલો કેહેવાએ. જ્યારે કોઈ શખ્સ મુવેલાંને અથવા નસાને અડકેલા માણસને અડકીને રીમન થાએછે, ત્યારે તે પતરીત થએલો કેહેવાએ.

$ **દાઇત્યો—કેરેતેમ**નો અર્થ "કાએદાથી (અથવા ક્રિયાથી) બનાવેલો (વરસીઓ)" થઈ શકે

ધેલી જમીન ઉપર તુંને લઈ જવો જોઇએ.* આએ મરદ કે જે યોજદાથ્રેગર (તેણે) આસપાસ કશ ખેંચવી જોઇએ.

૨૨. અશો વખાણોમાંની સો (અશો વખાણ ઈઆને અષેમ્ વોહૂ) (તે રીમન થએલા માણસે) વખાણમાં ગાવી જોઇએ:—અષેમ્ વોહૂ (જાવત) વહિસ્તાઇ અષેમ્.

બેવડી (ઈઆને ૨૦૦) હોનવર (તે રીમન થએલા માણસે) ગાઇને ભણવી જોઇએ:—યથા અહૂ વઇર્યો (જાવત) વાસ્તારેમ્.

(ત્યારપછી) (ઉપર જણાવેલા) ગોધાના આપેલા ગોમેજથી ચાર નાહાન (તેણે) નાહાવાં જોઇએ; (તથા) હોરમજદના આપેલાં પાણીથી બે વખત (નાહાવું જોઇએ).

૨૩. (એ પ્રમાણે કીધાથી) તે માણસનું અંતઃકરણ પાક થાએ, તે માણસ પોતે પવિત્ર થાએ. તે માણસ ડાબી બાજુથી તથા જમણી બાજુથી, જમણી બાજુથી તથા ડાબી બાજુથી (કપડાં)† ઉંચે પકડે. ત્યારપછી જ્યાંહાંસુધી નવ રાત ગુજરે ત્યાંહાંસુધી, તે માણસ ભપકાદાર પેદા કીધેલી રોશણી આગળ દુઆ માંગે, કે જે ખોદાએના આપેલા તારાઓની (રોશણી) બુલંદ પ્રકાશેછે‡.

૨૪. ત્યારે ૯ રાત (ગુજરયા) પછી (તે માણસે) આતશને માટે ભેટ લઈ જવી જોઇએ; સુક્કાં લાકડાંઓમાંના (લાકડાં) આતશને માટે લઈ જવાં જોઇએ; વોહુ-ગઓન§ (નામની) બોએઓમાંની (બોએ) આતશને માટે લઈ જવી જોઈએ. (એમ કીધાથી) તે શખ્સ ખુશબોદાર થઈ શકે¶.

---

* રીમન થએલા માણસને પવિત્ર કરવા સારૂં જે નીરંગ વાપરવામાં આવેછે તે, ઉપર જણાવેલી સિફતવાળા તદન સફેદ બાલના-કોલા ગોધાનો હોવો જોઈએ. એ ગોધાને વરસીઓ કરીને કેહેછે. તેનો એક બી બાલ કાળો હોએછે તો તે રદ કરવામાં આવેછે.કેટલીએક ક્રિયા તથા તરતીબથી વરસીઆનો નીરંગ જાહાલ્યા પછી.બિજા ગોધાઓનો ગોમેજ તેમાં ભેળેછે.એ ક્રિયા નીરંગ,દીનને નામે ઓળખાએછે.

† અસલ એબારતમાં "કપડાં"નો બોલ નથી. "(તે) માણસ ઉંચે પકડે" એ પ્રમાણે છે. પેહેલવીમાં "કપડાં, વસ્ત્ર" બોલ પોતાની તરફથી મુકેલોછે. ડાકટર સ્પીગલે બી "ઉંચે પકડે"નો કર્મ "કપડાં" લીધોછે. અગરજો એ વાક્યને એની આગમચના ફકરા સાથે સંબંધ લઈએતો, એની મતલબ એવી થઈ શકે કે, તે રીમન થએલા માણસે ઉપર જણાવ્યા મુજબ નીરંગ ચોપડયા પછી તથા પાણીથી નાહી પોતાનું આંગ લુછીને, પછી બેહુ હાતે સોજ્જાં-ધોએલાં કપડાં પેહેરવાં.

‡ પ્રોફેસર હારલે **વોહુ મનો**નો અર્થ "આત્મા, જીવ, અંતઃકરણ" કરેછે; પ્રોફેસર દારમેસ્તેતે તેનો અર્થ પેહેલવી શરેહ ઉપરથી "કપડાં" કરેછે, અને **નિધઇથિશ**નો અર્થ "નીચે મુકે" કરીને એવી મતલબ ઉઠારેછેકે, તે રીમન થએલો માણસ નવ રાત **અરમેશ્ત—ગાહ**માં રેહે ત્યાંહાંસુધી તેના કપડાં બી હવામાં ખોલ્લાં મુકવાં.

§ વોહુ—ગઓનનો અર્થ લોબાન કરવામાં આવ્યોછે; જુઓ ૮ મી પરગરદના ૨ જા ફકરાની નોટ.

¶ પ્રોફેસર દારમેસ્તેતે પ્રમાણે **વોહુ મનો**નો અર્થ "કપડાં" લઈએતો એ વાક્યનો તરજુમો "તે કપડાંને સુગંધ આપવી જોઈએ" એમ થઈ શકે.

૨૫. (એ પ્રમાણે કીધાથી) તે માણસનું અંતઃકરણ પવિત્ર થાએ, (તથા) તે માણસ પોતે પાક થાએ.

**ખોલાસોઃ**—(ઉપર જણાવ્યા પ્રમાણે ક્રિયા કરીને નાહાવાથી તે માણસ પાક થાએછે, તથા તેના કપડાંને ધોઇને ખોલ્લાં મુક્યાથી તેબી પવિત્ર થાએછે.)

(તે માણસ) ડાબી બાજુથી તથા જમણી બાજુથી, જમણી બાજુથી તથા ડાબી બાજુથી કપડાં ઉંચે પકડે. તે શખ્સ (નીચે જણાવેલા અવસ્તાના કલામો) બુલંદ આવાજે ભણેઃ—નેમો અહુરાઇ મજ્દાઇ, નેમો અમેષએઇબ્યો સ્પેન્તએઇબ્યો, નેમો અન્યએષાંમ્ અષઓનાંમ*.

૨૬. જરતોશ્તે હોરમજદને પુછ્યું કે, અએ તમામ જાણનારા હોરમજદ! અશો નરને હું ખરે મારગે ચલાઉં? અશો નારીને હું ખરે મારગે ચલાઉં?† દરવંદોમાંના (તથા) દેવને ઇજિનારા માણસોમાંના પાપી જીંદગીવાળાને (હું ખરે મારગે ચલાઉં)? (કે જેઓએ) હોરમજદની પેદા કીધેલી જમીનને ખરાબ કીધી, વેહેતાં (પાણીઓ)માંના પાણીને, જવની વૃદ્ધિને (ઇબ્આને અનાજના વધારાને), (તથા) બિજી કીમતી ચીજોમાંની (ચીજને) ખરાબ કરી નાખી (તેઓને) હું ખરે મારગે ચલાઉં?

ત્યારે હોરમજદે કહ્યું કે, અએ અશો જરતોશ્ત! તુંને (તેઓને) ખરે મારગે ચલાવવું જોઇએ‡.

૨૭. હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર! (આએ) હાડમંદ દુનિયાંમાં કોઈ માણસ પોતાના રવાનને માટે (જે બક્ષેશો) પારકાને આપે, તે બક્ષેશો ક્યાંહાં થાએછે? તે બક્ષેશો ક્યાંહાં પાર પડેછે? તે બક્ષેશો ક્યાંહાં આસપાસ થાએછે? તે બક્ષેશો ક્યાંહાં જમાવ થાએછે§?

---

* ઉપલા અવસ્તાની માએનીઃ—નમાજ (હોજો) (દાદાર) હોરમજદને, નમાજ (હોજો) અમશાસ્પંદોને, નમાજ (હોજો) બિજા અશો (લોકો)ને!

† હિક્ષાનેનો અર્થ "બીદાર–જાગૃત કરવું, ઉસકેરવું, તાકીદ કરવી" બી થઈ શકે.

‡ જરતોસ્તે હોરમજદને પુછ્યું કે, અએ તમામ જાણનાર હોરમજદ! (તું મને કેહે કે) શું હું અશો માણસને તથા અશો બાઈડીને, દેવને ઈજનારાઓથી (તથા) પાપી જીંદગી ગુજારનારાઓથી દૂર રેહેવાને તાકીદ કરૂં? કે જેથી કરીને તેઓ જમીન ઉપર વેહેતાં પાણી, અનાજના વધારાને તથા બિજી નેઆમતોને આબાદ કરે (અથવા તેઓનો ફેલાવો કરે)? ત્યારે હોરમજદે કહ્યું કે, અએ દાનાવ જરતોસ્ત! તું તેમ કર (હારલે). જરતોસ્તે હોરમજદને પુછ્યું કે, ઓ માહ જ્ઞાની હોરમજદ! રાસ્ત માણસને, રાસ્ત બાઈડીને તથા દેવને ઇજનારા તોફાની (અથવા બંડખોર) માણસોના લત્તા (તરફ રેહેનારાઓ)ને શું હું ઉસકેરૂ (અથવા જાગૃત કરૂં)? કે તેઓ હોરમજદની પેદા કીધેલી જમીનનો, વેહેતાં પાણીનો, અનાજના પાકનો તથા બિજી તમામ નેઆમતોનો ઉપયોગ કરે? ત્યારે હોરમજદે કહ્યું કે, ઓ અશો જરતોસ્ત! તું તેઓને ઉસકેર (અથવા બીદાર કર) (હાઉગ).

§ અથવા તેનો બદલો કયાંહાં આપવામાં આવેછે? તેનો અવેજ કયાંહાં પાર પડેછે? તેનો બદલો કયાંહાં મળેછે? તે કીધેલાં કામો કયાંહાં એકઠાં થાએછે?

**ખોલાસો:**—(એ ફકરામાં એવો સવાલ પુછેલોછે કે, આએ દુનિયાંમાં માણસો જે ધર્મદાન કરે, બિજા તરફ કાંઇબી આપવું કરે, અથવા કાંઈબી સવાબનાં કામો કરે તે કામોનો બદલો તે માણસોને ક્યાંહાં મળેછે? તે પુણના કામો ક્યાંહાં એકઠાં થાએછે? એ સવાલનો જવાબ નીચે ૨૮—૩૨ મા ફકરાઓમાં આપેલોછે.)

૨૮. ત્યારે હોરમજ્દે કહ્યુંકે (તે) માણસના મુવા પછી, (તે) માણસના ગુજરવા પછી, (તથા) દેવો, દરવંદો અને ખરાબ જાણનારા (તેનો) નાશ કરેછે ત્યારપછી, જ્યારે ત્રીજી રાતની બામદાદ પ્રકાશેછે, (તથા) બુલંદ રોશણ થાએછે (ત્યારે), પુરતી રીતે આસાનીવાળા* પાહાડોની ઉપર સારાં હથિયારવાળો મિથ્ર† આવેછે, (અને ત્યારપછી) આફતાબ તલુ થાએછે.

૨૯. અએ સઉથી પવિત્ર જરતોશ્ત! વીજરેષ નામનો દેવ‡ દરવંદોના (તથા) દેવને ઈજનારા માણસોના પાપી જીંદગીવાળાં રવાનને બાંધીને લઈ જાએછે.

પુરાતમ વખતમાં પેદા કીધેલા રસ્તાઓમાંનો (તે રસ્તો), (જે) હોરમજ્દનો પેદા કીધેલો અશો ચિન્વતપુલ જે દરવંદ (ઈઆને પાપી માણસ)ને માટે તેમજ અશો (માણસ)નેમાટે (છે), (તે તરફ) (તે રવાન) જાએછે; (ત્યાંહાં એટલે કે તે ચિન્વત પુલ ઉપર) (આએ) હાડમંદ દુનિયાંમાં કીધેલાં કરતુકનેમાટે, (તે મુવેલાંનાં) અંતઃકરણને તથા (તેના) રવાનને (મેહેર ઈજ્દ, રશ્ને ઈજ્દ તથા સરોશ ઈજ્દ) પુછેછે.

૩૦. પેલી સોહાંમણી બનાવેલી, જોરાવર, સારા દેખાવની, ડહાપણવાળી, માનને લાએક,§ માથે તાજ રાખનારી, યુક્તિવાળી, સારો મારગ બતલાવનારી (અથવા સદ્‌ગુણી) આવેછે. તે (ઈઆને દનિસાફ) દરવંદોના ગુનાહ ભરેલાં રવાનને (દોજખના) અંધારાંમાં ગમગીન કરેછે. તે (દનિસાફ) અશો (માણસો)ના રવાનોને અલબુરજ (પાહાડ)ની પેલીપાર લઈ જાએછે, તથા ચિન્વતપુલની પેલીપાર હાત પકડીને લઈ જાએછે (કે જે) મીનો ઈજદોનો પુલ (છે).

---

* **અષ-ખ્નાથ**નો અર્થ "પુરતી રીતે ચલકાત—નુરવાળા" બી થઈ શકે.

† **મિથ્ર** એટલે કે રોશણીનું મૂળ-તત્વ, ખોરશેદ ઉગવાની આગમચ ખોરશેદના આવવાનો દેખાવ, સફે સહવારનું ઝઝકલું. એ બાબે વધારે ખોલાસા માટે જુઓ મારી ખોરદેહ અવસ્તા બા માએની, સફે ૪૯—૫૦ મે આપેલી નોટ.

‡ **વીજરેષો દએવો**નો અસલ અર્થ "ગમગીની ઉપજાવનારો દેવ" કરીને થાએછે.

§ **નિવવઇતિ** બોલનો જુદી જુદી રીતે તરજુમો કરવામાં આવ્યોછે; (કામોની)નોંધસાથે (હાઉગ); નેક માણસને પાપી માણસથી પિછાંનવાની શક્તિ ધરાવનાર (દારમેસ્તેતે); જોબણસાથની. જુવાન (હારલે); પ્રોફેસર રિકરટે એ બોલને ફારસી 'નીવારેહ'સાથે સરખાવીને એનો અર્થ 'લાકડી રાખનાર, લાકડીવાળી, કીધોછે. ડાકટર સ્પીગલે એનો તરજુમો કીધો નથી. અગરજો એ બોલને સંસ્કૃત નોવ્ (=દોંગુ થવું) ધાતુ ઉપરથી લઈએતો એનો અર્થ 'ભરેલાં આંગવાળી', અને સંસ્કૃત નિવ્ (=હોરમત આપવી) ધાતુ લઈએતો એનો અર્થ માન-ઈજતને લાએક થઈ શકેછે.

૩૧. (જ્યારે તે સારા માણસનું રવાન ચિન્વતપુલ પસાર કરીને મીનો ઇજદો-ના પુલ આગળ જાએછે ત્યારે), બહમન (અમશાસ્પંદ) (પોતાના) સોનાના બનાવેલાં તખ્ત ઉપરથી ઉભા થાએછે,* (અને ત્યાર પછી) બહમન (અમશાસ્પંદ) (તે રવાનને) (નીચે પ્રમાણે) કેહેછે†:—

"અએ અશો (રવાન)! ફાંની દુનિયાંમાંથી હમેશની દુનિયાં તરફ અહિંયાં હમારી આગળ તું કયાંહાં આવ્યું!"

**ખોલાસો:**—(બહમન અમશાસ્પંદ તે નેક તથા રાસ્ત માણસના રવાનને કેહેછે કે, તું ફાંની દુનિયાં છોડીને હમો ફરેશતાઓની આગળ આવ્યું તે કેવું સારૂં!)

૩૨. અશો (માણસો)ના રવાનો હોરમજદની નજદીક, અમશાસ્પંદોની નજદીક, સોનાના બનાવેલાં તખ્તની નજદીક, ગરોથમાન (બેહેશ્ત) (કે જે) હોરમજદનું રેહેઠાંણ, અમશાસ્પંદોનું રેહેઠાંણ (તથા) બિજા અશો (માણસો)નું રેહેઠાંણ (છે) તે તરફ ખુશીથી પસાર થાએછે.

**ખોલાસો:**—(ફકરા ૨૮—૩૨:—૨૭ મા ફકરામાં એવો સવાલ પુછવામાં આવ્યો છે કે, આએ દુનિયાંમાં કોઈ માણસ સવાબ તથા પુણ્યના કામો કરે તેનો તેને બદલો કયાંહાં મળેછે? તેના જવાબમાં તેની પછીના ફકરાઓમાં જણાવેછે કે, તે માણસના ગુજરવા પછી ત્રીજી રાતની બામદાદે તે માણસનું રવાન ચિન્વતપુલ આગલ જાએછે. પછી જણાવેછે કે એ ચિન્વતપુલ ઉપર સઘલા નેક તેમજ પાપી માણસોના રવાનોનું આવવું થાએછે. તે માણસે જીવતાં જીવત આએ દુનિયાંમાં જે જે કામો કીધાં હોએ, તે વિશે તેના અંતઃકરણને તથા તેના રવાનને તે પુલ ઉપર મેહેર દાવર ઇજદ, અશો સરોશ ઇજદ તથા રશ્ને રાસ્ત ઇજદ પુછેછે, ઈઆને તે માણસના સવાબ તથા પાપનો તોલ કરેછે. હવે આએ વખતે તે માણસે આએ દુનિયાંમાં જે જે કામો કીધાં હોએ તેની કેરદાર એટલેકે તેના કરતુકનો ખરો નમુનો ચિન્વત પુલ ઉપર તૈયાર થાએછે, તે એવી રીતે કે જો કોઈ શખ્સે સારાં તથા પુણના કામો કીધાં હોએતો, તેની કેરદાર સોહામણી, ખુબસુરત તથા ડહાપણવાળી હોએછે. એથી ઉલટું જે શખ્સે ગુનાહ ભરેલાં કામો કીધાં હોએતો, તેની કેરદાર બદશિકલ તથા બીહામણી હોએછે. તે રવાનનો ઈનસાફ થયા પછી તેના કરતુક મુજબ તેને સારી ઈઆ નરસ જગા આપવામાં આવેછે. પાપી ગુનેહગારોના રવાનોને વીજરેષ નામનો દેવ પોતાના દોજખી મુકામમાં લઈ જાએછે.

---

* અસલ એબારતમાં એ ક્રિયાપદ અપૂર્ણ ભૂતકાળમાં છે:—**ઉસેહિશ્તત.**

† અસલ એબારતમાં એ ક્રિયાપદ અપૂર્ણ ભૂતકાળમાં છે:—**ફ્રવઓચત.**

સારાં, નેક તથા સવાબકાર માણસોના રવાનો બેહેસ્તની બુલંદ જગા પામેછે, તથા તે રવાનોને બહમન અમશાસ્પંદ મુબારકબાદી આપેછે.)*

૩૩. પાકીજગી આપનારો શખ્સ અશો (હોએછે).† જેમ વરૂથી ઘેરાએલું મેંઢું વરૂથી બીહેછે તે પ્રમાણે દેવો, દરવંદો (તથા) ખરાબ જાણનારા (તે અશો માણસના) મુવા પછી (તેના રવાનની) સુગંધીથી બીહેછે.

**ખોલાસો:**—(નેક–સદગુણી માણસના મરણ પછી દેવો તેની ઉપર કોઇબી રીતે ગલબો કરી શકતા નથી, બલકે તેના રવાનની ખુશબોઈથી બીહીને નાહાસી જાએછે.)

૩૪. અશો માણસો એકઠાં મળેછે; નેરયોસંગ (ફરેશ્તો) સાથે મળેછે.

**ખોલાસો:**—(નેર્યોસંગ ફરેશ્તો બી અશો માણસોની મિજલસમાં હાજર છે.)

તું કેહે કે નેરયોસંગ (ફરેશ્તો) હોરમજદનો પેગામ લઈ જનાર‡ (છે).

અએ જરતોશ્ત! હોરમજદની આએ પેદાએશને તું પોતે વખાણ.§

* આએ ૧૯ મી પરગરદના ૨૭ થી તે ૩૨ સુધીના ફકરાઓમાં જે બીના આવેલીછે, તેવીજ મતલબનું લખાણ આપણને અવસ્તા જબાનમાં લખેલા હાદોખ્ત નુસ્કમાંથી બી મળેછે. જેનો નીચે ટુકમાં સાર આપ્યો છે:—જ્યારે નેક તથા અશો માણસ ગુજરી જાએછે ત્યારે, તેનું રવાન જે જગાએ તેને સંજેગીને મુકેલું હોએછે ત્યાંહાં, તેના માથાં આગળ ઓસ્તવદ ગાથા ભણતું બેસેછે; એ ત્રણ રાત તે રવાન ઘણીજ ખુશાલી, સુખ તથા આરામમાં રેહેછે. ત્રીજી રાતની બામદાદે તે ખુશબોદાર ઝાડોમાંથી પસાર થતું જાએછે, ત્યારે દક્ષિણ તરફથી ફુકતો સુગંધી પવન તેની તરફ આવેછે. આગળ ચાલતાં તેની કેરદાર એક ઘણીજ ખુબસુરત, મજબુત બાંધાની, તુરમંદ તથા કુલીન કન્યાના રૂપમાં નજર પડેછે. ત્યારે તે અશો માણસનું રવાન તેને પુછેછે કે તું કોણ છે? જવાબ મળેછે કે હું તારી કેરદાર છેઉં. તારી ખુબી તથા નેક કામોને લીધે હું આવા સારા દેખાવની થઈ. ત્યાર પછી તે રવાન હુમત, હુખ્ત, હવરેસ્ત એ પ્રમાણે ત્રણ તબક્ક આગળ ચાલીને, ચોથે તબક્કે બેહદ રોશાણી તરફ જાએછે, જ્યાંહાં તેને દાદાર હોરમજદ તથા બિજા અશો લોકોનાં રવાનો મુબારકબાદી આપેછે, ત્યાર બાદ તે રવાનને પીવાનેમાટે "**જરમય રઓગ્ન**" નામનું અમૃત આપવામાં આવેછે. એથી ઉલટું જ્યારે દુષ્ટ-પાપી માણસ મરી જાએછે ત્યારે, ત્રણ દાહાડા સુધી તેનું રવાન '**કાંમ નેમોઈ જાંમ**' (=હું કેહી જગાએ જાઉ) નામનો ગાથાનો હા ભણતું સંજેગીને મુકેલાં પોતાના કાલબુદના માથાં આગળ બેસેછે. એ ત્રણ રાત પોતાના કરતુકની શિક્ષા ખમવાની ધાસ્તીમાં તેને અતિશય બેચેની તથા દુ:ખ ઉત્પન્ન થાએછે. ત્યારપછી ત્રીજી રાતની બામદાદે તેના મારગમાં ઉત્તર તરફથી ફુકતો દુરગંધી પવન તેની આગળ આવેછે. ટુકાંમાં, તે રવાનને પેલા અશો માણસના રવાનથી તદન ઉલટું નજર પડેછે. પછી તે બેહદ અંધારાના ગારમાં જાએછે. જ્યાંહાં તેને જેહેરી તથા બદબો ચીજ પીવાનેમાટે આપવામાં આવેછે.

† **યઓજ્દાથ્ર્યો અપવ'**—એ બોલોને યુરોપિયન વિદ્વાનો છઠ્ઠી એકવચનમાં ગણીને તથા એની પછીના વાક્ય સાથેજોડી નાખીને નીચે મુજબ અર્થ કરેછે:—જેમ વરૂથી ઘેરાએલું મેંઢું વરૂથી બીહેછે તે પ્રમાણે ઘાતકી તથા ખરાબ કામ કરનારા દેવો તે અશો માણસ જે પાક થયો તેના મુવા પછી ( તેના રવાનની ) સુગંધીથી બીહેછે.

‡ અથવા એલચી. પ્રધાન, વજીર (હારલે); દોસ્ત (હાઉગ તથા દારમેસ્તેતે).

§ હઈથી તે ૪૨ મા ફકરાની આખેરી સુધીનો તરજુમો પ્રોફેસર હારલેએ ૧૯ મી પરગરદ પુરી થયા પછી Fragments એપ્રમાણે મથાલું કરીને જુદા ભાગ તરીકે આપ્યોછે.

૩૫. (દાદાર હોરમજદ કેહેછે) જરતોશ્તે મારો સખુન જાહેર કીધો.*

**ખોલાસો:**—(ઉપર ૩૪ મા ફકરાની આખેરીએ દાદાર હોરમજદે અશો જરતોશ્તને આએ દુનિયાંની તથા પેલી દુનિયાંની પેદાએશને વખાણવાને કહ્યું, તે મુજબ સખુન કબૂલ રાખીને અશો જરતોશ્તે કીધું.)

હોરમજદ જે અશો પેદાએશને પેદા કરનાર (તેને) હું વખાણુંછું; હોરમજદની પેદા કીધેલી જમીનને, હોરમજદના પેદા કીધેલાં પાણીને (તથા) અશો આરવરને હું વખાણુંછું; વોઉરૂ—કષ (નામના) દરિયાને હું વખાણુંછું; ચલકતાં આસમાનને હું વખાણુંછું; ખુદરતી હદ વગરની રોશણીને હું વખાણુંછું.

૩૬. અશો (લોકો)ની ચલકાટ ભરેલી (તથા) તમામ આસાની ભરેલી સઉથી સરસ દુનિયાંને (ઇઆને બેહેશ્તને) હું વખાણુંછું; ગરોથ્માન્ (બેહેશ્ત) (કે જે) હોરમજદનું રેહેઠાંણ, અમશાસ્પંદોનું રેહેઠાંણ, (તથા) બિજા અશોં (લોકો)નું રેહેઠાંણ (છે) (તેને) હું વખાણુંછું; ખુદરતી હમેસ્ત ગેહાંનને† (તથા) હોરમજદના પેદા કીધેલા ચિન્વતપુલને હું વખાણુંછું.‡

૩૭. પોહોળી આંખવાળા ભલા સઓકને§ હું વખાણુંછું; અશો (લોકો)ના જોરાવર ફરોહરોને (તથા) તમામ ફાએદા ભરેલી પેદાએશને હું વખાણુંછું; હોરમજદના પેદા કીધેલા (તથા) (માથાં ઉપર) ખોરેહ રાખનાર બેહેરાંમ (ઇજદ)ને હું વખાણુંછું; બલદના શરીરના (તથા) સોનેરી શિંગડાંવાળા, નુર ભરેલા (તથા) ચલકાટ ભરેલા તેશ્તર સેતારાને હું વખાણુંછું.

૩૮. વૃદ્ધિકરનાર ગાથા (જે) અશો (તથા) સચ્ચાઈ ઉપર ચાલનારા સરદાર¶ તેઓને હું વખાણુંછું; અહુનવદ ગાથાને હું વખાણુંછું; ઓશતવદ ગાથાને હું વખા-

---

* જરતોસ્તે હોરમજદના આએ સખુનો માન સાથે કબૂલ રાખ્યા (અને કહ્યું) (હારલે).

† "હમેસ્ત ગેહાંન" એ બેહેસ્ત તથા દોજખની વચ્ચેની જગાને કેહેછે. જે માણસોના સવાબ તથા પાપ એકસરખાં હોએછે તેઓને માટે પેલી જેહાંનમાં ઠેરવેલી જગા. બેહેસ્ત તથા દોજખની વચમાં આવેલી જગા (હાઉગ); હમેશના સુખની બુલંદ જગા, બેહેસ્તની જગા (દારમેસ્તેતે).

‡ અસલ એબારતમાં **નિદ્ધબયેમિ મિસ્વાનહે ગાતવહે ખધાતહે ચિન્વત્–પેરેતૂમ્ મજદધાતાંમ્** (=ખુદરતી હમેસ્ત ગેહાંનના હોરમજદના પેદા કીધેલા ચિન્વત પુલને હું વખાણુંછું) એ પ્રમાણે છે. "હમેસ્તગેહાન" ૬ ઠી એકવચનમાં છે. એ ઉપરથી ડાકટર હાઉગ એ વાકયનો અર્થ નીચે મુજબ કરેછે:—"હમેસ્ત ગેહાંનમાં આવેલા ઇઆને બેહેસ્ત તથા દોજખની વચ્ચે આવેલા ચિન્વત પુલને હું વખાણુંછું."

§ **સઓક** ઇઆને દોલત–લક્ષ્મી–સુખ ઉપર મવક્કેલ ફરેસ્તો.

¶ **રતુક્ષથ્રાબ્યો**નો અર્થ "વખતની ઉપર સરદારી ભોગવનારા" બી થઈ શકે.

ણુંછું; સ્પેન્તોમદ ગાથાને હું વખાણુંછું; વોહુક્ષથ્ર ગાથાને હું વખાણુંછું; વહેશ્તો-
ઈશ્ત* ગાથાને હું વખાણુંછું.

૩૯. આએ કેશ્વર કે જે અરેજહિ (તથા) સવહિ (તેઓ)ને હું વખાણુંછું; આએ
કેશ્વર કે જે ફ્રદધફ્શુ (તથા) વીદધફ્શુ (તેઓ)ને હું વખાણુંછું; આએ કેશ્વર કે જે
વોઉરૂ-બરેશ્તિ (તથા) વોઉરૂ-જરેશ્તિ (તેઓ)ને હું વખાણુંછું; આએ કેશ્વર કે જે
ચલકતું ખનિરથ† (તેને) હું વખાણુંછું; દોલતમંદ (તથા) નુરમંદ હેતુમતને હું વ-
ખાણુંછું; ભલી અશિશ્વંગને હું વખાણુંછું; સારાં જ્ઞાનને હું વખાણુંછું; સઉથી સાચ્ચાં
જ્ઞાનને (ઇઆને ધર્મની કેળવણીને) હું વખાણુંછું; એર્યન દેશોના ખોરેહને હું વ-
ખાણુંછું; સારા ચાકર નફરવાળા‡ જમશેદ પાદશાહના ખોરેહને હું વખાણુંછું.

૪૦. અશો સરોશ (ઈજદ) (જ્યારે) ઇજીએલો (હોએછે) (ત્યારે), (તે) ખુશી ભ-
રેલો, પ્યારો (તથા) માન પામેલો (હોએછે). અશો સરોશ (ઈજદ) સારા દેખાવનો
(તથા) વેરીને મારનારો (છે). આતશનેમાટે ભેટ તુંને લઈ જવી જોઇએ; આતશને
માટે સુક્કાં લાકડાંઓમાંના (લાકડાં) તુંને લઈ જવાં જોઇએ; આતશનેમાટે વોહુ-
ગઓન§ (નામની) ખુશબોમાંની (ખુશબો) તુંને લઈ જવી જોઇએ. સ્પેનજઘ
(નામના) દેવને મારનારો વાજિશ્ત (નામનો) આતશ તુંને ઇજવો જોઇએ. લે-
હેજતદાર, પુશ્કળ (તથા) દુધનો¶ ખોરાક તુંને લઈ જવો જોઇએ.

૪૧. અશો સરોશ (ઈજદ)ને તુંને ઈજવો જોઇએ. કુંદ, બંગ (તથા) વીબંગ‖
(નામના) દેવો(ની ઉપર) (તથા) દરૂજોમાંના, દરવંદોમાંના, (તથા) દેવને ઇજનારા
માણસોમાંના પાપી જીંદગીવાળાની ઉપર પડીને અશો સરોશ (ઈજદ) (તેઓને)
મારેતો સારૂં! (જે દેવ દરૂજો) પાકીજગી આપનારના દેશોની ઘણાજ નજદીક (છે).
(માણસે) (પોતાના) કામમાં પુઠે લાગવું જોઇએ; પશુના ખોરાકને માટે (તથા)
ગાએના ખોરાકને માટે (તેણે) ખેતરમાં કામ કરવું જોઇએ.

---

* એ પાંચ ગાથાના ખોલાસા બાબે જુઓ મારી ખોરદેહ અવસ્તા બા માએની, સફે ૧૫૩-૧૫૪.
† એ કેશ્વરોના ખોલાસાબાબે જુઓ મારી ખોરદેહ અવસ્તા બામાએની, સફે ૪૧ મે આપેલી નોટ.
‡ હુવાંથ્વનો અર્થ રૈયતની સારી રીતે પાસબાની કરનાર બી થઈ શકે.
§ વોહુ-ગઓનનો અર્થ લોબાન કરવામાં આવ્યોછે; જુઓ ૮ મી પરગરદના ૨ જા ફકરાની નોટ.
¶ **વીધજારયેઈન્તીમ** બોલના ત્રણ ચાર અર્થ થઈ શકેછેઃ—૧-મીઠાંનો (ઇઆને સ્વાદદાર; ફીક્કો
નહી);૨—દુધનો; ૩—ગગરતો, ટીપાતો (ઈઆને ઘાનો ગગરતો); ૪—ઉભાણુ થતો.
‖ એ બોલોના અસલ અર્થ નીચે મુજબ છેઃ—**કુન્દ**=હેમાકત, મુર્ખતા; જડબુદ્ધિ; **બંગ**=છાકત-
પણું; **વીબંગ**=વધારે-ઘણું છાકતપણું.

૪૨. ઉંડા દરિયાનાં તળિયાંમાં પાણીમાં રેહેનારી કર (નામની) માછલીને હું વખાણુંછું; પ્રાચીન વખતથી પોતાના ઠેરવેલા મારગ પ્રમાણે ફરનાર ઘણીજ ભપકાદાર આકાશગંગાને હું વખાણુંછું; મીનો પેદાએશને (હું વખાણુંછું); સાત શિંગડાંવાળી રોશણીને હું વખાણુંછું.*

૪૩. દેવોનો દેવ પુર મરકીવાળો અંગ્રેમેન્યુશ એનીગમ ગુસ્સે થઇને બોલ્યો, પેલીગમ ગુસ્સે થઇને બોલ્યો, એનીગમ વિચારવા લાગ્યો, પેલીગમ વિચારવા લાગ્યો (એઓને ગભરાટમાં પડયો).†

**ખોલાસો:**—(અંગ્રેમેન્યુશની સાથે જે દેવો હતા તેઓના નામો નીચે જણાવેછે.)

ઇંદ્ર દેવ, સાઉરૂ દેવ, નાઓંઘ્નહઇથ્ય દેવ, તઉરૂવી (નામની દેવી), જઇરિચ (દેવ), ભયંકર હથિયારવાળો એશમ (દેવ), અકતષ દેવ–(કે જે) દેવની રસમની ટાહાડ (તથા) પ્રાણઘાતક નાશ ઉત્પન્ન કરેછે, (અને વળી) બુઢાપાથી માણસોને ખરાબ કરેછે (તે)–(તથા) બૂઇતિ દેવ, દ્રિવિ દેવ, દઇવિ દેવ, કસ્વિ દેવ, પઇતિશ‡ દેવ (તથા) દેવોનો દેવ (એ બધા ગભરાટમાં પડયા).

૪૪. (તે) દેવ કે જે પુર મરકીવાળો તથા ખરાબ જાણનારો અંગ્રેમેન્યુશ તે આએ પ્રમાણે ચીડાઇને બોલ્યો:—"દેવો, દરવંદો (તથા) ખરાબ જાણનારાઓ સાથે લઈ જવાએ કરીને અરેઝૂર (પાહાડ)ની ટોંચ ઉપર કોણને લાવે?"

**ખોલાસો:**—(અંગ્રેમેન્યુશે પોતાની ટોલકીવાળા તમામ દેવોને તાંનો મારીને કહ્યું કે, અગરજો તમો જરતોશ્તને પકડી નહી લાવી શકો તો બિજું શું કરી શકવાના? જરતોશ્ત જેવાને પકડી નહી લાવશો તો બિજાને પકડી લાવવામાં શું નામદારી?)

૪૫. દેવો, દરવંદો (તથા) ખરાબ જાણનારાઓ દોડયા (તથા) ચીડાઇને બોલ્યા;

---

* એ ફકરાને છેડે આવેલા "**હનાઓંઘ્નહો પુથ્રાઓંઘ્નહો પુસાઓંઘ્નહો બવઇન્તિ**" બોલોનો આખો અર્થ મને સમજ નથી પડતો. ડાકટર હાઉગ એ બોલોને એની આગમચના વાક્ય સાથે સંબંધ લઇને નીચે પ્રમાણે તરજુમો કરેછે:—"કીર્તિમાં વખણાએલા સાત જણને હું મનમાં આરાધુંછું, જેઓ બુઢા માણસો, છોકરા (તથા) ઉતરતી ઓલાદ છે."

† આએ ફકરાથી તે એ પરગરદની આખેરી સુધી પાછી જરતોસ્ત નામાને લગતી મીના આવીછે.

‡ ઇંદ્ર=इन्द्र–એ વેદના વખતનો મુખ્ય દેવ; ગર્જના કરનાર તથા લડાઇનો દેવ; સાઉરૂ=शर्व, शरु=મોતનો તીર નાખનાર દેવ; નાઓંઘ્નહઇથ્ય=नासत्य=જુદાઇનો દેવ; તઉરૂવી=तुर, आतुर=દરદ લાવનાર દેવી ('તઉર્વ'ની સ્ત્રીલિંગ); જઇરિચ=जरस=કોહોવાત–નાશ લાવનાર દેવ; છેલ્લા બે દેવને ખોરદાદ તથા અમરદાદના હરીફ ગણવામાં આવેછે; એશમ=Asmodeus=ગોસ્સા–કીનાનો દેવ; સરોશ ઇજદનો હરીફ; અકતષ=ખરાબી કરનાર દેવ; દ્રિવિ=ભીખારી હાલત લાવનાર દેવ; દઇવિ=દગલબાજી કરનાર દેવ; કસ્વિ=હલકાઈ–નીચાઈનો દેવ; પઇતિશ=(કોઈબી સારાં કામની) સાંમે થનાર દેવ.)

૨૫ ખરાબ જાણનારાઓ રડયા (અને) ચીડાઇને બોલ્યા; દેવો, દ-
દેવો, દરવંદો (તથા) ખરાબ જાણનારાઓએ ખરાબ નજર કીધી, (પછી) ચીડાઇને બોલ્યા કે,
રવંદો (તથા) ખરાબ જાણનારાઓએ ખરાબ નજર કીધી, (પછી) ચીડાઇને ઉપર એને લઈ જઇએ!"
"આપરે એકઠા મળીને અરેઝૂર* (પાહાડ)ની ટોંચ ઉપર એને લઈ જઇએ!" અંગ્રેમેન્યુશના

**ખોલાસો:**—(ઉપર ૪૪ મા ફકરામાં જણાવેલા તાંના ભરેલા અંગ્રેમેન્યુશના
સખુનો સાંભળીને તમામ દેવો શરમીનદા થઇને રડવા લાગ્યા, તથા જરતોશ્તની
ઉપર અદેખાઇની નજરે જોઈ ચીડ ચહડાવીને પોતપોતામાં કેહેવા લાગ્યા કે, એ
કાંઈ આપણીથી પકડાએ નહી; એને પકડવાને માટે આપણે જેટલીબી કોશેશ ક-
રશું તે ફોકટ જશે. તેનો સબબ નીચે ૪૬ મા ફકરામાં જણાવેછે.)

૪૬. અફસોસ! પોરોશસ્પના ઘેરમાં અશો જરતોશ્ત જનમેલો (છે); તેનું મોત
હમે કયાંહાં શોધીએ? (કારણ કે) તે તો દેવોનું હથિયાર (છે), તે તો દેવોથી (તદન)
ઉલટું કરનારો (છે), તે તો જુદાંને સાંભો જુઠો પાડનાર (છે), (તથા) દેવને ઇજિના-
રાને, દેવની રાહના નસાને (તથા) ફોકટ બોલેલાં જુદાંને તે નીચે તોડી પાડનાર છે.

૪૭. દેવો, દરવંદો (તથા) ખરાબ જાણનારાઓ ચીડાઇને બોલ્યા, (તથા) અં-
ધારી દુનિયાં કે જે ગંધાતું દોજખ (તેના) તળિયાંમાં નાહાસી ગયા.

**ખોલાસો:**—(સેવટે હાર ખાઇને તમામ દેવ દરૂજો અંગ્રેમેન્યુશને કેહેવા લાગ્યા
કે, હમારેથી જરતોશ્ત પકડાઈ શકાએ નહી, સબબકે તે તો હમારી દરેક ઠગાઈ
ભરેલી તદબીરને ઉંધી વાળેછે, એનો તે જન્મથીજ કટ્ટો વેરી છે. એ પ્રમાણે પો-
તાની બુરી મતલબમાં પુરેપુરા નિશ્ફળ થઇને તે બધા દોજખમાં નાહાસી ગયા.)

## પરગરદ ૨૦ મી.†

૧. જરતોશ્તે હોરમજદને પુછયું કે, હાડમંદ મુલકોના એએ ઘણોજ વૃદ્ધિ કર-
નાર મીનો, અશો પેદા કરનાર હોરમજદ! તંદરોસ્તી આપનારા,‡ નુરવાળા, યુક્તિ-
વાળા, જાદુને દફે કરનારા,§ દોલતવાળા, જોરાવર (તથા) આગળી અજમાએશ

* 'અરેઝૂર' બાબે જુઓ ૩ જી પરગરદના ૭ મા ફકરાની નીચે આપેલો ખોલાસો.

† એ પરગરદમાં શ્રિત નામનો શખ્સ જે પેહેલવીમાં સરીત અથવા ફારસીમાં અસ્રતના નામથી જણાએલોછે તેને લગતી બીના આવેલીછે. એ શ્રિત સામના ખાનદાનનો હતો. વળી એ પરગરદ ઉ-પરથી માલુમ પડેછે કે એ શખ્સ પોતાના જમાનામાં એક ઘણોજ નામાંકિત તબીબ થઈ ગયો. દા-દાર હોરમજદે કેટલીએક જાતના દવાની ખાસિયતના ઝાડો તથા રોપાઓ ઉત્પન્ન કીધા હતા, તેઓને ઉપયોગમાં લાવીને કેટલીએક જાતની બીમારીઓ જે માણસોને લાગેલી હતી તે તેણે દૂર કીધી.

‡ અથવા જેહેરનો ઉપાય રાખનારા.

§ શક્તિવાન, સામર્થ્યવાન (સ્પીગલ); ભાએગશાળી (હાર્લે); દોલતમંદ (દારમેસ્તેતે).

પાંમેલા* માણસોમાંનો સઉથી સરસ (માણસ) કીયો (હતો)? કે જણે દરદી તરફ દરદને (જવાથી) અટકાવ્યું, મોતવાળા (માણસ) તરફ કવખતના મોતને (જવાથી) અટકાવ્યું,† વજેમ્નો–અસ્તિ‡ (નામના દરદ)ને અટકાવ્યું, (તથા) માણસનાં તનમાંથી આતશની ગરમીને (ઇઆને તાપને) અટકાવી.§

૨. ત્યારે હોરમજ્દે કહ્યું કે, અએ સઉથી પવિત્ર જરતોશ્ત! તંદરોસ્તી આપનારા, નુરવાળા, યુક્તિવાળા, જાદુને દફે કરનારા, દોલતવાળા, જોરાવર (તથા) આગળી અજમાએશ પાંમેલા માણસોમાંનો સઉથી સરસ (માણસ) થ્રિત (હતો), જણે દરદી તરફ દરદને (જવાથી) અટકાવ્યું, મોતવાળા (માણસ) તરફ કવખતના મોતને (જવાથી) અટકાવ્યું, વજેમ્નો–અસ્તિ (નામના દરદ)ને અટકાવ્યું, (તથા) માણસનાં તનમાંથી આતશની ગરમીને (ઇઆને તાપને) અટકાવી.

૩. દરદની સાંમે થવાને, કવખતના મોતની સાંમે થવાને, દાઝુ (દજાર)ની સાંમે થવાને, તાપની સાંમે થવાને, સારન¶ (નામના દરદ)ની સાંમે થવાને, સારસત્ય¶ (નામના દરદ)ની સાંમે થવાને, અજન (નામના દરદ)ની સાંમે થવાને, અજહ્વ (નામના દરદ)ની સાંમે થવાને, કુરુઘ (નામના દરદ)ની સાંમે થવાને, અઝિવાકની‖ સાંમે થવાને, દુરુક (નામના દરદ)ની સાંમે થવાને, અસ્તઇરય (નામના દરદ)ની સાંમે થવાને, અઘષી (નામના દરદ)ની સાંમે થવાને, કોહોવાટ (તથા) નજીસાઈ (એ બધાં દરદો) જે અંગ્રેમેન્યુશે માણસોના આએ બદન ઉપર ઉત્પન્ન કીધાં (તેઓની) સાંમે થવાનેમાટે, (ઝાડ પાનમાંથી) રસ નીચવીને કાહાડેલી દવા તથા ધાતુની મેળવણીથી નીપજેલી (દવા) (થ્રિત નામના તખીએ) શોધી કાહાડી.$

---

* અથવા પેહેલા કાએદા પ્રમાણે ચાલનારા.

† અથવા જેણે દરદને દરદ તરફ રાખ્યું, (તથા) મરકીને મરકી તરફ રાખી (ઇઆને દરદ તથા મરકીને આગળ–વધારે ફેલાવાથી અટકાવી, તેઓને દાબી રાખ્યું.

‡ હાડકાં અથવા શરીરનો કોહોવાટ (હારલે); ખંજરનો ઘા (દારમેસ્તેતે).

§ એની મતલબ એકે માણસના બદનમાં જુદાં જુદાં દરદોનો ગલબો થતો અટકાવ્યો.

¶ **સારન**=માથાંનું દરદ; **સારસત્ય**=તાહાડીઓ તાવ (દારમસ્મેતે).

‖ ઇઆને સાંપના કરડવાથી થએલું દુઃખ; સાંપનો ડંખ.

$ **વિશચિથ્રેમ દિમ અયસત આયપ્ત ક્ષથ્ર વઇર્યને** અર્થ યુરોપિયન વિદ્વાનોએ નીચે મુજબ કીધોછેઃ—તમામ દરદોની સાંમે થવાને માટે તેણે (ઇઆને થ્રિત નામના તખીએ) ક્ષથ્ર વઇર્ય પાસેથી એક ઉપાય માંગ્યો. વળી પ્રોફેસર હારલેએ નોટમાં **વિશચિથ્રેમ** બોલને નીચે મુજબ સમજાવાની યુક્તિ કીધીછેઃ—વિશ્ ઇઆને જેહેર; ધાતુ ચિત્ ઇઆને દુર–દફે કરવું; **વિશચિથ્રેમ** એટલે જેહેરને દફે કરવાની દવા, જેહેરનો ઉતાર, પાવ જેહેર.

૪. (દાદાર હોરમજ્દ કેહેછે) ત્યારે હું કે જે હોરમજ્દ તેણે એક ગઓકેરેનની* આસપાસ પુશ્કળ (તથા) ઘણા સો (જાતના), પુશ્કળ (તથા) ઘણા હજાર (જાતના), પુશ્કળ (તથા) ઘણા દશ હજાર (જાતના) તંદરોસ્તી આપનારાં ઓરવરો† ઉત્પન્ન કીધાં.

૫. માણસોના આએ તનને (દરદોથી સાજું કરવાસારૂં) (ઉપર જણાવેલાં) તે દરેક (તંદરોસ્તી આપનારાં ઓરવર)ને હમે વખાણીએ છિય, તે દરેક (ઓરવર)ને હમે ઇચ્છીએ છિય, (તથા) તે દરેક (ઓરવર)ને હમે નમાજ લઈ જઇએ છિય.

**ખોલાસો:**—(આએ ફકરામાં દવાની ખાસિયત ધરાવનારાં તમામ ઝાડો તથા રોપાઓને પસંદ કરીને તેમને વખાણવામાં આવ્યાંછે, તેનો સબબ એકે તે ઝાડો મેવો ઉત્પન્ન કરનારાં ઝાડોના કરતાં વધારે ઉપયોગી છે; એ ઝાડોમાંથી નિકળતી જડી બુટ્ટીની દવા નીચે ૬ ઠા ફકરામાં જણાવેલાં દરદોને દફે કરી નાખેછે.)

૬. દરદની સાંભે થવાને, કવખતના મોત (અથવા મરકી)ની સાંભે થવાને, દાઝુ (અથવા ડાહામ)ની સાંભે થવાને, તાપની સાંભે થવાને, સારન (નામના દરદ)ની સાંભે થવાને, સારસત્ય (નામના દરદ)ની સાંભે થવાને, અજ્ન (નામના દરદ)ની સાંભે થવાને, અજ્હ્વ (નામના દરદ)ની સાંભે થવાને, કુરૂધ (નામના દરદ)ની સાંભે થવાને, અજ્વાક (અથવા સાંપના દંખ)ની સાંભે થવાને, દુરૂક (નામના દરદ)ની સાંભે થવાને, અસ્તઇરય (નામના દરદ)ની સાંભે થવાને, અઘષી (નામના દરદ)ની સાંભે થવાને, કોહોવાટ (તથા) નજીસાઈ—(એ બધાં દરદો) જે અંગ્રેમેન્યુશે માણસોનાં તનનેમાટે ઉત્પન્ન કીધાં તેની સાંભે થવાનેમાટે, (ચોથા ફકરામાં જણાલેલાં તંદરોસ્તી આપનારાં તમામ ઓરવરોને હમો વખાણીએ છિય, ઇચ્છીએ છિય તથા નમાજ લઈ જઇએ છિય).‡

૭. અએ દરદ! હું તુંને બદ દુઆ (અથવા શ્રાપ) દેઉંછું; અએ કવખતના મોત! હું તુંને શ્રાપ દેઉંછું; અએ દાઝુ (અથવા ડાહામ)! હું તુંને શ્રાપ દેઉંછું; અએ તાપ! હું તુંને શ્રાપ દેઉંછું; અએ સારન (નામના દરદ)! હું તુંને શ્રાપ દેઉંછું; અએ સારસત્ય (નામના દરદ)! હું તુંને શ્રાપ દેઉંછું; અએ અજ્ન (નામના દરદ)! હું

---

* પ્રોફેસર યુસ્તિ **ગઓકેરેન** નામના રોપા વિશે બુનદેહેશ નામની પેહેલવી કેતાબમાં આવેલો નીચે મુજબ ખોલાસો કરેછે:—**ગઓકેરેન**ને સફેદ હોમના નામથી ઓળખેછે. એ રોપો વોઉરૂકષ નામના દરિયામાં હર્વસ્પતોખ્મ નામના ઝાડની પાસે ઉગેછે. રસ્તાખીજને દાહાડે અમર કરવાને માટે પાવામાં આવશે. હારેમને એ રોપાને ખરાબ કરવા સારૂં એક ધલોરી બનાવી, પણ તે ખરાબ કરી શકી નહી, સબબ કે ૯૯૯૯૯ ફરોહરો તથા કર નામની માછલી એ રોપાની પાસબાની કરેછે".

† ઇઆને દવાની ખાસિયત ધરાવનારાં ઝાડો તથા રોપાઓ.

‡ એ ફકરો ડાકટર સ્પીગલની અવસ્તાની ચોપડીમાં તથા પ્રોફેસર હારલેના તથા પેહેલવી તરજુમામાં નથી.

તુંને શ્રાપ દેઉંછું, અએ અજહૂવ (નામના દરદ)! હું તુંને શ્રાપ દેઉંછું; અએ કુરૂધ (નામના દરદ)! હું તુંને શ્રાપ દેઉંછું; અએ અજિવાક (અથવા સાંપના દંખ)! હું તુંને શ્રાપ દેઉંછું; અએ દુરૂક (નામના દરદ)! હું તુંને શ્રાપ દેઉંછું; અએ અસ્તઇરય (નામના દરદ)! હું તુંને શ્રાપ દેઉંછું; અએ અઘષી (નામના દરદ)! હું તુંને શ્રાપ દેઉંછું..

ખોલાસોઃ—(એ ફકરામાં ભણનાર તમામ દરદોને બદ દુઆ દેછે, તથા તેઓની ઉપર ફિટકાર નાખેછે, અને એવું ઇચ્છેછે કે તે બધાં દફે થઇ જાએતો બેહેતર.)

૮. જેની વૃદ્ધિથી હમો દરૂજને મારી શકીએ. (જેની) વૃદ્ધિથી હમે દરૂજોને મારી શકીએ.* જેનું કૌવત, અએ હોરમજદ! હમારા જેવાને માટે જોરાવર (છે).

ખોલાસોઃ—(તંદરોસ્તી આપનારાં ઓરવરોની દવાની બરકતથી હમો દેવ દરૂજો ઇઆને જુદી જુદી જાતની બીમારીઓ તથા રોગોને તોડીએ.)

૯. હું ઇષિરે (નામના દરદ) ની સાંભે થાઉંછું; હું અઘૂઇરે (નામના દરદ) ની સાંભે થાઉંછું; હું અઘ્ર (નામના દરદ)ની સાંભે થાઉંછું; હું ઉઘ્ર (નામના દરદ)ની સાંભે થાઉંછું; હું રોગની સાંભે થાઉંછું; હું કવખતના મોતની (અથવા મરકીની) સાંભે થાઉંછું; હું દાઝુની સાંભે થાઉંછું; હું તાપની સાંભે થાઉંછું; હું સારન (નામના દરદ)ની સાંભે થાઉંછું; હું સારસત્ય (નામના દરદ)ની સાંભે થાઉંછું; હું અજન (નામના દરદ)ની સાંભે થાઉંછું; હું અજહૂવ (નામના દરદ)ની સાંભે થાઉંછું; હું કુરૂધ (નામના દરદ)ની સાંભે થાઉંછું; હું અજિવાકની સાંભે થાઉંછું; હું દુરૂક (નામના દરદ)ની સાંભે થાઉંછું; હું અસ્તઇરય (નામના દરદ)ની સાંભે થાઉંછું; અઘષી (નામનું દરદ), કોહોવાટ (તથા) નજીસાઈ—(એ બધાં દરદો) જે અંગ્રેમેન્યુશે માણસોનાં તનને માટે ઉત્પન્ન કીધાં (તેઓની) હું સાંભે થાઉંછું.

૧૦. દરેક દરદ તથા કવખતનું મોત તથા તમામ જાદુગરો તથા પરીઓ તથા તમામ દુષ્ટ જીનોની હું સાંભે થાઉંછું.

૧૧. પસંદ પડતો અઇર્યિમન† (નામનો ફરેશ્તો) જરતોશ્તના માણસોને તથા બાઇડીઓને ખુશાલી (આપવા)નેમાટે, (તથા) ભલાં મનની ખુશીનેમાટે આવે!

ખોલાસોઃ—(અઇર્યિમન નામનો ફરેશ્તો સારી મનશ્નીવાળા માણસોને તથા બાઈડીઓને ખુશાલી આપવાસારૂં આએ જગોએ આવે તો સારૂં!)

જે (અઇર્યિમન) (જરતોશ્તી) દીન કબૂલ રાખનારાઓને બદલાને લાએક કરેછે.

---

* અગરજો એકબારગી દુજે વરેદને સમાસ નામ (દુજે–વરેદ) ગણીએતો નીચે મુજબ અર્થ થઈ શકેઃ—જેની વૃદ્ધિથી હમો દરજને (તથા) દરજની વૃદ્ધિને મારીએ.

† અઇર્યમન ઈઆને મનને નચિંતાઈ આપનારો ફરેસ્તો,સલાહ–સંપજ–દોસ્તી કરાવનારો ફરેસ્તો.

ખોલાસોઃ—(જઓ જરતોશ્તી દીન ઉપર પુરતો એતેકાદ રાખેછે, તેઓને અ-ઇરિયમન નામનો ફ્રેશ્તો બદલો આપવાને લાએક ધારેછે.)

સચ્ચાઈની સચ્ચાઇને (ઇઆને સંપૂર્ણ રાસ્તીને) હું શોધુંછું, કે જે પસંદ પડતી (સચ્ચાઇ)ને હોરમજ્દે (પોતે) મ્હોટી ગણેલીછે*.

ખોલાસો:—(રાસ્તી એ એવી ચીજ છે કે જેને દાદાર હોરમજ્દે પોતે મ્હોટા દરજ્જો આપ્યોછે તથા તેને માનને લાએક ગણીછે.)

૧૨. પસંદ પડતો અઇરિયમન (ફ્રેશ્તો) દરેક (જાતના) દરદને તથા કવખતના મોતને તથા તમામ જાદુગરોને તથા પરીઓને તથા તમામ દુષ્ટ જીનોને મારેતો સારૂં!

૧૩—૧૪ યથા અહૂ વઇર્યો (જાવત) વાસ્તારેમ્.

કેમ્ ના મજ્દા (જાવત) ગએથાઓ અસ્તૂવઇતીશ્ અષહે.

---

# પરગરદ ૨૧ મી.

૧. અએ વૃદ્ધિ કરનારી જમીન† ! તુંને નમાજ (હોજો); અએ સારી પેદાએશની જમીન! તુંને નમાજ (હોજો); અએ આબાદ કરનારી (જમીન)! તુંને નમાજ (હોજો); અએ વૃદ્ધિ કરનાર (જમીન)! તુંને નમાજ (હોજો). સઉથી સરસ (તથા) અશો (લોકો)ને, (તથા) હવે પછી જનમ પાંમનારાઓને બક્ષેશ આપનારી (અએ જમીન!) તુંને નમાજ (હોજો). જે (વૃદ્ધિ કરનારી જમીન)ને આશ્મોગ (તથા) નાપાક જહિ‡ તથા દરવંદ જુલમગાર માણસ મારેછે (ઇઆને ખરાબ કરેછે).

૨. વાદલું એકઠું થયું; આગળ વેહેતાં પાણીવાળું, નીચે વેહેતાં પાણીવાળું (તથા) નજદીક વેહેતાં પાણીવાળું (વાદલું) એકઠું થયું.§

અએ અશો જરતોશ્ત! તું કેહે કે દરદને દફે કરવાનેમાટે, કવખતના મોતને દફે કરવાનેમાટે, જીનથી ઉત્પન્ન થએલાં દરદને દફે કરવાનેમાટે, જીનથી ઉત્પન્ન થએલાં

---

* આએ ૧૧ મો આખો ફકરો ઈજશ્નેના ૫૪ મા હાના પેહેલા ફકરામાં બી આવેછે, તથા પરણતાં જોડાંના આશીર્વાદમાં ભણવામાં આવેછે.

† ગએ (સંસ્કૃત ગૌ)નો અર્થ "ગાએ, બલદ" સિવાએ 'જમીન' બી થાએછે. યુરોપિયન વિદ્વાનોએ આએ ઠેકાણે ગએસ્પેન્ત નો અર્થ 'પવિત્ર ગોધો' કીધોછે. સઉથી પેહેલ્લાં પેદા કીધેલા ગોધા વિશે ઈશારો હોએ એવું પ્રોફેસરો હારલે તથા દારમેસ્તેતે ધારેછે.

‡ ઇઆને ગુનેહગાર—પાપી માણસ, વ્યભિચારી મરદ—ઓરત.

§ અએ વાદલાં! તમો આસ્માન તરફ, હવામાં તથા જમીન ઉપર આવો (દારમેસ્તેતે); અએ વાદલાં! તમો આવો; પાણીને આગળ, પછવાડે તથા નજદીક પાંથેરો (અથવા પડવા દેઓ) (હારલે).

મોતને દફે કરવાનેમાટે, ગધ (નામના દરદ)ને દફે કરવાનેમાટે, અપગધ (નામના દ-રદ)ને દફે કરવાનેમાટે, હજાર ઘણો વરસાદ તથા દશ હજાર ઘણો વરસાદ (આ૰યો).

**ખોલાસો**:—(આએ ફ્કરાને એની આગમચના ફ્કરાના પાછલા ભાગ સાથે સંબંધ લઇએતો, એની મતલબ એવી થઈ શકે કે, નાપાક જુલમગાર માણસે જમી-નને ખરાબ કીધી તથા તેની આબાદી ઘટાડી, તેથી જુદી જુદી જાતના દરદો ઉ-ત્પન્ન થયાં. તે દરદોને દફે કરવાને માટે દાદાર હોરમજદે વરસાદ વરસાં૰યો, તેથી જમીન પાછી આબાદ તથા લીલોતરીવાળી થઈ.)

૩. અગરજો (તે નાપાક આશ્મોગ) (જમીનને) દિવસના વખતમાં ખરાબ ક-રેતો, (હોરમજ્દ) સાંજના ઝઝકલાંની વખતે (તે જમીનને) તંદરોસ્તી આપે. અગરજો (તે નાપાક આશ્મોગ) (જમીનને) સાંજના ઝઝકલાંના વખતમાં ખરાબ ક-રેતો, (હોરમજ્દ) રાતને વખતે (તે જમીનને) તંદરોસ્તી આપે. અગરજો (તે નાપાક આશ્મોગ) (જમીનને) રાતને વખતે ખરાબ કરેતો, (હોરમજ્દ) બામદાદને વખતે (તે જમીનને) તંદરોસ્તી આપે.*

**ખોલાસો**:—( જ્યારે કોઈ નાપાક આશ્મોગ આએ જમીનને દરદવાળી કરે, ત્યારે દાદાર હોરમજદ તે જમીન ઉપરની ખરાબીને વધારેવાર રેહેવા નહી દેઇને, બિજી ગેહમાં તેને દૂર કરેતો સારૂં, જેથી નેક માણસોને દુ:ખ ખમવું નહી પડે.)

વરસાદની જગામાં વરસાદ વરસેછે, તેથી તાજું પાણી, નવી (ઇઆને લીલો-તરી–તરોતાજગીવાળી) જમીન, નવાં ઓરવરો, નવા તંદરોસ્તી આપનારા ઉપાયો તથા નવા તંદરોસ્તી આપનારા રોપાની ખેતી થાએછે.

૪. જેથી કરીને† વોઉરૂ–કષ (નામનો) દરિયો પાણીનો જમાવ થાએછે.

**ખોલાસો**:–(પાણીનો સઉથી મ્હોટો ભાગ વોઉરૂ–કષ નામના દરિયામાં હોએછે.)

(અએ વોઉરૂ–કષ નામના દરિયા !) તું ઉઠ, (અને) (તારૂં પાણી) એકઠું કર,‡ (પેહેલે) વાદલાંની જગા તરફ અને વળી જમીન તરફ. (અએ વોઉરૂ–કષ નામના દરિયા !) તું ઉઠ, (અને) પાણી સીપ, જમીન તરફ અને વળી વાદલાંની જગા તરફ.

**ખોલાસો**:—(વોઉરૂ–કષ નામના દરિયાને કેહેછે કે, તું બાફના આકારમાં તારૂં પાણી વાદલાંની જગાએ મોકલ, કે ત્યાંહાંથી તે વાદલાંનું પાણી વરસાદના રૂપમાં નીચે પડીને તમામ જમીનને આબાદ કરે. એ ફ્કરો અલંકાર ભાષામાં છે.)

* ઈઆને તે જમીન ઉપરની ખરાબી દૂર કરવાને વરસાદ વરસાવે.

† ઇઆને ૩ જા ફ્કરામાં જણાવ્યા પ્રમાણે વરસાદ વરસ્યાથી.

‡ અસલ એબારતમાં **હાંમ–યએતાઓંધ્રહો** છે, તેને બદલે **હાંમ–યએતંધ્રઉહ** (આજ્ઞાર્થ બિજો પુરૂષ એકવચન) લઈએતો "એકઠું કર" એવો અર્થ થઈ શકે.

જેની (ઇઆને વોઉરૂ–કષ નામના દરિયાની) ઉત્પત્તિનેમાટે તથા (તેના) વધારાનેમાટે હોરમજદે (આસ્માન ઉપર) વાદલાંની જગા બનાવી.

ખોલાસો:—(વોઉરૂ–કષ નામનો દરિયો પાણીથી ભરપુર થાએ એટલા માટે, દાદાર હોરમજદે આસ્માન ઉપર વાદલાંની જગા બનાવી.)

૫. અએ તેજ ઘોડાવાળા ખોરશેદ ! અલબુર્જ (પાહાડ)ની પેલી તરફથી ઉગવાએકરીને તું ઉગ, (જેથી) (હોરમજદની) (તમામ) પેદાએશોમાં તું રોશણી કરે.

(ખોરશેદને કેહેછે) અગરજો તું માન પામેલો છે તો તે (તરફ),* (ઇઆને) હોરમજદના પેદા કીધેલા રસ્તા તરફ, ખોદાએના આપેલા વાદલાંના મારગ તરફ, (તથા) મુકરર કીધેલાં ઠેરવેલાં મુકામ તરફ† તું ઉગ.

૬. આએ ખરાબી થાએ તેની આગમચ, (તથા) આએ (ખરાબી થયા)થી માંથ્ર સ્પેન્ત (ભણવી પડે) તેની આગમચ, (અએ ખોરશેદ! તું ઉગ).‡

હું તારી ઉત્પત્તિને તથા (તારા) વધારાને અહિંયાં પાક કરીશ;§ હું તારાં શરીરને તથા (તારી) શક્તિને પાક કરીશ. હું તુંને પુત્રવાળી તથા દુધવાળી (ઇઆને તરોતાજગીવાળી) કરીશ.¶

૭. (હું તુંને) ખેડવા લાએક, દુધવાળી, ચિકાસવાળી, રોગનવાળી, માવાવાળી તથા ફરજંદવાળી (કરીશ).‖ કૌવત (આપવા)ને માટે તારી હજાર ગાએ–ઢોરની મિલકતને અહિંયાં હું પાક કરીશ,❋ કે જે (ગાએ–ઢોર) (તારા) છોકરાનું પોષણ છે.×

---

* **તેમચિત્**ની આગમચ **પઇતિ** હોએ તેમ લેવું.

† **આપ્રેન્તેમ્**નો અર્થ "પાણીવાળું કરીને." થાએછે, પણ આએ ઠેકાણે ધાતુ અપ્=સંસ્કૃત આપ્=પોંહોંચવું ઉપરથી 'પોંહોંચવાની જગા,ઠેરવેલું મુકામ' એ અર્થ લાગુ પડશે.

‡ એ અર્થ મને પોતાને ખાતરીભરેલો લાગતો નથી, એના કરતાં વધારે સહી તરજુમો થવો જોઇએ.

§ અસલ એબારતમાં હું ધોવશ (**ફ્રસ્નયેનિ**) કરીને છે.

¶ એ પ્રમાણે કોણ કેહેછે. તથા કોણને કેહેછે તેનાં નામો આએ ઠેકાણે જણાવ્યાં નથી; પણ એ પરગરદની આસપાસની એબારત ધ્યાનમાં લેતાં એવું લાગેછે કે, વોઉરૂ–કષ નામનો સમુદ્ર ઈઆતો વાદળાંના પાણી ગોયા જમીનને કેહેછે કે, મારાં પાણીની બરકતથી, ઈઆને પાણી સીંચ્યાથી હું તુંને ફલદ્રુપ કરીશ. આએ આખી પરગરદ અલંકાર ભાષામાં લખેલીછે.

‖ એના ખોલાસા બાબે જુઓ એજ પરગરદના ૬ ઠા ફકરાને છેડે આપેલી નોટ.

❋ એ ફકરામાં આવેલા '**હાંમ**' બોલને બદલે '**ખાંમ**' (=પાણીના ચશ્મા) લઈને પ્રોફેસરો હારલે તથા દારમેસ્તેતે એ ફકરાનો નીચે મુજબ અર્થ કરેછે:—હજાર પાણીના ચશ્મા કે જે ઘાંસ ચારની જગામાં વેહેછે તથા જે ઘાંસ ચારો બચ્ચાંની દોલત (ઇઆને ગુજરાણનું સાધન) છે તે પાણીના ચશ્માને તારેવાસ્તે હું પાક કરીશ (હારલે). તારેમાટે ઘાંસ ચારની જગામાં હજાર પાણીના ઝરા વેહેતા તથા દોડતા કરીશ કે જે જગા બચ્ચાંને ખોરાક આપશે (દારમેસ્તેતે).

× આએ ફકરાને એની આગમચના (૬ ઠા) ફકરા સાથે સંબંધ લઈએતો, એની મતલબ એવી દીસેછે કે, પાણી ગોયા જમીનને કેહેછે કે તારી સપાટી ઉપરના ગાએ–ઢોરને હું પાણીથી પાક કરીશ કે તે પાક થએલાં ગાએ ઢોરનું દુધ તથા તે દુધમાંથી બનતી ચીજો.જેવી કે માખન, પનીર, દહી, ઘી ઇત્યાદિ જમીન ઉપર રેહેનારાં માણસોના ખોરાક થાએ.

૮. જેથી કરીને (ઇઆને વરસાદ વરસ્યાથી) વોઉરૂ–કષ (નામનો) દરિયો પાણીનો જમાવ થાએછે. (અએ વોઉરૂ–કષ નામના દરિયા!) તું ઉઠ, (અને) (તારૂં પાણી) એકઠું કર, (પેહેલ્લે) વાદલાંની જગા તરફ અને વળી જમીન તરફ. (અએ વોઉરૂ–કષ નામના દરિયા!) તું ઉઠ, (અને) પાણી સીંપ, જમીન તરફ અને વળી વાદલાંની જગા તરફ. જેની (ઇઆને વોઉરૂ–કષ નામના દરિયાની) ઉત્પત્તિનેમાટે તથા વધારાને માટે હોરમજદે જમીનને પેદા કીધી.

૯. અએ ગાએ–બલદનાં તોખમના માહાતાબ*! અલબુર્જ (પાહાડ)ની પેલી તરફથી ઉગવાએ કરીને તું ઉગ, (કે તેથી કરીને) (હોરમજદની) (તમામ) પેદાએશોમાં તું રોશણી કરે. અગરજો તું માન પામેલોછે તો તે (તરફ), (ઇઆને) હોરમજદના પેદા કીધેલા રસ્તા તરફ, ખોદાએનાં આપેલા વાદલાંના મારગ તરફ (તથા) મુકરર કીધેલાં ઠેરવેલાં મુકામ તરફ તું ઉગ.

૧૦. આએ ખરાબી થાએ તેની આગમચ, (તથા) આએ (ખરાબી થયા)થી માંથ્ર સ્પેન્ત (ભણવી પડે) તેની આગમચ (અએ માહાતાબ! તું ઉગ).

હું તારી ઉત્પત્તિને તથા (તારા) વધારાને અહિંયાં પાક કરીશ; હું તારાં શરીરને તથા (તારી) શક્તિને પાક કરીશ. હું તુંને પુત્રવાળી (તથા) દુધવાળી કરીશ.

૧૧. (હું તુંને) ખેડવા લાએક, દુધવાળી, ચિકાસવાળી, રોગનવાળી, માવાવાળી તથા ફરજંદવાળી (કરીશ). કૌવત (આપવા)ને માટે તારી હજાર ગાએ–ઢોરની મિલકતને અહિંયાં હું પાક કરીશ, કે જે (ગાએ–ઢોર) (તારા) છોકરાનું પોષણ છે.

૧૨. જેથી કરીને (ઇઆને વરસાદ વરસ્યાથી) વોઉરૂ–કષ (નામનો) દરિયો પાણીનો જમાવ થાએછે. (અએ વોઉરૂ–કષ નામના દરિયા!) તું ઉઠ, (અને) (તારૂં પાણી) એકઠું કર, (પેહેલ્લે) વાદલાંની જગા તરફ અને વળી જમીન તરફ. (અએ વોઉરૂ–કષ નામના દરિયા!) તું ઉઠ, (અને) પાણી સીંપ, જમીન તરફ અને વળી

* માહાતાબને ગાએ–બલદના તોખમનો કહેલોછે તેનું કારણ એકે, તેની ચાલ ધીમા છે. આફતાબની ચાલ આપણી નજરે જહડપવાળી જણાએછે; તથા તેની સિફતને માટે અવસ્તામાં **અઉર્વત–અસ્પ** (ઇઆને ચાલાક ઘોડાવાળો) આવેછે. વળી દબેસ્તાન નામની ફારસી કેતાબમાં આફતાબની શિકલ તેજ ઘોડા ઉપર અને માહાતાબની શિકલ બલદની ઉપર આપીછે. અગરજો **ચિથ્ર** નો અર્થ 'ચેહેરો' લઇએતો **માઓંઘ્રહ ગઓચિથ્ર**નો અર્થ "ગાએ–બલદના ચેહેરાનો માહતાબ" એવો થઇ શકે. "ગાએ–બલદના ચેહેરાનો" કેહેવાનું કારણ એમ થઇ શકે કે શરૂઆતમાં બે ત્રણ દાહાડા સુધી ચંદ્રમાનો દેખાવ ગાએ–બલદના શિંગડાના જેવો હોએછે. યુરોપિયન વિદ્વાનોએ એ બોલોનો અર્થ આપણા દસ્તુરોના અર્થને અનુસરતો "ગાએઢોરનું તોખમ રાખનાર માહાતાબ" કીધોછે

વાદલાંની જગા તરફ. જે (વોઉરૂ–કષ નામના દરિયા)ની ઉત્પત્તિને માટે તથા
(તેના) વધારાને માટે હોરમજ્દે ઝાડપાનો* પેદા કીધાં.†
૧૩. અએ વખણાએલા (તથા) પાણીના દેખાવના સેતારાઓ ! અલબુર્જ પાહા-
ડની પેલી તરફથી ઉગવાએ કરીને તમો ઉગો,‡ (કે તેથી કરીને) (હોરમજ્દની)
(તમામ) પેદાએશોમાં તમો રોશણી કરો.
(સેતારાને કેહેછે) અગરજો તું માન પામેલોછે તો તે (તરફ), (ઇઆને) હોરમ-
જ્દના પેદા કીધેલા રસ્તા તરફ, ખોદાએના આપેલા વાદલાંના મારગ તરફ, (તથા)
મુકરર કીધેલાં ઠેરવેલાં મુકામ તરફ તું ઉગ.
૧૪. આએ ખરાબી થાએ તેની આગમચ, (તથા) આએ (ખરાબી થયા)થી
માંથ્ર સ્પેન્ત (ભણવી પડે) તેની આગમચ (અએ સેતારા ! તમો ઉગો).
હું તારી ઉત્પત્તિને તથા (તારા) વધારાને અહિંયાં પાક કરીશ; હું તારાં શરીરને
તથા (તારી) શક્તિને પાક કરીશ. હું તુંને પુત્રવાળી (તથા) દુધવાળી કરીશ.
૧૫. (હું તુંને) ખેડવા લાએક, દુધવાળી, ચિકાસવાળી, રોગનવાળી, માવાવાળી
તથા ફરજંદવાળી (કરીશ). કૌવત (આપવા)ને માટે તારી હજાર ગાએઢોરની મિ-
લકતને અહિંયાં હું પાક કરીશ, કે જે (ગાએ ઢોર) (તારા) છોકરાનું પોષણ છે.§
૧૬. જેથી કરીને (ઇઆને વરસાદ વરસ્યાથી) વોઉરૂ–કષ (નામનો) દરિયો પા-
ણીનો જમાવ થાએછે. (અએ વોઉરૂ–કષ નામના દરિયા!) તું ઉઠ, (અને) (તારૂં
પાણી) એકઠું કર, (પેહેલ્લે) વાદલાંની જગા તરફ અને વળી જમીન તરફ. (અએ
વોઉરૂ–કષ નામના દરિયા !) તું ઉઠ, (અને) પાણી સીપ, જમીન તરફ અને વળી
વાદલાંની જગા તરફ. જેની (ઇઆને વોઉરૂ–કષ નામના દરિયાની) ઉત્પત્તિનેમાટે
તથા ( તેના ) વધારાનેમાટે, હોરમજ્દે (સુરજનું) ઉગવું (અથવા તાપ) પેદા કીધો.¶

* જેમ ફારસીમાં 'રૂઈદન' એટલે "ઉગવું, વધવું" ઉપરથી 'રૂઈદની' "ઝાડ પાન"ને અર્થે આ-
વેછે તે પ્રમાણે એ ફકરામાં આવેલા **વક્ષ** બોલનો અર્થ લેવો.

† વોઉરૂ–કષ દરિયાના વધારાને માટે દાદાર હોરમજદે ઝાડપાનો પેદા કીધાં, તેની સમજ એમ
આપી શકાએ કે, આસ્માન ઉપરથી વાદળાંને નીચે તોડી પાડી જમીન ઉપર વરસાદ વરસાવવામાં
ઝાડપાનો ઘણા જરૂરના છે; વરસાદ વરસ્યાથી વોઉરૂ–કષ દરિયાના પાણીના જમાવમાં વધારો થાએછે.

‡ અસલ એબારતમાં "તું ઉગ" (=**ઉજિર**) કરીને એક વચનમાં ક્રિયાપદ છે.

§ એના ખોલાસા બાએ જુઓ એજ પરગરદના ૭ મા ફકરામાં આપેલી નોટ.

¶ વોઉરૂ–કષ નામના દરિયાના વધારાને માટે દાદાર હોરમજદે ખોરશેદનું ઉગવું અથવા ખોરશેદનો
તાપ પેદા કીધો—તેની સમજ એકે, ખોરશેદના તાપથી જમીન ઉપરનું પાણી બાફના આકારમાં
આસ્માન ઉપર જાએછે, તેનાં વાદલાં થઈને નીચે જમીન ઉપર વરસાદ વરસેછે; અને તે વરસાદ વ-
રસ્યાથી વોઉરૂ–કષ દરિયાનાં પાણીમાં વધારો થાએછે.

૧૭. (અએ ખોરશેદ !)* કખુજ્જિ† (દેવ)ને દફે કરવાનેમાટે,‡ અયેહ્યે† (દેવ) ને દફે કરવાને માટે, (તથા) જાદુમંદ જહિને દફે કરવાનેમાટે ઉગવાએ કરીને તું ઉગ.

૧૮—૨૩. **ખોલાસો:**—(એ ફ્રકરાઓને માટે જુઓ ૨૦ મી પરગરદના ફ્રકરા ૯—૧૪.)

## પરગરદ ૨૨ મી.

૧. હોરમજ્દે સઉથી પવિત્ર જરતોશ્તને કહ્યું કે, હું જે હોરમજ્દ (તથા) હું જે નેઆંમતોનો આપનાર (છેઉં) (તેણે), આએ મુકામ (ઇંઆને આએ દુનિયાં)ને§ સોહાંમણી, રોશણીવાળી (તથા) દેખાંમણી પેદા કીધી.

"હું આગળ ચાલીશ (તથા) હું પાર કરીશ"¶

૨. (આએ હાડમંદ દુનિયાં કેહેછે):—ત્યારે (તે) સાંપે (ઇંઆને અંગ્રેમેન્યુશે) મારી તરફ નજર કીધી; ત્યારે (તે) સાંપ કે જે પુર મરકીવાળો અંગ્રેમેન્યુશ (તેણે) મારેમાટે ૯૯૯૯૯ દરદો પેદા કીધાં. તેટલામાટે, અએ પુર ખોરેહવાળા માંથ્ર સ્પેન્ત! તુંને મને તંદરોસ્તી આપવી જોઇએ.‖

૩. (આએ દુનિયાં માંથ્ર સ્પેન્તને કેહેછે) તેના બદલામાં હું તુંને જહડપવાળા અને મજબુતાઈથી દોડનારા ઘોડાઓમાંના ૧૦૦૦ (ઘોડા) તાબડતોબ આપીશ.

---

* અસલ એબારતમાં ખોરશેદનો બોલ નથી, પણ આસપાસની બાબદ ધેઆનમાં લેતાં એ બોલ લેવાને બની આવેછે. વળી બિજું એજે ખોરશેદના ઉગવાથી દેવ દરૂજો, જાદુગરો, પરીઓ, ચોરો ઇત્યાદિ દફે થઈ જાએછે, તે બાબેનું લખાણ આપણને ખોરશેદ નીઆએશમાંથી મળી આવેછે.

† 'કખુજ્જિ' અને '**અયેહ્યે**' એ બોલોનો ખાતરી ભરેલો ખોલાસો જણાયો નથી. પ્રોફેસર દારમેસ્તેતે પેહેલવી શરેહ ઉપરથી હારેમનના સેફાતી નામ ગણીને એ શબ્દોનો અર્થ 'રોશણી ઘટાડનાર' તથા 'ઉજડતા. નિષ્ફળતા' કરેછે. પ્રોફેસર હારલે કખુજ્જિ બોલને ફારસી 'કપૂ' (=બદશિકલ દેખાવ) સાથે સરખાવીને એવું ધારેછે કે ભયંકર દેખાવની કોઈ તુરાનીઅન અથવા શેમિટિક મુર્તિ હોએ. વળી '**અ-યેહ્યે**' ને સંસ્કૃત अयास्य સાથે સરખાવેછે. अयास्य=હિંદુસ્થાનનો એક નામાંકિત ઋષિ, ઇંદ્રનું એક લક્ષણ.

‡ જુઓ મારી વંદીદાદની ફ્રરહંગમાં **પખુસ્ત** બોલ.

§ પેહેલવીમાં **ન્માનેમ**નો તરજુમો "ગરોથ્માંન" કીધોછે. તે ભુલ થએલી દીસેછે. સબબકે નીચે જણાવેછે હારેમને તેમાં ૯૯૯૯૯ દરદો પેદા કીધાં. અને આપણે જાણીએ છિય કે ગરોથ્માંન બેહેસ્તમાં તો કોઈબી જાતની બીમારી અથવા દરદ પોતાનો પગપેસારો કરી શકતું નથી. **ન્માનેમ**ની મતલબ આએ પરગરદમાં "આએ હાડમંદ દુનિયાં" લેવી; એનો સાધારણ અર્થ 'ઘેર' થાએછે.

¶ એ પ્રમાણે કોણ કેહેછે, તે વિશે કાંઈ જણાવ્યું નથી, પણ કદાચ એમ થઈ શકે કે દાદાર હો-રમજદે આએ દુનિયાં પેદા કીધા પછી, તથા તેને ફરવાની ગતી આપ્યા પછી, ગોયા દુનિયાં પોતે કે-હેછે કે "હું આગળ ચાલીશ, હું પાર કરીશ", ઇંઆને હું હમેશને હમેશ સુધી ફરયા કરીશ.

‖ ઇંઆને ઉપર જણાવેલાં દરદોને દફે કરીને મને સાજી કરવી જોઈએ.

અએ ભલી, હોરમજદની પેદા કીધેલી અશો સઓક! હું (તુંને) ઇજું. તેના બદ-
લામાં* હું તુંને તેજ તથા ઉંચી ખુંધવાળાં ઉંટોમાંના ૧૦૦૦ (ઉંટ) તાબડતોબ આપીશ.
અએ ભલી, હોરમજદની પેદા કીધેલી અશો સઓક! હું (તુંને) ઇજું.

૪. (આએ હાડમંદ દુનિયાં માંથ્ર સ્પેન્તને કેહેછે) તેના બદલામાં* હું તુંને જો-
રાવર (તથા) જુદાં નહી થએલાં તનવાળા† અસ્પોમાંના ૧૦૦૦ (અસ્પો) તાબડ-
તોબ આપીશ. અએ ભલી, હોરમજદની પેદા કીધેલી અશો સઓક! હું (તુંને)
ઇજું. તેના બદલામાં* હું તુંને પોષણ કીધેલાં તથા તમામ જાતના નાધેલાં પશુ-
ઓમાંના ૧૦૦૦ (પશુઓ) તાબડતોબ આપીશ. અએ ભલી, હોરમજદની પેદા
કીધેલી અશો સઓક! હું (તુંને) ઇજું.

૫. (આએ હાડમંદ દુનિયાં માંથ્ર સ્પેન્તને કેહેછે) (જો તું મારાં તમામ દરદો
દફે કરશેતો) વળી હું તુંને શારી (અને) ભલી દુઆથી, (તથા) પ્યારી (અને) ભલી
દુઆથી આફ્રીન કરીશ.

**ખોલાસોઃ**—(તે દુઆથી શું ફાએદો થાએછે, તે વિશે નીચે જણાવેછે.)
જે (દુઆ) તંગીમાં આવેલાં માણસને‡ ભરપૂર કરેછે. તથા જેની પાસે પુરકળ
નેઆંમતો હોએ તેને‡ જોઇએ તેનાં કરતાં વધારે (નેઆંમતવાળો) (કરેછે). (તે
દુઆ) દુશ્મનને એકદિલી કરાવેછે, અને (દોસ્તીના) ગાંઠને મજબુત કરેછે.

**ખોલાસોઃ**—(ફકરા ૨–૫ઃ—હારેમને આએ દુનિયાંમાં જે પુરકળ દરદો કે-
લાવ્યાં તે દફે કરવાને માટે આએ દુનિયાં માંથ્ર સ્પેન્તને કેહેછે કે મારાં દરદો દૂર
કરીને આબાદ કર. તેની મેહેનતના બદલામાં આએ દુનિયાં માંથ્ર સ્પેન્તને કેટલો-
એક બદલો આપવા કબૂલ કરેછે, તથા તેનેમાટે નેક દુઆ કરવા કેહેછે, કે જે દુ-
આની બરકતથી તંગી દૂર થઇને દોલત વધે તથા દુશ્મનો વચ્ચેની અદાવત નિકળી
જઇને દોસ્તી તથા એકદિલીનો ગાંઠ બંધાએ. એ બધું લખાંણ અલંકાર ભાષામાં
આવેલુંછે.)

૬. પુર ખોરેહવાળા માંથ્ર સ્પેન્તએ તેને (ઇઆને દુનિયાંને) પાછો જવાબ
આપ્યો કે, હું તુંને કેમ તંદરોસ્તી આપું? હું તારાં ૯૯૯૯૯ દરદો કેમ દૂર કરૂં?

૭. (ત્યારપછી) પેદા કરનાર હોરમજદે નેરયોસંગ (ફરેશ્તા)ને કેહેવરાવ્યું કે,

* ઇઆને મારાં તમામ દરદો દફે કરવાની મેહેનતના બદલામાં.

† ખોડ–ખાંપણ વગરના (દારમેસ્તેતે તથા હારલે).

‡ અસલ એબારતમાં **ઊનેમ** ( એટલે તંગી ) તથા **પેરેનેમચિત** ( એટલે પૂર્ણતા–પુરકળપણું
ઇત્યાદિ) છે. એ પ્રમાણે કેટલીએક વખતે ભાવવાચક નામ સામાન્ય નામને અર્થે વપરાએછે.

અએ અનજુમનમાં બેસનારા (અથવા વખણાએલા)* નેરયોસંગ! જા, 'અઇર્યિમન (ફ્રેશ્તા)ના મુકામની નજદીક દોડ, (અને તેને) આએ કેહે કે,

૮. તું અઇર્યિમનને અશો હોરમજદે આએ (નીચેનો પેગામ) કેહેવાર્યો છે.

**ખોલાસો:**—(ફ્કરા ૬—૮:—આએ દુનિયાં ઉપરનાં તમામ દરદો દફે કરવાને જ્યારે માંથ્ર સ્પેન્તએ પોતાની અશક્તિ જણાવી, ત્યારે દાદાર. હોરમજદે પોતાના એલચી નેરયોસંગ ફ્રેશ્તા પુઠે અઇર્યિમન ફ્રેશ્તાની ઉપર પેગામ મોકલાવીને દુનિયાંનાં દરદો સાફ કરી નાખવાને કેહેવરાવ્યું, તથા તેની મેહેનતને માટે આએ દુનિયાંએ જે બદલો ઈત્યાદિ આપવા કહ્યો હતો તે બધી બીના ફરીથી કેહેવરાવી, કે જે નીચે ૮ મા ફ્કરાથી તે ૧૨ મા ફ્કરાની સેવટ સુધી આવેલીછે.)

(દાદાર હોરમજદ કેહેછે):—હું જે હોરમજદ (તથા) હું જે નેઆંમતાનો આપનાર (છેઉં) (તેણે) આએ મુકામ (ઇઆને આએ હાડમંદ દુનિયાં)ને† સોહાંમણી, રોશણીવાળી (તથા) ખુબસુરત પેદા કીધી.

"હું આગળ ચાલીશ (તથા) હું પાર કરીશ."‡

૯. (આએ હાડમંદ દુનિયાં કેહેછે):—ત્યારે (તે) સાંપે (ઇઆને અંગ્રેમેન્યુશે) મારી તરફ નજર કીધી; ત્યારે (તે) સાંપ કે જે પુર મરકીવાળો અંગ્રેમેન્યુશ (તેણે) મારે માટે ૯૯૯૯૯ દરદો પેદા કીધાં. તેટલામાટે, અએ પુર ખોરેહવાળા માંથ્ર સ્પેન્ત! તુંને મને તંદરોસતી આપવી જોઇએ.

૧૦. (આએ દુનિયાં માંથ્ર સ્પેન્તને કેહેછે) તેના બદલામાં હું તુંને જલદપવાળા અને મજબુતાઈથી દોડનારા ઘોડાઓમાંના ૧૦૦૦ (ઘોડા) તાબડતોબ આપીશ. અએ ભલી, હોરમજદની પેદા કીધેલી અશો સઓક! હું (તુંને) ઈજું.

તેના બદલામાં હું તુંને તેજ તથા ઉંચી ખુંધવાળાં ઉંઠોમાંના ૧૦૦૦ (ઉંઠ) તાબડતોબ આપીશ. અએ ભલી, હોરમજદની પેદા કીધેલી અશો સઓક! હું (તુંને) ઈજું.

૧૧. (આએ દુનિયાં માંથ્ર સ્પેન્તને કેહેછે) તેના બદલામાં હું તુંને જોરાવર (તથા) બુઢાં નહી થએલાં તનવાળા બલદોમાંના ૧૦૦૦ (બલદો) તાબડતોબ આપીશ. અએ ભલી, હોરમજદની પેદા કીધેલી અશો સઓક! હું (તુંને) ઈજું.

તેના બદલામાં હું તુંને પોષણ કીધેલાં તથા તમામ જાતના નાંધલાં પશુઓમાંના ૧૦૦૦ (પશુઓ) તાબડતોબ આપીશ.

---

* આગળથી ખબરઆપનાર, સુનાદી (દારમેસ્તેતે); દાનાવ (હારલે); મજલેસ એકઠીકરનાર (સ્પીગલ).
આગળથી ખબરઆપનાર, સુનાદી (દારમેસ્તેતે); દાનાવ (હારલે); મજલેસ એકઠીકરનાર (સ્પીગલ). — see also: આગળથી ખબરઆપનાર ... એજ બોલને માટે આપેલી નોટ.

† એના ખોલાસા બાબે જુઓ એજ પરગરદના પેહેલ્લા ફ્કરાની સેવટે આપેલી નોટ.

‡ એના ખોલાસા બાબે જુઓ એજ પરગરદના પેહેલ્લા ફ્કરાની સેવટે આપેલી નોટ.

અએ ભલી, હોરમજદની પેદા કીધેલી અશો સઓક! હું (તુંને) ઈજું.

૧૨. (આએ હાડમંદ દુનિયાં માંથ્ર સ્પેન્તને કેહેછે) (જો તું મારાં તમામ દરદો દફે કરશે તો) વળી હું તુંને સારી (અને) ભલી દુઆથી, (તથા) પ્યારી (અને) ભલી દુઆથી આફ્રીન કરીશ. જે (દુઆ) તંગીમાં આવેલા માણસને ભરપૂર કરેછે, તથા જેની પાસે પુશ્કળ નેઆંમતો હોએ તેને જોઇએ તેના કરતાં વધારે (નેઆંમતવાળો) (કરેછે). (તે દુઆ) દુશ્મનને એકદિલી કરાવેછે અને (દોસ્તીના) ગાંઠને મજબુત કરેછે.

૧૩. તેના (ઈઆને હોરમજદના) વચનો કબૂલ રાખીને અનજુમનમાં બેસનારો (અથવા વખણાએલો) નેરયોસંગ (ફ્રેશ્તો) ચાલ્યો, (અને) અઇર્યમન (ફ્રેશ્તા) ના મુકામની નજદીક દોડીને (તેને) આએ (નીચે જણાવેલા સખુનો) કહ્યા.

**ખોલાસો:**—(દાદાર હોરમજદના ફરમાવ્યા ઉપરથી નેરયોસંગ ફ્રેશ્તાએ દુનિયાંની ઉપરના તમામ દરદો દફે કરવા બાબેનો ઇત્યાદિ પેગામ નીચે ૧૪—૧૮ મા ફકરામાં જણાવ્યા પ્રમાણે અઇર્યમન ફ્રેશ્તાને પોંહોંચાડયો.)

૧૪. તું અઇર્યમનને અશો હોરમજદે આએ (નીચેનો પેગામ) કહેવાવ્યોછે.

હું જે હોરમજદ (તથા) હું જે નેઆંમતોનો આપનાર (છેઉં) (તેણે) આએ મુકામ (ઈઆને આએ હાડમંદ દુનિયાં)ને સોહાંમણી, રોશણીવાળી (તથા) ખુબસુરત પેદા કીધી. હું આગળ ચાલીશ (તથા) હું પાર કરીશ.*

૧૫. ત્યારે (તે) સાંપે મારી તરફ નજર કીધી; ત્યારે (તે) સાંપ જે પુર મરકીવાળો અંગ્રેમેન્યુશ (તેણે) મારે માટે ૯૯૯૯૯ દરદો પેદા કીધાં. તેટલામાટે, અએ પુર ખોરેહવાળા માંથ્ર સ્પેન્ત! તુંને મને તંદરોસ્તી આપવી જોઇએ.

૧૬. તેના બદલામાં હું તુંને જહડપવાળા અને મજબુતાઈથી દોડનારા ઘોડાઓમાંના ૧૦૦૦ (ઘોડા) તાબડતોબ આપીશ. અએ ભલી, હોરમજદની પેદા કીધેલી અંશો સઓક! હું (તુંને) ઈજું. તેના બદલામાં હું તુંને તેજ તથા ઉંચી ખુંધવાળાં ઉંટોમાંનાં ૧૦૦૦ (ઉંટ) તાબડતોબ આપીશ. અએ ભલી, હોરમજદની પેદા કીધેલી અશો સઓક! હું તુંને ઈજું.

૧૭. તેના બદલામાં હું તુંને જોરાવર (તથા) બુઢાં નહી થએલાં તનવાળા બલદોમાંના ૧૦૦૦ (બલદો) તાબડતોબ આપીશ. અએ ભલી, હોરમજદના પેદા કીધેલી અશો સઓક! હું (તુંને) ઈજું. તેના બદલામાં હું તુંને પરવરેશ પાંમેલાં તથા તમામ જાતનાં નાધલાં પશુઓમાંના ૧૦૦૦ (પશુઓ) તાબડતોબ આપીશ. અએ ભલી, હોરમજદની પેદા કીધેલી અશો સઓક! હું (તુંને) ઈજું.

---

* એના ખોલાસા બાબે જુઓ એજ પરગરદના પેહેલ્લા ફકરામાં આપેલી નોટ.

૧૮. (અગરજો તું મારાં તમામ દરદો દફે કરશેતો) વળી હું તુંને સારી (અને) ભલી દુઆથી, (તથા) પ્યારી (અને) ભલી દુઆથી આફ્રીન કરીશ. જે (દુઆ) તંગીમાં આવેલા માણસને ભરપુર કરેછે, તથા જેની પાસે પુશ્કળ નેઆંમતો હોએ તેને જોઇએ તેના કરતાં વધારે (નેઆંમતવાળો) (કરેછે). (તે દુઆ) દુશ્મનને એકદિલી કરાવેછે અને (દોસ્તીના) ગાંઠને મજબુત કરેછે.

૧૯. (ત્યારપછી) જલદીથી (ઇઆને) ઘણોવાર નહી થયો એટલામાં, પસંદ પડતો અઇરિયમન (ફરેશ્તો) પવિત્ર સવાલને લગતા પાહાડની નજદીક (તથા) પવિત્ર સવાલને લગતાં જંગલની નજદીક* શેતાબીથી આવી પોંહોચ્યો.

**ખોલાસોઃ**—(અઇરિયમન ફરેશ્તાએ ઉપર જણાવેલાં તમામ દરદો જમીન ઉપરથી દફે કરી નાખ્યાં કે નહી તે વિશે અસલ એબારતમાં કાંઈ જણાવ્યું નથી, પણ એટલું જણાવેલુંછે કે, પાહાડ તથા જંગલ તરફ તે અઇરિયમનશેતાબીથી આવ્યો. પછી નીચે ૨૦ મા ફકરામાં જણાવેછે કે, તે નવ ઘોડા, નવ ઉંઠ, નવ બલદ ઇત્યાદિનો ફાએદો લઈ ગયો. એ ઉપરથી માનવામાં આવેછે કે, જમીન ઉપરનાં તમામ દરદો તેણે દફે કીધાં હશે. આએ આખી પરગરદ અલંકાર ભાષામાં લખેલીછે.)

૨૦. (તે) પસંદ પડતો અઇરિયમન (ફરેશ્તો) નવ ઘોડાનો ફાએદો લઈ ગયો. (તે) પસંદ પડતો અઇરિયમન (ફરેશ્તો) નવ ઉંઠનો ફાએદો લઈ ગયો. (તે) પસંદ પડતો અઇરિયમન (ફરેશ્તો) નવ બલદનો ફાએદો લઈ ગયો. (તે) પસંદ પડતો અઇરિયમન (ફરેશ્તો) નવ નાધલાં પશુનો ફાએદો લઈ ગયો.† (તે) પસંદ પડતો અઇરિયમન (ફરેશ્તો) નવ સેબ ફળ‡ લઈ ગયો, (તથા) (તેણે) નવ કશ ખેંચી.

૨૧—૨૬. **ખોલાસોઃ**—(એ ફકરાઓને માટે જુઓ ૨૦ મી પરગરદના ફકરા ૯—૧૪.)

---

* ઈઆને જે પાહાડ ઉપર તથા જે જંગલમાં દાદાર હોરમજદ તથા પેગમબર જરતોસ્ત વચ્ચે દીન બાબે જવાબ સવાલ થયા તે જગાએ. વધારે ખોલાસા માટે જુઓ મારી ખોરદેહ અવસ્તા બામાએની, સફે ૧૭૪ મે આપેલી નોટ.

† એ ફકરામાં આવેલા **'નવનાંમ'** બોલનો અર્થ પ્રોફેસર હારલેએ 'જવાન' કીધોછે; તથા **'ગઓનેમ'** નો અર્થ જાત (સ્પીગલ); ટોલું (હારલે); પ્રોફેસર દારમેસ્તેતેએ બોલનો અર્થ કીધો નથી.

‡ **'વએતયો'** નો અર્થ જુદી જુદી રીતે કરવામાં આવ્યોછે. સેબફળ (રીકરટ); ઝાડની ડાંખળી, તે ઉપરથી બરસૂમ લેવાની નવગરેહ (દારમેસ્તેતે); બાંબુ (સ્પીગલ). એ ફકરાની વેસ્તરગારડની નોટમાં એક ઠેકાણે **'વએગયો'** બોલ મળ્યોછે તેને **'વએજયો'** નો અપભ્રંશ ગણીને સંસ્કૃત બીજ, બીજ સાથે સરખાવીને પ્રોફેસર હારલેએ **'નવ વએતયો'** નો અર્થ 'નવ જાતના બીજ' કીધોછે.

## વંદીદાદનો આએ તરજુમો કરવામાં જે અવસ્તાના બોલોને પ્રોફેસર વેસ્તરગાર્ડના લખાણથી જરા જુદા લેવાને દરૂસ્ત જણાયુંછે તે બોલોની ટીપ નીચે જણાવીછે.



† આવી નીશાનવાળા નીચે જણાવેલા બોલોને પ્રોફેસર યુસ્તિના વાંચનના સમજવા.

‡ આવી નીશાનવાળા નીચે જણાવેલા બોલોને ડાકટર સ્પીગલના વંદીદાદના પુસ્તકના સમજવા.

છેલ્લા કોઠામાં જે બોલો ઉપર નીશાન નથી મુકી તે બોલોને પ્રોફેસર વેસ્તરગાર્ડના વંદીદાદની ફુટ નોટમાંથી લીધેલા સમજવા.

| પ્રોફેસર વેસ્તરગાર્ડના પુસ્તક પ્રમાણે પરગરદનું તથા ફકરાનું નમબર. | પ્રોફેસર વેસ્તરગાર્ડના અવસ્તાના પુસ્તકમાં નીચે જણાવેલા બોલો આવેલાછે. | પાસેના કોઠામાં આપેલા બોલોને બદલે નીચે જણાવેલા બોલો લેવા. |
|---|---|---|
| વં. ૧૮, ૨૬. ૫૧. | અઐાપેત. | અઐાષઈત.‡ |
| વં. ૧૫, ૮. | અનથખ્તાંમ. | અનુસખ્તાંમ. |
| વં. ૬, ૪૩. | અવ-બેરેત. | અવ-બેરેતો. |
| વં. ૧, ૪. | ઉર્વેરયાઐા. | ઉર્વેરાઐા. |
| વં. ૧૪, ૯. | કુઈરિસ. | કુઈરિશ. |
| વં. ૧૦, ૧૩. | ખ્રવી-દૃમ. | ખ્રવી-દૃમ.† |
| વં. ૨, ૭. | ક્ષથ્રયાઐા. | ક્ષથ્રયાઐા. |
| વં. ૧૪, ૬. | ગુજો-વરેતનાંમ. | ગૂથો-વરેતનાંમ. |
| વં. ૨, ૨૨. | જેમો. | જિમો.† |
| વં. ૧૮, ૨૯. | તનુ મઝો. | તનુ-મઝો.† |
| વં. ૧૭, ૧. | દઐવો અઐાપો. | દઐવો-અઐાપો* |
| વં. ૧૯, ૪૫. | દઐાથ્રીમ. | દોઇથ્રીમ.‡ |
| વં. ૩, ૨૧; વં. ૯, ૫૦. | પતિત. | પઇતિત. |
| વં. ૭, ૫૧; વં. ૧૩, ૯. | પતિતેમ. | પઇતિતેમ. |
| વં. ૧૩, ૮. | પરો અસ્નાઇ. | પરો-અસ્નાઈ.† |
| વં. ૭, ૫૮. | પોઉરૂષુ. | પોઉરૂષો. |
| વં. ૧૯, ૩૩. | ફ્રતરેતઇતિ. | ફ્રતરેસઇતિ.‡ |
| વં. ૨૦, ૨. | વજેમ્નો અસ્તિ. | વજેમ્નો-અસ્તિ.† |
| વં. ૬, ૨૯. | વરેજાંમ. | વરેસાંમ‡ |
| વં. ૧૯, ૪૯. | વીદાતો. | વીધાતો. |
| વં. ૧૯, ૨૮. | ઉજઐનેમ. | હુજઐનેમ. |
| વં. ૧૩, ૧. ૫. | હુ-વક્ષત. | હૂ-વક્ષત. |

* સુધાર્યોછે.